# નિવેદન

એક ગ્રંથમા એક મહાન-પ્રતિભાનો સર્વતોમુખી પરિચય આપવાનું તો અશક્ય જ છે; એ જાણી-સમજીને ય, બને તેટલા વિવિધ પાસાઓની ઝાખી કરાવવાનો પ્રયાસ કર્યો છે; તેમાય, તેમને 'વિષે' કહેવા ઉપરાત, તેમના જ શબ્દોમા, તેમની ચિંતનધારા અને સર્જનધારા રજૂ કરવાનો અવિશેષ આગ્રહ સેવીને રવીન્દ્ર-દર્શનનો યોગ બને તેટલો સાધ્યો છે. જો કે, સામગ્રી એકઠી કરીને તેનું સંપાદન કરવામા અનેક મુશ્કેલીઓ અને મર્યાદાઓ રહી જ છે.

મૂળ બંગાળીમા રવીન્દ્ર-સર્જનનો જાતે આસ્વાદ કરનારા ગુજરાતી મિત્રોએ એ સર્જનોને ગુજરાતીમાં ઉતારતા વિવિધ રીતો-પદ્ધતિઓ અજમાવી છે; તેમા, સૌંદર્યના 'આસ્વાદ'ની દરેકની જે 'વિશેષતા' અમને દેખાઈ છે, તે ધ્યાનમા રાખીને અહીં ચયન રજુ કર્યું છે. તે જ રીતે 'રવીન્દ્ર-ચિંતન'મા જે વાત વધુ પ્રકાશમા આવી નથી, અને છતા રવીન્દ્રના મૂળ સ્રોતને સમજવામા મહત્ત્વની જણાઈ છે, તેવી સામગ્રીના ચયનનો વિશેષ આગ્રહ સેવ્યો છે.

આ સામગ્રીમા શ્રી નગીનદાસ પારેખ, શ્રી સુરેશ જોષી, શ્રી નાગરદાસ દેસાઈ તથા શ્રી. જયંતિલાલ

આચાર્યનો ઘણો મોટો ફાળો અને સલાહ-સૂચના અમને પ્રાપ્ત થયાં છે, તેને અમે અમારું સદ્ભાગ્ય સમજીએ છીએ. ઉપરાંત જેમણે જેમણે પોતાનાં અગાઉ છપાયેલાં લખાણો પ્રગટ કરવાની સંમતિ આપી છે, તે સૌનો તથા નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદે 'સ્વદેશી સમાજ' માંથી ઉતારા લેવાની જે પરવાનગી આપી છે, તે માટે તેમનો આભાર માનીએ છીએ.

અંક-ગ્રંથનું મુદ્રણ અત્યંત ઉત્સાહથી અને ચીવટથી સમયસર કરી આપવા બદલ અમે યશવંત પ્રિન્ટિંગ પ્રેસના સંચાલક તથા કારીગર ભાઈઓના અત્યંત આભારી છીએ.

'વિશ્વમાનવ'ના અંક રૂપે આ સામગ્રી મૂળ પ્રગટ કરવાનું અમારે માટે શક્ય બન્યું હતું, તે માટે, તેનો આર્થિક બોજો હળવો કરવામાં સહાયભૂત થનાર મિત્રો સ્નેહીઓમાં, અમે સવિશેષ વડોદરાના ઇલેક્ટ્રિક –જ્યોતિ ઉદ્યોગ જૂથના સંચાલક શ્રી. નાનુભાઈ અમીનના તથા બીજા સ્નેહી–મિત્રોના અત્યંત આભારી છીએ.

—ભોગીલાલ ગાંધી



પોતાની કલમે પોતાનું
રેખાંકન

*Rabindranath Tagore*

<u>રવીન્દ્રનાથની સર્જન-પ્રતિભા</u>

—આશરે ૧૦૦૦ કવિતાઓ
— ,, ૨૦૦૦ ગીતો
— ,, ૨૦૦૦ ચિત્રો

ઉપરાંત—(આશરે)

—૪૦ ગદ્ય-પદ્ય-સંગીત નાટકો
—૨૦ નવલકથા-નવલિકા ગ્રંથો
—૨૦ નિબંધ-ચિંતન ગ્રંથો
—આત્મવૃત્તાંત, પ્રવાસ-પ્રસંગો
—શિક્ષણ-પાઠ્ય પુસ્તકો....વગેરે.

આ ગ્રંથમાં આપેલા
તમામ ચિત્રો-સુશોભનો
કવિવર રવીન્દ્રનાથના પોતાના આંકેલાં છે.



## ખંડ ૧: રવીન્દ્ર–પરિચય

## ખંડ ૨ : રવીન્દ્ર-ચિંતન



**ધર્મ ચિંતન**



**કલાચિંતન**

## સંસ્કૃતિ ચિંતન

શિક્ષણ



## ખંડ ૩ : રવીન્દ્ર-સર્જન

ગદ્ય (સર્જનાત્મક)

## ગીતો



## કાવ્યો

નોંધ:–પૂ. પ. = પૂર્વ અને પશ્ચિમ : સ્વ. સ. = સ્વદેશી સમાજ



জন্ম : ৮-৫-১৮৬১ মৃত্যু : ৮-৮-১৯৪



જપાની કલાકારે
પારિસમાં કરેલું આલેખન
(૧૯૨૬)



પોતાની કલમે પોતે !

હવે પછીનાં ચિત્રો રવીન્દ્રનાથની કલમે





આફ્રિકન ચિત્ર (પાંચ્ચે)



પાસિફિક આદિવાસીઓનું નૃત્ય મહોરું

"મારાં ચિત્રો રેખાઓમાંની મારી કાવ્યપ્રવૃતિ છે. અને કદાપિ જો તે કીર્તિદા બનવાની હો તો તેની પાછળ એ કારણ નહિ હોય કે. તેઓ કોઈ વિચારનો પરામર્શ કરે છે, અથવા કોઈ હકીકતનુ પ્રતિનિધિત્વ કરે છે, પરંતુ એટના માટે હશે કે, મુખ્યત. તેઓ આકાર—જે આખરી છે-તેની અમુક લયબદ્ધ મહત્તાને પ્રગટ કરે છે."

—રવીન્દ્રનાથ

આ૦ બ્રહ્માંડના સ્વરૂપ વિષે બે ભિન્ન ખ્યાલો પ્રવર્તે છેઃ ૧. માનવતા પર નિર્ભર એક એકમ. ૨. માનવતાથી પર એવી વાસ્તવતા.

ટા૦—જ્યારે આપણું વિશ્વ અનંત પુરુષ સાથે સંવાદી બને છે ત્યારે આપણે તેને સત્ય તરીકે પીછાનીએ છીએ, સૌંદર્ય તરીકે અનુભવીએ છીએ.

આ૦—આ તો બ્રહ્માંડનો તદ્દન માનવીય ખ્યાલ છે.

ટા૦—આ સિવાય બીજો ખ્યાલ હોઈ ન શકે. આ દુનિયા એ માનવીય દુનિયા છે. તેને વિષેનો વૈજ્ઞાનિક ખ્યાલ પણ વૈજ્ઞાનિક માણસનો જ છે. બુદ્ધિ અને આનંદનું એક એવું ધોરણ છે, જે તેને સત્ય બનાવે છે. આ માનદંડ પેલા અનંત પુરુષનો છે, જેની અનુભૂતિ આપણી અનુભૂતિ દ્વારા થાય છે.

આ૦—આ તો માનવીય અસ્તિત્વનું દર્શન છે.

ટા૦—હા, પણ તે એક અનંત અસ્તિત્વ ધરાવતી વસ્તુ છે. આપણે તેનું દર્શન આપણા કર્મ અને ઊર્મિતંત્ર દ્વારા કરવાનું છે. આપણે તે અનંત પુરુષનું દર્શન આપણી સીમિતતા દ્વારા કરીએ છીએ. વ્યક્તિમાં સીમિત નહિ તેવા તત્ત્વો સાથે વિજ્ઞાનનો સંબંધ છે; એ તો સત્યોની અવૈયક્તિક માનવીય દુનિયા છે. ધર્મ આ સત્યોનું દર્શન કરે છે અને તેમને આપણી ઊંડી જરૂરિયાતો સાથે સાંકળે છે; સત્ય

વિશેની આપણી વૈયક્તિક ચેતના વૈશ્વિક મહત્ત્વ પ્રાપ્ત કરે છે ધર્મ સત્યને મૂલ્યો પ્રદાન કરે છે અને સત્ય સાથેની આપણી સંવાદિતા દ્વારા આપણે તેને મંગળમય તરીકે જાણીએ છીએ

આ૦–તો પછી સત્ય કે સૌંદર્ય માણસથી પર નથી ?

ટા૦–ના

આ૦–માણસનું અસ્તિત્વ જ ન રહે તો, બેલ્વેડરનું એપોલોનું પૂતળું શું સુંદર નહિ રહે ?

ટા૦–ના

આ૦–સૌંદર્ય વિષેના આ ખ્યાલ સાથે હું સંમત થાઉં છું પણ સત્ય વિશે તો નહિ

ટા૦–શા માટે ? સત્યનું પણ માણસ દ્વારા જ દર્શન થાય છે

આ૦ મારો ખ્યાલ સાચો છે એમ હું સાબિત કરી શકું તેમ નથી પણ તે મારો ધર્મ છે

ટા૦–અનંત પુરુષમાં રહેલી સંપૂર્ણ સંવાદિતાના આદર્શમાં સૌંદર્ય રહેલ છે અને વૈશ્વિક મનની સંપૂર્ણ સમજમાં સત્ય રહેલ છે આપણે ભિન્ન વ્યક્તિઓ આપણી ભૂલો, આપણા સંચિત અનુભવો અને આપણી જાગૃત ચેતના દ્વારા તેની પાસે જવા પ્રયત્ન કરીએ છીએ નહિ તો આપણે સત્ય બીજી કઈ રીતે જાણી શકીએ ?



રવીન્દ્રનાથ તથા આઈન્સ્ટાઈન ( ૧૯૩૦ )

# સત્યનું સ્વરૂપ

[ ૧૪ જુલાઈ, ૧૯૩૦ના રોજ આલ્બર્ટ આઈન્સ્ટાઇન અને રવીન્દ્રનાથ ઠાકુર વચ્ચે થયેલો વાર્તાલાપ ]

આ. આઃ–દુનિયાથી અલિપ્ત એવી 'દિવ્યતામાં' તમે માનો છો ?

ર–ઠા : દુનિયાથી અલિપ્ત દિવ્યતામાં હું માનતો નથી. અનંત પુરુષ બ્રહ્માંડને આંબે છે. માનવ વિભૂતિ આંબી ન શકે એવું કંઈ પણ ન હોઈ શકે; અને આ સાબિત કરે છે કે બ્રહ્માંડનું સત્ય એ માનવીય સત્ય છે. આ સમજાવવા હું એક વૈજ્ઞાનિક હકીકતનો દાખલો આપું છું–પદાર્થ એ પ્રોટોન, ઇલેક્ટ્રોન અને તેમના વચ્ચેના અવકાશનો બનેલો છે. છતા પદાર્થ નક્કર લાગે છે; તેવીજ રીતે માનવતા વ્યક્તિઓની બનેલી છે; છતા તેમની વચ્ચે માનવીય સંબંધનો સેતુ છે, તે માણસની દુનિયાને જીવંત નક્કરતા અર્પે છે. તે જ રીતે આખું બ્રહ્માંડ આપણી સાથે સંકળાયેલું છે, તે માનવીય બ્રહ્માંડ છે. કલા, સાહિત્ય અને માણસની ધાર્મિક ચેતના દ્વારા આ વિચારની મેં સતત ખોજ કરી છે.

૭૦—માનવતાથી પર જ સત્ય બિરાજે છે એવો સત્યનો ખ્યાલ હોવો જોઈએ, એમ હું વૈજ્ઞાનિક રીતે સાબિત કરી શકું તેમ નથી; પણ હું માનું છું તો એમ જ. દા. ત. ભૂમિતિનો પાયથાગોરાસનો પ્રમેય એવું કંઈક સૂચવે છે જે માનવના અસ્તિત્વ સાથેના કશા સંબંધ વગર યે તે લગભગ સત્ય છે. ગમેતેમ, જો માનવથી પર એક વાસ્તવ છે તો તેનું સંબંધી-સત્ય પણ છે; અને એટલે જો આ વાસ્તવનો નકાર કરીએ તો આપણે આ સત્યનો પણ નકાર કરીએ છીએ.

૮૦—અનંત પુરુષ સાથે એક થયેલું જે સત્ય છે તે તો અવશ્ય માનવીય હોવું જોઈએ; નહિ તો આપણે દરેક જેને સત્ય તરીકે પીછાનીએ છીએ તેને કદી સત્ય કહી શકાય નહિ. ઓછામાં ઓછું જે સત્યને આપણે વૈજ્ઞાનિક કહીએ છીએ અને જે માત્ર બૌદ્ધિક પ્રક્રિયાથી પ્રાપ્ત થાય છે, અર્થાત્ જે માનવીય વિચારોની સાધના દ્વારા પ્રાપ્ત થાય છે, તેને કદી સત્ય કહી શકાય નહિ. ભારતીય દર્શન પ્રમાણે બ્રહ્મન્ નિરપેક્ષ (absolute) સત્ય છે. વ્યક્તિગત મનને અલગ કરીને તેનો ખ્યાલ મેળવી શકાતો નથી કે શબ્દોથી તેને વર્ણવી શકાય તેમ નથી. પરંતુ વ્યક્તિને તેની અનંતતામાં સંપૂર્ણ ઓતપ્રોત કરી દેવાથી જ પીછાની શકાય

છે. આપણે જે સત્યના સ્વરૂપ વિષે ચર્ચા કરી રહ્યા છીએ તે તો બાહ્ય દેખાવ માત્ર છે—અર્થાત્ જે કંઈ માનવીય મનને સત્ય લાગે છે, તે માનવીય સત્ય છે. તેને 'માયા' કહી શકાય.

આ૦—એટલે કે તમારા ખ્યાલ પ્રમાણે—જે ભારતીય દર્શન છે તે, માયા ' વ્યક્તિનો ભ્રમ નથી, પણ આખી માનવજાતનો ભ્રમ છે.

ટા૦—વિજ્ઞાનમા આપણા વ્યક્તિગત મનની મર્યાદાઓ દૂર કરતા જઈએ છીએ અને એ રીતે એ સત્યને પીછાનતા થઈએ છીએ, જે અનંત પુરુષના મનમાં વસેલું છે.

આ૦—પ્રશ્ન એ છે કે સત્ય આપણી ચેતનાથી પર છે?

ટા૦—જેને આપણે સત્ય કહીએ છીએ, તે વાસ્તવના આત્મગત અને વસ્તુગત સ્વરૂપો વચ્ચેની બૌદ્ધિક સંવાદિતામાં રહેલું છે—આ બને વ્યક્તિથી પર અનંત પુરુષમા રહેલા છે.

આ૦—અરે આપણા રોજબરોજના જીવનમા પણ આપણે જે વસ્તુઓ વાપરીએ છીએ તેને માનવથી પર એવી વાસ્તવતા અર્પવા આપણે ખેંચાઈએ છીએ. આપણી જ્ઞાનેન્દ્રિયોના અનુભવોને બૌદ્ધિક રીતે સાંકળવા માટે આપણે આમ કરીએ છીએ. દા. ત.

જો આ ઘરમાં કોઈપણ ન હોય, તો પણ પેલું ટેબલ જ્યાં છે ત્યાં જ તે રહે છે.

ઠા૦–જરૂર, તે વ્યક્તિગત મનની બહાર રહે છે, પણ વૈશ્વિક મનની બહાર નહિ. હું જે ટેબલ જોઉં છું, તેને મારામાં જે જાતની ચેતના છે તે જોઈ શકે તેમ છે.

આ૦–માનવથી પર એવું સત્વ અસ્તિત્વ ધરાવે એવું આપણું સહજ મંતવ્ય સમજાવી શકાય તેમ નથી કે સાબિત કરી શકાય તેમ નથી. પણ તે એક એવી શ્રદ્ધા છે, જે કોઈનામાં ન હોય એમ નથી—અરે, સાવ પ્રાથમિક માણસોમાં પણ. આપણે સત્યને અતિ-માનવી વાસ્તવતા અર્પીએ છીએ. આપણા અસ્તિત્વથી, આપણા અનુભવો અને મનથી પર એવી તે વાસ્તવતા આવશ્યક છે—ભલે પછી તેનો અર્થ શું થાય તે આપણે ન કહી શકીએ.

ઠા૦ વિજ્ઞાને સાબિત કર્યું છે કે ટેબલ એક ઘન પદાર્થ છે, તે માત્ર બાહ્ય દેખાવ છે. એટલે માનવીય મન જેને ટેબલ તરીકે નિહાળે છે. તે જો આ માનવીય મન ન હોત તો ટેબલ તરીકે અસ્તિત્વ ધરાવતું ન હોત; પણ આ સાથે એ પણ ખ્યાલમા રાખવું જોઈએ કે ટેબલ એ તો વિદ્યુતીય બળોના ચકરાવા લેતાં અનેક કેન્દ્રોનું બનેલું છે, એ જાતની ટેબલ

વિષેની અંતિમ ભૌતિક વાસ્તવતા પણ માનવ મનમાથી જ ઉપજેલી છે.

સત્યને સમજવામા વૈશ્વિક માનવીય મન અને વ્યક્તિમા રહેલા તે વૈશ્વિક મનના અંશ વચ્ચે અનત સઘર્ષ રહ્યો છે. આપણા વિજ્ઞાન અને દર્શન શાસ્ત્રમા અને નીતિશાસ્ત્રમા તે બેને સાથે લાવવાની પ્રક્રિયા સતત ચાલી રહી છે જે માનવતા સાથે કઈ પણ સબધ ન ધરાવતુ સત્ય હોય, તો તે આપણે માટે બિલકુલ અસ્તિત્વ ધરાવતુ નથી. જે મનને માટે, વસ્તુઓની પરપરા, અવકાશમા નહિ પણ સગીતની સૂરાવલિની પરપરાની માફક માત્ર સમયમા જ થતી હોય, એવા મનની કલ્પના કરવી મુશ્કેલ નથી. આવા મન માટે વાસ્તવનો ખ્યાલ સગીતના વાસ્તવ જેવો છે તેમા પાયથાગોરાસની ભૂમિતિનો કાંઈ અર્થ રહેતો નથી. સાહિત્યની વાસ્તવતાથી તદ્દન જુદી જ—કાગળની વાસ્તવતા છે ઉધઈના જેવુ પ્રાણી જે કાગળ ખાય છે, તેને માટે સાહિત્ય બિલકુલ અસ્તિત્વ ધરાવતુ નથી; છતા માણસ માટે તો કાગળ કરતા સાહિત્યનુ સત્ય વધારે મૂલ્યવાન છે તે જ રીતે માનવી મન સાથે બૌદ્ધિક કે જ્ઞાનેન્દ્રિયો દ્વારા સબધ નં ધરાવતુ એવુ જો કોઈ સત્ય હોય

તો, આપણે જ્યાં સુધી મનુષ્ય રહીશું ત્યાં સુધી તેનું આપણે માટે અસ્તિત્વ રહેશે નહિ.

આ૦–તો તો હું તમારા કરતાં વધારે ધાર્મિક ઠર્યો!

ટા૦–મારો ધર્મ તો, વ્યક્તિથી પર એવા અનંત પુરુષને એટલે કે, વૈશ્વિક માનવીય આત્માને મારી પોતાની વ્યક્તિમાં એકરૂપ કરવામાં છે.

૧૯૩૦ ] [ અનુવાદક : ડૉ. મધુકર શાહ

## બે વિભૂતિઓ

—કાકા કાલેલકર

આજની દુનિયા ભારતના આત્માને બે વિભૂતિઓ દ્વારા ઓળખે છે, અને તે છે—મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ.

એમ તો આપણા જમાનામાં ભારતીય ચિંતન અને પુરુષાર્થના પ્રતિનિધિઓ કેટલાયે થયા છે અને એમની અસર દુનિયા પર થઈ પણ છે. કેટલીક વાર, આપણે ધારીએ છીએ, એટલી એમની અસર હોતી નથી. એથી ઊલટું પણ હોય. પણ આ બે વિભૂતિઓની વ્યાપક અસર આપણે જેટલી જોઈએ છીએ તેટલી બીજાઓની નથી. સ્વામી વિવેકાનંદે ભારત પ્રત્યે આદરની નજરે જોવાની જરૂર દુનિયા આગળ ઊભી કરી, અને વેદાંતને જીવતી પ્રેરણા બનાવી. થિયૉસોફીએ એ જ કામ બીજી રીતે કર્યું, આનંદકુમાર સ્વામીએ કળાના અને સંસ્કૃતિના ક્ષેત્રમા આધ્યાત્મિક દૃષ્ટિનું મહત્ત્વ બતાવ્યુ. જ્યારે શ્રી અરવિંદ ઘોષે યોગવિદ્યા અને અધ્યાત્મનું સર્વોપરીપણું અને શુદ્ધ શક્તિદર્શનનું મહત્ત્વ દુનિયા આગળ રજ કર્યું. કર્મના ક્ષેત્રમાં પંડિત જવાહરલાલજીએ અને હમણાં હમણાં કાંઈક શ્રી વિનોબાએ

દુનિયાનું ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે અને લોકો એમનો સંદેશો સમજવાનો પ્રયત્ન કરે છે. એ બધી વસ્તુ ધ્યાનમાં લઈને પણ કહેવું પડે છે કે આજની દુનિયા પર વિશેષ પ્રભાવ તો રવીન્દ્રનાથ અને ગાંધીજી—એનો છે.

આપણે એમ નથી કહી શકતા કે દુનિયા એ બે જણને માર્ગે જવા તૈયાર થઈ છે. પણ અધ્યાત્મ, વેદાંત, યોગ, કર્મયોગ, આત્મયોગ અને સત્યાગ્રહ એ બધી વસ્તુઓ આ બે જણના જીવન દ્વારા અને લેખન દ્વારા સજીવપણે વ્યક્ત થઈ છે.

સ્વરાજ્યની આપણી ચળવળ દૂર દેશમાં ચાલતી હતી, તે વખતે પણ મેં લખ્યું હતું કે, રવીન્દ્રનાથ સાથે મતભેદ ગમે તેટલો હોય, આચાર્ય કૃપાલાની, કાકા કાલેલકર, નાનાભાઈ ભટ્ટ અને એવા અમે બધા રવીન્દ્રનાથના જ અનુયાયી છીએ. અને ગાંધીજીની ઉદારતા એવી કે એવા અમને બધાને અપનાવી, પોતાના વિચારો અમારી મારફતે જેટલા અમલમાં આણી શકાય, તે ધીરજપૂર્વક આણવા એમ એમણે નક્કી કર્યું. તે વખતે મેં એમ પણ લખ્યું હતું કે ખરું જોતા અને વ્યાપક અર્થમાં ગાંધીજી શક્તિના ઉપાસક છે. સૃષ્ટિમાં રહેલી આધ્યાત્મિક શક્તિ જાગ્રત કરી. વિમુક્તિને કાજે તે કેન્દ્રિત અને સંગઠિત કરવી એ એમનો પ્રયત્ન છે.

એ જમાનામાં ફ્રાન્સના રોમે રોલાંએ ટાગોર અને ગાંધી બન્ને વિશે લખતાં કહ્યું હતું કે બન્ને પ્રત્યે અમારા મનમાં આદર છે, બન્ને પૂજ્ય વિભૂતિ છે, પણ રવીન્દ્રનાથ અમને વધારે નજીકના લાગે છે.

આજે આટલે વરસે જવાહરલાલજી પણ કહે છે કે મહાત્માજી અને કવિવર બન્નેની અસર તળે ઊછરેલા અમે બધા છીએ. અને જવાહરલાલે ઉમેર્યું કે, પોતે કંઈ ઢળતા હોય તો રવીન્દ્રનાથ તરફ ઢળે છે.

આવા વાતાવરણમાં દરેક માણસને અંતર્મુખ થઈને ચિંતન કરવું પડે છે કે ખરેખર આ બે વિભૂતિઓની જીવન પ્રેરણા કઇ કઈ હતી? અને પોતાને આત્મિક સમાધાન વધારે શામાંથી મળે છે?

હું પોતે જ્યારે પોતાના હૃદયને પૂછું છું અને પોતાનો જીવનવિકાસ તપાસું છું, ત્યારે સ્પષ્ટ જોઉં છુ કે કર્મકાંડી બ્રાહ્મણ સંસ્કારોમાં ઊછરેલો હું મહારાષ્ટ્રના સંતોના ભક્તિમાર્ગથી એટલે કે અભેદ ભક્તિથી પ્રારંભ કરી ધીમે ધીમે પ્રાર્થના સમાજ—બ્રહ્મસમાજ તરફ ઢળ્યો. એની અસર ઊંડી ઊતરે તે પહેલાં જ વિજ્ઞાનવાદી હડહડતા બુદ્ધિ ઉપાસકોનો હું ચેલો બન્યો. એણે મારું અભિમાન પોષ્યું પણ આંતરિક નમ્રતાએ ખાતરી કરી આપી કે, ખરું સમાધાન એ વાટે મળે એમ નથી. એમાંથી સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ

સાંસ્કૃતિક કાર્યો ચાલતાં હતાં, આધ્યાત્મિક બધાં કામ કરતાં હતાં તે બધાંની યોગ્ય કદર ગાંધીજીએ કરેલી છે.

હમેશાં થાય છે એ પ્રમાણે ગાંધીજી અને રવીન્દ્રનાથ બન્નેના અનુયાયીઓએ બે વચ્ચે કંઈ કંઈ બાબતમાં ભેદ છે, એની ચર્ચા ચલાવ્યા છતાં, ગાંધીજી અને રવીન્દ્રનાથ બન્નેએ એકબીજાનાં કાર્યોનો પુરસ્કાર જ કર્યો છે. અસહકાર વખતે ગાંધીજીની ભૂમિકા રવીન્દ્રનાથ સમજી ન શક્યા એ ખરું, પણ જો એમણે જોયું હોત કે અસહકારના ઉગ્ર અને ઉત્કટ નેતા હોવા છતાં, એમણે સ્વરાજ્ય મળતાં વેંત કૉમનવેલ્થમાં રહેવાનું બ્રિટનનું આમંત્રણ સ્વીકારવાની સલાહ દેશને આપી, એટલું જ નહીં પણ સ્વરાજ્યના મહોત્સવ સમયે જ્યારે એશિયાનાં રાષ્ટ્રો ભેગાં થયાં અને ભારતનો જયજયકાર થયો અને અભિનંદન થયું, ત્યારે પણ એમણે કહ્યું કે કેવળ એશિયાનું સંગઠન નહીં કરતાં, આપણે અખિલ માનવનાનું સંગઠન કરવાના છીએ. પશ્ચિમનો મુકાબલો કરવો નથી, વિરોધ કરવો નથી, એની સાથે પણ સહકાર જ કરવો છે. એ ભૂમિકા જાણવાને જો રવીન્દ્રનાથ જીવતા હોત તો એમના મનની બધી શંકા દૂર થઈ હોત. ગાંધીજીની આધ્યાત્મિક ભૂમિકા અને રવીન્દ્રની આધ્યાત્મિક ભૂમિકા તત્ત્વતઃ બન્ને એક જ હતી. રાજનીતિમાં આત્મગૌરવ સાચવીને માનવતાના જોરે જ આગળ વધવું છે, એ બન્નેને

માન્ય હતું. છતાં બન્નેની મનોવૃત્તિ નોખી, કાર્યશક્તિ ભિન્ન ભિન્ન અને જીવન–દર્શનની વિશેષતા એકરૂપ નહીં. અને તેથી બંનેના જીવનકાર્ય એકબીજાથી જુદાં અને છતાં પરસ્પર પોષક થયાં. એક હતા સત્ય અને અહિંસાપરાયણ કર્મવીર અને બીજા હતા ચિંતન-પરાયણ સાહિત્યવીર; બંનેની રચનાત્મક દૃષ્ટિ સરખી પણ કાર્યક્રમ અલગ અલગ. જાણે ઇશ્વરે જ ગોઠવી રાખ્યું હતું કે ભારતીય માણસ રવીન્દ્રના માર્ગે જાય, કે ગાંધી માર્ગે જાય, ભારતીય ઉત્થાનમાં મદદ જ કરવાનો, અને સ્વરાજ્ય મળ્યા પછી બન્નેની પ્રવૃત્તિઓનો સમન્વય જ થવાનો.

ભારતમા વહેતા બધા પ્રવાહોને ગાંધીજીએ કશી વિશેષ ચર્ચા કર્યા વગર એકત્ર આપ્યા. બધા લોકોને પરસ્પર પોષક બનાવ્યા, અને જોતજોતામાં એક ભવ્ય આદર્શ રાષ્ટ્રહૃદયમાં વાવી એના સુવર્ણ અંકુરનુ આપણને દર્શન કરાવ્યું.

એક જ યુગના, એક જ દેશના અને એક જ મિશનના આ બે પ્રતિનિધિઓના યુગકાર્યનું આકલન અને અધ્યયન આપણે સમુચ્ચયથી કરવું રહ્યું. અને એ સમુચ્ચય જ્ઞાન–કર્મ સમુચ્ચય જેટલો જ આપણને અદ્વૈત કે અભેદ તરફ લઈ જનારો નીવડનારો છે.

આટલી પ્રસ્તાવના કર્યા પછી રવીન્દ્રનાથના જીવન દર્શનની વાત કરવી પણ સહેલી થશે.

અને સ્વામીજીએ ચલાવેલા નવવેદાંતે મારો કબજો લીધો, જેની અમર છાપ્ કાયમ છે. એમાંથી ભગિની નિવેદિતાએ સમાજશાસ્ત્રની દૃષ્ટિ જાગ્રત કરી અને તેથી હિંદુ જાતિના પુરુષાર્થ પ્રત્યે મારું ધ્યાન આદરપૂર્વક પહોંચ્યું. આનંદકુમાર સ્વામી, લાલા હરદયાળ, બાબુ ભગવાનદાસ વગેરે વગેરે અનેક લોકોએ ભારતીય સંસ્કૃતિનાં અનેક પાસાંઓ જીવતા કરી બનાવ્યાં.

મારી રાજનૈતિક ક્રાંતિની પ્રેરણા જેટલી મને ભગવદ્‌ગીતામાંથી અને લોકમાન્ય તિલક પાસેથી મળી હતી, તેટલી જ તે બિપિન પાલ, લાજપતરાય અને અરવિંદ ઘોષ પાસેથી પણ મળી હતી.

આ જાતના જીવન રસાયણમાં તૈયાર થયેલો હું એકી સાથે રવીન્દ્રનાથ અને ગાંધીજી બન્નેની અસર સ્વીકારી શક્યો, અને એ બે વિભૂતિઓ વચ્ચેની જમીન આસમાન જેવી ભિન્નતા જાણ્યા છતાં, તેમની વચ્ચે રહેલું સાધર્મ્ય અને જીવનના આદર્શનું ઐક્ય હું પારખી શક્યો અને એ જ મારી ત્યાર પછીની સ્થાયી પ્રેરણા થઈને રહેલી છે.

લેખનના પ્રવાહમાં હું ઉપર કહી ગયો કે, બે જણ વચ્ચે જમીન આસમાનનું અંતર છે; પણ એમાં જમીન કઈ અને આસમાન કયુ તે હું કહી ન શકું. જમીન એટલે જડ પાર્થિવ અને આસમાન એટલે દૈવી

આધ્યાત્મિક એવો ભેદ જો સ્વીકારવા જઈએ, તો એ ભેદ અહીં લાગુ ન કરી શકું. હું જાણું છું કે ત્યાગ અને વૈરાગ્ય એ અધ્યાત્મની નિશાની ગણાય છે. એ બાબતમાં ગાંધીજીની સાધના અત્યંત ઉત્કટ, નીવડી, જ્યારે રવીન્દ્રને ત્યાગ અને વૈરાગ્ય સાધના તરીકે બહુ આકર્ષી શક્યાં ન હતાં. એ બધું જાણવા છતાં મારું મન બન્નેને આધ્યાત્મિક વિભૂતિઓ તરીકે સ્વીકારે છે.

અને ગાંધીજીનું જીવનદર્શન એકાંગી હતું એમ જો કોઈ કહેવા માગે તો તે ભૂલ થશે, એમ હું નિઃશંકપણે કહી શકું છું. ગાંધીજીએ ધ્યાન ચિંતન, મંત્ર સાધના અને યોગ સાધના પાછળ વખત ભલે ન ગાળ્યો હોય, જો કોઈ એમ સમજે કે ગાંધીજીની આરાધના એટલા માટે ઊતરતી હતી તો તે પણ ભૂલ થશે.

પોતાની હિલચાલના ઉત્કટ દિવસોમાં પણ ગાંધીજીનું જીવનદર્શન કોઈકાળે ઝાંખું પડ્યું ન હતું, કે એકાંગી થયું ન હતું. ગૌહાટી કોંગ્રેસના પ્રમુખે દેશની પ્રગતિનું સરવૈયું કાઢ્યું, ત્યારે રવીન્દ્રનાથની સેવા પ્રમુખ સાહેબ ભૂલી ગયા છે એ વસ્તુ તરફ સૌથી પ્રથમ અને ભારપૂર્વક ધ્યાન ખેંચ્યું હતું ગાંધીજીએ જ.

સત્યાગ્રહના સૈનિકો તૈયાર કરવાનું અને અહિંસક પ્રતિકારની તૈયારી કરવાનું કામ ગાંધીજીએ ઉતાવળે કરવું પડ્યું, એટલે એમની તૈયારી તત્ક્ષણ ઉપયોગી હોય એ સ્વાભાવિક હતું. બના દેશમાં જેટલાં

## ૨

'જનગણમન' વાળું રાષ્ટ્રગીત લઈએ અથવા 'હે મોર ચિત્ત પુણ્ય તીર્થે જાગો રે ધીરે' વાળું ભારતનું ઇતિહાસ રહસ્ય તપાસીએ, આપણને પ્રેરણા એક જ મળે છે અને તે છે—સર્વોચ્ચ આસ્તિકતાની. કોઈ મને પૂછે કે, આસ્તિકતા એટલે શું? તો હું વગર સંકોચે કહીશ કે રવીન્દ્રનાથના સમસ્ત સાહિત્યમાંથી જે એકધારી નિષ્ઠા નીતરે છે, તેને હું આસ્તિકતા ગણું છું.

રવીન્દ્રનાથ પણ અદ્વૈતના જ ઉપાસક હતાં પણ દાર્શનિક ઢબના નહીં. બ્રહ્મસમાજની અસર તળે હોવાથી તેમને બ્રહ્મોપાસક કહેવા હોય તો ભલે કહીએ, પણ એ હતા જીવનોપાસક. જીવન સર્વત્ર એક અખંડ છે, સંપન્ન છે, કલ્યાણમય છે અને અંતવાળે (અંતતોગત્વા) એ સફળ જ નીવડવાનું છે, કલ્યાણકારી સાબિત થવાનું છે, એ જાતની શ્રદ્ધા-નિષ્ઠા રવીન્દ્રનાથે કોઈ કાળે ખોઈ નથી. આખા વિશ્વની એ કલ્યાણમયતાનો સાક્ષાત્કાર એ રવીન્દ્રનાથમાં મોટામાં મોટી. સુંદરતા હતી.) સુંદરતા એટલે વિશ્રીપણાનો; તેમ જ આત્યંતિક સંઘર્ષનો અભાવ, સામંજસ્ય અને સમન્વય. એવા સમન્વયમાં તાત્કાલિક સંઘર્ષ અને માનસિક વૈમનસ્ય પણ અંતિમ એકતાને પોષક જ નીવડવાના.

/ રવીન્દ્રનાથ રંગ રૂપ. લાવણ્ય આદિ આકૃતિનાં

રસિક ઉપાસક હતા અને છતાં એમની રૂપ રસ ગંધની અનુભૂતિ છીછરી ન હતી. સત્યમ્ શિવમ્ સુંદરમ્ આ ત્રણ વચ્ચેનો ભેદ જાણતા છતાં એની વચ્ચે વિસંવાદ કે વિરોધ એમણે માન્યો ન હતો. આજના યુગમાં કોઈ પણ માણસ હિંદુ ધર્મનું રહસ્ય, સમજવા માગે તો એણે રવીન્દ્રનાથની ગોરા એ નવલકથા ધ્યાનપૂર્વક વાચવી જોઈએ. સનાતન ધર્મ, બ્રહ્મસમાજ અને ઇસાઈ ધર્મનો પ્રચાર—ત્રણની અસર બંગાળની જનતા ઉપર પડેલી હતી; એમાથી સાર કાઢીને એમણે નવલકથા ઉપજાવી અને પરેશબાબુ અને આનંદમયી એ બે પાત્રો દ્વારા આપણને ભારતીય જનતા માટેનું જીવનદર્શન કરાવ્યું.

રવીન્દ્રનાથે હજારો ગીતો લખ્યાં છે. અસંખ્ય કાવ્યો આપણને આપ્યાં છે. ગીતાંજલિ, મૂળ બંગાળી તેમ જ અંગ્રેજી આપણા હૃદયનો ઉત્તમ ખોરાક છે. છતાં મને આશ્ચર્ય એ થાય છે કે અંગ્રેજી ભાષા મારફતે દુનિયા આગળ મૂકવા માટે એમણે એ સો ગીતો શી રીતે પસંદ કર્યાં? આજે દુનિયાનો એકેએક સંસ્કારી પુરુષ માને છે અને કહે છે કે એના હૃદયની આકાક્ષાનું ઉત્તમ પ્રતિબિંબ પોતે ગીતાંજલિમાં જોઈ શકે છે. દુનિયામાં આવા બહુ ઓછા ગ્રંથો હશે જેને વિશે કહી શકાય કે એની અનુભૂતિ પૂરેપૂરી વિશ્વજનીન છે.

રવીન્દ્રનાથની સમાજસેવાની તમામ પ્રવૃત્તિના મૂળમાં

એમનું જે જીવનદર્શન છે તે આપણને એમના 'સ્વદેશી', 'સમાજ' વગેરે નિબંધોમાં મળે છે. એ નિબંધોમાં સમાજનો અને સમાજસેવાનો જે ઉચ્ચ આદર્શ રજૂ થયો છે, તે કેવળ રજૂઆત પણ આપણા હૃદયને ઉન્નત કરે છે.

રવીન્દ્રનાથે ભારતના ઈતિહાસમાંથી નિચોડ કાઢી આપ્યો છે, કાવ્યોમાં, ભાષણોમાં અને પોતાના કાગળોમાં —તે જોતા પણ આપણને થાય છે કે આ ભવ્ય કવિએ કોઈ પણ ઉપરછલ્લી વસ્તુને આવકાર આપ્યો નથી.

ખરેખર રવીન્દ્રનાથને અનુભવ અને ચિંતન દ્વારા અને ઈશ્વરના કૃપા-પ્રસાદ દ્વારા માનવતાનું ઉચ્ચ ઉન્નત દર્શન થયું હતું અને તે દર્શન એમની પોતાની કવિતા દ્વારા તેમ જ તમામ પ્રવૃત્તિઓ દ્વારા ભારતને અને દુનિયાને ફળ્યું હતું. ગાંધી અને રવીન્દ્ર મળીને જે રસાયણ સિદ્ધ થાય છે તેમાં જ ભારતીય આત્મા વ્યક્ત થયો છે અને તે દ્વારા જ ભારતની હવે પછીની સાધનાનો પરિસ્ફોટ થાય છે.

ગાંધીજીની તમામ પ્રવૃત્તિ એટલી બધી રાજદ્વારી અને અહિંસક પ્રતિકારરૂપી નવી ઢબની લડાયક હતી કે એમનું અધ્યાત્મ ઘણા લોકો સમજી શકતા નથી. આપણા લોકોની કંઈક એવી માન્યતા છે કે જે લોકો સમાજથી અલિપ્ત રહે છે, ઉચ્ચાસને બેસી ઉપદેશ કરે છે, લોકો સાથેનો સંબંધ રાખતા હોય તો તે કેવળ

ચરણસ્પર્શ પૂરતો અને દક્ષિણા લેવા પૂરતો જ રાખે છે, તે લોકો જ આધ્યાત્મિક. જ્યારે સાચી અને પાકી આધ્યાત્મિકતા તો ગાંધીજી જેવાના જીવનમાં જ જડવી જોઈએ. કેમ કે તેઓ સામાન્યમાં સામાન્ય અભણ અને ગરીબ લોકોના હૃદયમાં રહેલી આત્મશક્તિ ઉપર વિશ્વાસ રાખી, એને પ્રકટ કરી શકતા હતા અને એ આત્મશક્તિ દ્વારા મહાન રાષ્ટ્ર-કાર્ય કરતા હતા. તેઓ માનતા હતા અને કહેતા કે, જે અધ્યાત્મ સામાન્ય લોકોના જીવનમાં ઊતરી ન શકે, દુન્યવી માણસને પણ મદદ ન કરી શકે, તે અધ્યાત્મ જ નથી.

જેઓ અકિંચન છે, અભણ છે, રોજની રોટી મેળવવા પાછળ જેમને પોતાની તમામ શક્તિ વાપરવી પડે છે અને જેઓ જીવનકલહની વિષમતાને કારણે સત્ય, અહિંસા, ક્ષમા, પ્રેમ, ઉદારતામૂલક સહયોગ આદિ આધ્યાત્મિક તત્ત્વો પર શ્રદ્ધા રાખી શકતા નથી, એવા લોકોની અંદર ગાંધીજીએ કામ કર્યું અને એ કામ કરતા કરતાં લોકોમાં શ્રદ્ધા, આત્મવિશ્વાસ (એટલે કે, આત્મશક્તિ પરનો વિશ્વાસ) અને આર્યતા (nobility) તેઓ જાગ્રત કરી શક્યા.

ગાંધીજીમાં ઉત્કટ આધ્યાત્મિકતા હતી એ સિદ્ધ કરવા બીજા પુરાવાની જરૂર નથી. દુઃખી, અસહાય અને તજાયેલા હજારો, લાખો અને અંતે કરોડો લોકોમાં આત્મતેજ—આધ્યાત્મિક તેજ જે જાગ્રત કરી શક્યા

અને તેમને લોકોત્તર ત્યાગ, અને બલિદાન માટે તૈયાર કરી શકયા, તે આત્મવીર મહાત્મા ગાંધીમાં આધ્યાત્મિકતા કેટલી હતી એનું માપ કાઢવા બેરોમીટર લઈને ઊભા રહેલા લોકો પોતાને હાસ્યાસ્પદ બનાવે છે, એ તેઓ કેમ નથી સમજી શકતા?

નામદાર ગોખલે કહેતા હતા કે રાજદ્વારી ક્ષેત્રમાં સત્યને વળગી રહેવું, પોતાનાં તમામ પગલાંઓ સત્યને વફાદાર રાખવાં એ સહેલું નથી, ઘણું આકરું છે અને છતાં એમણે એ રસ્તે જવાનો પ્રયત્ન કર્યો. નામદાર ગોખલેનું રાજકારણ વિનીતોનું સહેલું રાજકારણ હતું. જ્યારે એમના અનુયાયી અથવા શિષ્યોત્તમ ગાંધીજીનું રાજકારણ તેજસ્વી સાત્ત્વિક સંઘર્ષનું હતું. એમાંયે કેવળ દસ-વીસ સાથીઓને સાથે લઈને ચાલવાની વાત ન હતી. પણ અસંખ્ય બળોની વચમાં સપડાયેલી પચરંગી પ્રજાને સાથે રાખી, એને નામે અને એની મારફતે સ્વરાજ્યની હિલચાલ ચલાવવાની હતી અને એ સ્વરાજ્ય અંતે આધ્યાત્મિક સ્વરાજ્યને બાધક ન થાય —ઊલટુંવનું પોષક જ થાય એ જાતની તકેદારી રાખી હતી.

આટલી ઊંડી સાધના અને આકરી કસોટી સ્વીકારી ગાંધીજીએ સત્ય અહિંસાને આંચ ન આવે એ રીતે રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિ ચલાવી, આખી દુનિયાનું ધ્યાન આકર્ષિત કર્યું અને અનેક ખંડોમાં પ્રકટ થતાં વિશ્વના

બળોને આધ્યાત્મિક પ્રવૃત્તિની ઝાંખી કરાવી, એથી વધારે આધ્યાત્મિક સિદ્ધિ કયા મહાત્માએ, સંત પુરુષે, ધર્માચાર્યે અથવા પેગંબર નબીએ બતાવી છે?

જેમણે ગાંધીજીને નજીકથી જોયા છે તેઓ જાણે છે કે કેટલીકવાર પ્રસંગે ગંભીર નિર્ણય કરવાનો વારો આવતો, ત્યારે ગાંધીજી સાથીઓની બેઠકમાંથી ઊઠી એકાંતમાં જતા અને ત્યાં અંતર્મુખ થઈ સર્વોચ્ચ આધ્યાત્મિક ભૂમિકા પર આરૂઢ થઈ ઉત્કટ ચિંતન ચલાવતા. પછી એમને નિર્ણય પર આવતા વાર લાગતી ન હતી. એટલું જ નહીં પણ એ નિર્ણય આધ્યાત્મિક દૃષ્ટિએ શુદ્ધ હોવાથી એને 'ઝોડની પેઠે' વળગી રહેતા એમને મુશ્કેલી નડતી નહીં. ('ઝોડની પેઠે' એ ગાંધીજીના જ શબ્દો છે.)

આધ્યાત્મિક સાધના માટે ગાંધીજી કલાકો સુધી ધ્યાનમાં બેસતા નહીં એ વાત સાચી છે; પણ એનું કારણ તેઓ આખો દિવસ, આખો વખત સતત આત્મ-ચિંતનમાં જ રહેતા. ઈશ્વરી કર્મ એ જ જેની અધ્યાત્મ સાધના છે, તેને માટે ધ્યાનના વિલાસને અર્થે પ્રાપ્ત અથવા સ્વીકૃત કર્મમાંથી સમય અલગ કાઢવો એક રીતે ચોરી જેવું જ લાગતું. ગાંધીજી નાહવા બેઠા હોય, શૌચ બેઠા હોય અથવા રાત્રે એક કે બે વાગે ઊંઘ પૂરી થઈ હોય ત્યારે ઉત્કટ મનન, ચિંતન અને ધ્યાન ચલાવતા. એ ક્ષણોનો તેઓ ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરતા. ઉત્તર-રાત્રિના એકાંતમાં અથવા સવારે બ્રાહ્મમુહૂર્તે તેઓ માળા

પપુ લઈને બેસતા જ્યારે જ્યારે એમની અંગત સેવા કરવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું છે ત્યારે ત્યારે એમની માળા એમના ઓશીકા પાસે રાખવાનો એમનો કાર્યક્રમ પણ મે જાણ્યો છે અને અનેક વાર સવારની પ્રાર્થના પહેલા અથવા એના પછી ગાંધીજીએ પોતાના ધ્યાન ચિંતનમા જડેલી વસ્તુની વાત વિસ્તારથી કરેલી છે

અધ્યાત્મપરાયણ જીવન જીવવાથી અને એ આદર્શને ચરણે પોતાનુ જીવન અર્પણ કરવાથી એમને જે જીવન-દર્શન થતુ હતુ, અનુભવો મળતા હતા અને જીવનરહસ્યનો સાક્ષાત્કાર થતો હતો, તેની વાતો એમણે નજીકના લોકો આગળ અનેક વાર કરી છે પણ તેઓ ભાષા યોજતા હતા સામાન્ય લોકો સમજી શકે એવી જ. પોતાનુ મહત્ત્વ દેખાડવા માટે એમણે ભાષાનુ ગૌરવ કોઈ કાળે વધાર્યું નથી

ગાંધીજીના જીવનમા આપણે જોયુ છે કે દબાયેલા અને પછાત લોકોના સુખદુઃખ સાથે તેઓ તદાકાર થઈ જતા હતા અને છતા પોતાની સાધના ભૂલી જવા જેટલા તેઓ એમા તણાઈ જતા નહી

કોઈ અસહાય સ્ત્રીની મૂઝવણ દૂર કરતા હોય, હરિજનોનો આત્મા જાગ્રત કરવા મથતા હોય, ગોરાઓને તેમના કર્તવ્યનુ ભાન કરાવવા મથતા હોય અથવા કરોડોની લોકસખ્યાવાળા રાષ્ટ્રને તેઓ દોરતા હોય, ગાંધીજીની પ્રેમસાધના, અદ્વૈતસાધના અને સત્યનિષ્ઠા

જગાય આખી પડી નથી. પ્રજાએ એમના જીવનનું પ્રેરક તત્ત્વ ઓળખી એમને મહાત્માનું નામ આપ્યું દક્ષિણ આફ્રિકાના લોકો એમને કર્મવીર કહેતા. બન્નેની દૃષ્ટિ બરાબર હતી. ગાંધીજી હતા જ એકાગ્ર સાધનાનિષ્ઠ આત્મવીર મહાત્મા.

જેમણે ગાંધીજીનું જીવન નજીકથી નિહાળ્યું છે, તેઓ જોઈ શકતા કે ગાંધીજી પોતાની સાધનામાં ઝપાટાભેર પ્રગતિ કર્યે જતા હતા. ૧૯૨૦માં ગાંધીજી ૧૯૧૬ના રહ્યા ન હતા. '૪૨ની સાલમાં તેઓ જુદા જ મહાત્મા બની ગયા હતા. ગાંધીજીની અંતિમ સાધના એમણે રવિબાબુના પૂર્વબંગાળમાં નોઆખાલીમાં કરી અને બધી રીતે મુક્ત થવા પછી જ એમણે પોતાના શરીરની અંતિમ આહુતિ આપી.

રવીન્દ્રનાથ અને ગાંધીજી બન્ને ભારતની આ યુગની અધ્યાત્મસાધનાના બે અલગ અલગ પ્રતિનિધિ છે. આજના યુગ ઉપર એમની અસર કાયમ રહેવાની છે. હિંદુસ્તાન બહારના લોકોને માટે એમ પણ નિર્માયું હશે કે રવીન્દ્રનાથને સમજ્યા પછી જ તેઓ ગાંધીજીને સમજશે અથવા એથી ઊલટું પણ હોય. ગાંધીજીની અહિંસક પ્રતિકારની યુગસાધનાનો અનુભવ મેળવ્યા પછી જ ભારતીય સંસ્કૃતિની આત્મપરાયણ તેજસ્વિતા દુનિયા સમજવાની હોય.

ગાંધીજીનાં લખાણો વાંચતી વખતે એટલું ધ્યાનમાં રાખવું ઘટે છે કે જેટલી વસ્તુનો સાક્ષાત્કાર થયો હોય તેટલી જ વસ્તુ તેઓ લોકોની વાણીમાં રજૂ કરતા હતા. અનુભવ્યા વિના લખવું નહીં એ આધ્યાત્મિક મર્યાદાનો એમણે સ્વીકાર કર્યો હતો.

શાંતિનિકેતનના તેમજ વિશ્વભારતીના ગુરુદેવ અને સત્યાગ્રહ આશ્રમના તેમજ સર્વોદય સમાજના મહાત્મા એ બે વિભૂતિઓ દ્વારા સાધના-રત ભારતમાતા દુનિયા આગળ આજે ઊભી છે.

૧૯૬૧]

# વિશ્વમાનવનો ઉદ્ગાતા

—ઉમાશંકર જોષી

૧

મહાત્મા ગાંધીએ ટાગોર અંગે એ મતલબનું કહેલું કે ટાગોરે દેશને કેટલાય કદમ ઊંચે ચઢાવ્યો છે અને ઉમેરેલું કે પોતાને વિચાર કરતાં લાગ્યું છે કે ટાગોરમાં સૌથી મોટી વસ્તુ તે એમનું વ્યક્તિત્વ છે. ટાગોર ખરે જ નૂતન હિંદના ઘડવૈયાઓમાંના એક છે અને નવજાગ્રત ભારતના મહાન પુનપુત્રીઓની નક્ષત્રમાળામાં પણ તેઓ પોતાની મગનક શક્તિઓથી અને સર્વસ્પર્શી માનવતાથી ન્યારા તરી આવે છે. કવિતા માટે નોબેલ પારિતોષિક પામતાં ટાગોરે હિંદને દુનિયાના સાંસ્કૃતિક નકશા ઉપર મૂકી આપ્યું. શિકાગોની જગતના ધર્મોની પરિષદમાં વિવેકાનંદની ઝળક વરતાઈ તે પછી કારમી રાજકીય ગુલામીના દિવસોમાં હિંદની આત્મસ્થાપનાનો—એની આધ્યાત્મિક સપ્રાણતા પ્રગટ કરતો, આ બીજો પ્રસંગ હતો. વરસો લગી ટાગોર ભારતના કોઈએ—નહિ—નીમેલા એવા આખા જગત ખાતેના એલચી હતા. પોતાના દેશબાંધવોના હૈયામાં સ્વમાનની લાગણી જગાવવા ઉપરાંત એમણે એમને વિશાળ દુનિયા પ્રત્યે બારીબારણાં ખુલ્લાં

રાખતાં શીખવ્યું અને પોતાના દાખલાથી દર્શાવ્યું કે સાચા હિંદી હોવું એટલે સાચા જગત-નાગરિક હોવું.

ટાગોરના સમય તરફ નજર નાખતાં આપણને જણાય છે કે તેઓ સર્વપ્રથમ જગત-નાગરિકોમાંના એક હતા. એમની સાહિત્યકૃતિઓ એવી શાંતિ અને સ્વસ્થ ધાર્મિકતાથી-એઝરા પાઉન્ડે કહ્યું છે તેમ દાન્તેની યાદ આપે એવી 'કાવ્યમય ધાર્મિકતા'થી-વ્યાપ્ત હતી કે દુનિયાભરમાં એમના સમકાલીનોને એમાં ઘણું સાન્ત્વન લાગ્યું, એમાં ઘા રૂઝવવાની શક્તિ વરતાઈ. ટાગોર પ્રત્યે સૌ સન્માનપૂર્વક એક પ્રાચ્ય ઋષિ, દ્રષ્ટા, પયગંબરની જેમ જોવા લાગ્યા.

ટાગોર મહાન દેશભક્ત હતા, દ્રષ્ટા હતા, શિક્ષણકાર અને કોઈ ચોકઠામાં ન પુરાવા માગતા સુધારક હતા, આંતરરાષ્ટ્રીયતાવાદી હતા, પણ મુખ્યત્વે તેઓ સાહિત્ય પુરુષ હતા. એમણે સંગીતની રચનાઓ કરી છે અને જીવનની સંધ્યાએ એમણે ચિત્રકળા ખેડી હતી. રંગભૂમિ ઉપરનું અને મારેનું એમનું કામ પણ એટલું જ આગળ પડતું છે. તેમ છતાં શબ્દ દ્વારા જ . એમનું અંતરતમ વ્યક્તિત્વ એના સંપૂર્ણ સૌન્દર્ય અને સત્ય સાથે પ્રકટ થયું છે.

એમણે કાવ્યો, ગીતો, વાર્તાઓ, નવલકથાઓ, નાટકો, ડાયરીઓ, પત્રો, પ્રવાસો, આત્મકથા, અંગત નિબંધો, બાળકો માટેનાં પાઠ્યપુસ્તકો, અને વ્યાકરણ,

છંદ, ઇતિહાસ, વિજ્ઞાન, સમાજ, રાજકારણ, તત્ત્વજ્ઞાન ને ધર્મ...એ વિવિધ વિષય ઉપર અભ્યાસપૂર્વકના નિબંધો લખ્યા છે.

રવીન્દ્રનાથ અંગે એ જોવા મળે છે કે તેમની આજુબાજુનું જીવન એમની ચેતનામાં વહી આવે છે અને કળામાં પરિવર્તન પામે છે. એમનું જીવન એ અનુભવ પામવાના અને જે અનુભવ્યું તેને સૌન્દર્યવસ્તુઓમા પલટવાના સતત પ્રયત્નરૂપ છે.

શિલાઇદહમાં જઈને એ રહ્યા, તે સમયમા તેઓ બંગાળની આમજનતાના ગાઢ સંપર્કમા આવવાના પરિણામે પાછળથી 'છિન્નપત્ર'રૂપે જે પ્રગટ થયા તે કાગળો અને ટૂંકી વાર્તાઓ લખે છે અને એ જ ગાળામા પદ્મા નદી ઉપરના વસવાટમાંથી એમને ગીતોની મનભર ફસલ સાંપડે છે. જુવાન જમીનદાર–સૌ એમને 'બાબુ મહાશય' કહેતા; મધુ વિશ્વાસને તે કયા પાક ઉગાડવા તેની સલાહ આપે છે અને કોલેજથી મરી ગ્હેલ આનીને માતિકે તરુછોડના ત્રિવેણી નામના છોકરાને ઉગારે છે. ખરે જ રવીન્દ્રનાથનું વ્યક્તિત્વ એકસાથે અનેક મોરચા ઉપર કામ કરી રહેલું જોવા મળે છે, અને સાહિત્યસર્જનમા પણ એકનો એક અનુભવ એમને વિવિધ કલાભિવ્યક્તિઓમા કામ લાગે છે અને જ્વા ભાગ્યે જ કયાય પુનરુક્તિ જેવુ દેખાય છે. એમ લાગે છે કે જે વિવિધ કલા–આકારો, કલા–સ્વરૂપો એ પસંદ

કરે છે તે એમનાં ભિન્નભિન્ન કલાવલણોને પૂરાં બંધબેસતાં નીવડે છે. ટૂંકી વાર્તાઓ—અને નવલકથાઓ વાસ્તવવાદથી તરબોળ છે. બંગાળની નારીની કરુણ દશાનો—અને એના અંતર્ગત સામર્થ્યનો પણ—ટાગોરના જેટલો આત્મીયતાભર્યો પરિચય કોને છે? એમનાં નાટકો, આશ્રમવાસીઓને માટે ગીતોની મહેફિલ અને રંગભરી દશ્યમાલા રેલાવવાની એમને તક આપે છે. પોતાને હૈયે વસી ગયેલા કેટલાક ખ્યાલોને, કેટલાંક પ્રતીકોને સાકાર કરવામાં પણ નાટયપ્રકાર કામ લાગે છે. એમના નિબંધો એ કોઈને કોઈ વિષય ઉપરનાં મનનો છે. પણ જેમા રવીન્દ્રનાથના સમગ્ર વ્યક્તિત્વનું સારસર્વસ્વ પ્રગટ થતું હોય તો તે છે એમની કવિતા. એમણે હજારેક કાવ્યો અને તેથી બમણાં—કદાચ એથીય વધુ ગીતો લખ્યાં છે અને રવીન્દ્રનાથ અમરતાના અધિકારી હોય તો તે મુખ્યત્વે આ કવિતારચનાઓને લીધે.

## ૨

રવીન્દ્રનાથની કવિતામા આપણને હિંદની સાંસ્કૃતિક પરંપરામા જે કાંઈ ઉત્તમ છે તે બધું એકત્ર સંચિત સ્વરૂપે મળે છે—ઉપનિષદની આધ્યાત્મિક ઓજ, કાલિદાસની કૃતિઓમા પ્રગટ થતી સૌન્દર્યની માવજત, ઇન્દ્રિયગ્રાહ્ય ભાવપ્રતીકો દ્વારા પ્રગટ થતી વૈષ્ણવ

કવિઓની અતીન્દ્રિય તત્ત્વ સાથેના યોગની ઝંખના, બંગાળના બાઉલ ભક્તકવિઓનો બેખબર લટક-સલામ દોસ્તભાવ, મુગલ દરબારની ભભકભરી સમૃદ્ધિ, તેમ જ સામાન્ય માનવીના જીવનનું પ્રતિબિંબ ઝીલતી લોકગીતની ખુલદિલીભરી શૈલી, આ બધુ રવીન્દ્રનાથની કવિતામા સચવાયુ છે એક આખીય સંસ્કૃતિને પોતાનામા સમાવી લેવાનો અને સૌન્દર્યની પરિભાષામા એનું કોઈ પુનઃ પ્રગટ કરવાનો આ દાખલો છે.

હિંદમા એમની પહેલા ઘણા પ્રાચીનકાળમા વાલ્મીકિએ અને વ્યાસે આખા યુગોને વ્યાપવા અને તે તે યુગનો સંદેશ સાચવવા પ્રયત્ન કર્યો હતો. કાલિદાસની ક્રાન્તદષ્ટિ પણ ભારતની સકળ-લૌકિક તેમ જ આધ્યાત્મિક-શ્રી ઉપર ઠરી હતી અને આગામી પેઢીઓ માટે અમર વાણીમા એને સાકાર કરી ગઈ છે. આપણા યુગમા રવીન્દ્રનાથે પોતાની અંદર ભારતના સંભૃત તમામ વારસાને આત્મસાત્ કર્યો છે અને એને વાચા આપી છે.

માઇકલૅન્જેલો વિશેના વ્હિકેના શબ્દો મને યાદ આવે છે:
હતો એ માનવી તે, જે આવી નિમ્નો રહે સદા
જ્યારે જ્યારે યુગ કોઈ અંતના નિજ વર્ષમા
સિંહાવલોકન કરી પાછું અન્તરનું કાઢવા મથે.
એ તો એવો, જગત જે આખા યુગનું તાળતો
ઝૂંઝે નિજ ગતાવી ગંભીર છાતીની સહી".

૩

કવિતામાં ભારતના આત્માનું આકલન કરવા ઉપરાંત રવીન્દ્રનાથે એને એક-જગત-પણાના યુગમાં પ્રવેશ કરાવ્યો. આ વસ્તુ એમની નવલકથા 'ગોરા'માં બહુ સચોટતાપૂર્વક બતાવાઈ છે. ગોરા ભારતીય પરંપરામાં જે કાંઈ ઉત્તમ છે તે બધાનો હિમાયતી હતો. એકાએક એને ખબર પડે છે કે પોતે યુરોપીય છે. આ નવલકથામાં ટાગોરે જે પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે તે આ છેઃ ભારતે હવે ગોરાને-એક બહારની વ્યક્તિને આપવા જેવું કાંઈ જ છે નહિ? અને એમણે આનન્દમયી અને પરેશબાબુનાં પાત્રો દ્વારા ઉત્તર પણ પૂરો પાડયો જ છે; તેઓ બંને ક્યારનાય પોતપોતાના વર્તુળ બહાર નીકળી ગયાં હતાં. (પરેશબાબુ હિંદુમાંથી ખસી બ્રહ્મોમાં ગયેલા, તેમાંથી પણ હવે બહાર નીકળી ગયા જેવા હતા), અને ગોરા તો નાછૂટકે બહારનો બન્યો હતો. જ્યારે એ બંને સ્વેચ્છાથી બહાર જઈને બેઠાં હતાં. પરંપરાગત અથવા તો ક્રાન્તિકારી ધાર્મિક સમાજોમાંથી ખસીને બહારનાં બનવાનું એમણે પસંદ કર્યું તે પ્રેમની એક પરમ ઝંખનાને વશ વર્તીને જ. મને હમેશાં લાગ્યાં કર્યું છે કે ટાગોર આ બે પાત્રો દ્વારા અને ગોરાને જે ખાસ પરિસ્થિતિમાં મૂકયો છે તે દ્વારા એમ સૂચવે છે કે સાચું ભારત ભારતીયતાને વટી જાય છે (अत्तितिष्ठति दशाङ्गुलम्).

૪

ટાગોર વિશ્વમાનવના કવિ છે. પૂર્વ–પશ્ચિમ એમ સરવાળો કરવાથી બનતા 'વિશ્વ'ના માનવની આ વાત નથી. ધરતીશોંપ્યા છતા વિશ્વસબદ્ધ માનવને આપણે વિશ્વમાનવ કહીશું. એને અખિલ પુરુષ કહી શકાય. જે અખિલાઈનો વારસો પામવા કરે તે જ અખિલ પુરુષ. માનવી વિશે ગાતા ટાગોરે કદી થાક અનુભવ્યો નથી. એમનુ 'સ્વર્ગમાથી વિદાય' આ ધરતીપરના જીવનનુ એક બુલંદ મહિમાસ્તોત્ર છે. એમના વાલ્મીકિ માનવને પોતાના છંદે ગાને દેવતા બનાવવા ચાહે છે.

ટાગોરે પશ્ચિમના માનવતાવાદનો પ્રભાવ સારી પેઠે અનુભવ્યો છે. વિજ્ઞાનને માનવીની જ્ઞાન માટેની ભવ્ય મૃગયાના ભાગ રૂપે એમણે સન્માન્યુ છે, અને પોતે 'વિશ્વપરિચય' નામે વિજ્ઞાનની બાળપોથી પણ લખ્યા છે. પરંતુ વિજ્ઞાનની પાછળ પાછળ આવ્યુ યંત્ર! અને રવીન્દ્રનાથ યંત્ર અને માનવીનો પરસ્પર સંબંધ શો એ પ્રશ્ન અંગે ભારે ચિંતાગ્રસ્ત બનેલા જણાય છે.

ટાગોરનો માનવ માટેનો પ્રેમ અને યુરોપીય પુનર્જાગૃતિકાળ પછીનો માનવતાવાદ એ બંનેને એક માનવામા ભૂલ થશે. અલબત્ત, ઉપર કહ્યુ તેમ, યુરોપીય માનવતાવાદની અસર એમણે અનુભવી છે જ. પાશ્ચાત્ય માનવતાવાદને માનવની ચેતના લાગેલી છે; વ્યક્તિમમા

રવીન્દ્રનાથનાં ગીતો મને બહુયે ગમે છે, પણ હું એમની ઉપર આખો મદાર નહિ બાંધું. થોડાંક જ ગીતો પહેલી લીટી (ધ્રુવપંક્તિ) પછી જીવતાં રહે છે, કઈ નહિ તો એટલો, કારણે કે પહેલી પંક્તિ એ 'પ્રભુદીધી પંક્તિ' હોય છે. શેલી, હાઈન અને ટાગોરનાં ઉત્તમ ગીતો ટૂંકાં છે એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

મહાન કવિતા એ પ્રતિકાર આપતી વસ્તુમાંથી ધીરજપૂર્વક આકૃતિઓ કંડારવામાં ગેકાય છે. ટાગોરની પ્રતિભા ઊર્મિકવિની છે, પણ એમની પ્રૌઢ રચનાઓ માટે એમના ઉદ્‌બોધન કાવ્યો, 'બલાકા'માં છે એવી કૃતિઓ અને એમના સંવાદકાવ્યો તરફ મીટ માંડવી જોઈએ. આ કાવ્યોમા એમણે શબ્દાળુતા ખંખેરી નાખી છે અને એમની અલૌકિક વાગ્મિતાની બક્ષિશ કલાની સેવામા યોજાઈ છે. ટાગોરનાં ઊર્મિગીતોમાં ઘણીવાર એક જાતની મોઢું ભાગી નાખે એવી મધુરતા, જયદેવમા છે એવી (અને નિઃસંશય જયદેવની અસર નીચે) સેકેરિનના જેવી મીઠાશ હોય છે. પણ ટાગોર એ મર્યાદા વરતી ગયા હતા. 'કેકારવ' નિબંધ એની સાક્ષી પૂરે છે, અને સવેળા એ મર્યાદાને એ વટાવી ગયા હતા. પરંતુ 'ઉર્વશી' જેવી લગભગ પૂર્ણતાવાળી કૃતિમાં પણ "વિલોલહિલ્લોલ" જેવો ટુકડો આવી જાય છે. જૂજ નાનાઅમથા અતિચારો બાદ કરતાં, 'ઉર્વશી' એ એક ઉત્તમ રચના છે. લયનું સંતુલન

અને જીવનશક્તિના અનંત નૃત્યનું વૈશ્વિક દર્શન એ બંનેનો બરાબર મેળ એમા વરતાય છે.

વિકસિત વિશ્વવાસનાર
અરવિંદ–માઝખાને પાદપદ્મ રેખેછ તોમાર
અતિલઘુભાર.

(–વિકસિત વિશ્વવાસનાના અરવિંદમાં તારો પાદપદ્મ તું અત્યંત હળવેથી મૂકે છે.)

આવે પ્રસંગે ઊર્મિકવિતા મહાકાવ્યની ભવ્યતાને સ્પર્શે છે. ઊર્મિકવિતા પરલક્ષી આલેખનમાં જેટલી હદે દૂર જઈ શકે ત્યાં સુધી ટાગોરના સંવાદકાવ્યો પહોંચે છે. 'સતી'નો પ્રસંગ તો ટાગોર સિવાય કોણ બીજું આલેખવાની હિંમત કરી શકત? આ પાત્ર રચનાઓ રવીન્દ્રનાથને ઉત્તમ રૂપે રજૂ કરે છે. એ બધીયે હૃદયના ધર્મદર્શનનો નિર્દેશ કરે છે. પાત્રોને કટોકટીની ઘડીએ રજૂ કરવામાં આવ્યાં છે અને જેમ જેમ તેઓ યાતનાપૂર્વક તેમ છતાં વિજયપૂર્વક કસોટીની ક્ષણોમા પસાર થાય છે, તેમ તેમ પશ્ચાદ્દર્શનથી એમની આખીયે કથની ઉકેલાય છે. કવિ બતાવે છે કે જીવનનું સત્ય બુદ્ધિથી પકડમાં આવતું નથી. પણ ગાઢ જીવનાનુભૂતિની ક્ષણમા લાગણીની શક્તિથી જ પમાય છે અને એ સત્ય છે. અમાબાઈના પિતાના શબ્દોમા 'હૃદયનો નિત્યધર્મ.' ગાંધારી કહે છે કે 'આ ધર્મમા જ ધર્મનો અંત છે.'

મધ્યબિંદુએ એણે માનવને સ્થાપ્યો છે. રવીન્દ્રનાથના માનવતાવાદને પ્રકૃતિ સામે લડતોઝઘડતો અને એને વશ કરતો, નિષ્ઠુર વિશ્વ સામે ટકરાતો, ક્રૂર નિયતિનેં પિંજરમાં સપડાયેલો માનવ અભિપ્રેત જ નથી. વારંવાર ટાગોર માનવ અને માનવ વચ્ચેના, માનવ અને પ્રકૃતિ વચ્ચેના, માનવ અને વિશ્વાત્મા વચ્ચેના સંવાદનું સૂચન કરે છે. પોતાના વિશ્વવિદ્યાલય માટે એમણે મુદ્રાલેખ પસંદ કરેલો : यत्र विश्वं भवति एकनीडम् ।—જ્યાં વિશ્વ એક માળો બન્યું હોય.' વ્યક્તિત્વનો મુક્ત અનિયંત્રિત આવિષ્કાર, બીજા શબ્દોમાં નિઃસ્વાર્થ સર્જકતા, એ વિશ્વમાનવપણાની ચાવી છે. આ સત્યને એમના ઉત્કૃષ્ટ રૂપકાત્મક નાટક 'મુક્તધારા'માં અભિવ્યક્તિ મળી છે અને એમણે કેળવણીક્ષેત્રમાં પ્રયોગો આદર્યા અને જીવનભર ચલાવ્યા તેની પાછળ પણ એ જ પ્રેરણા છે.

રવીન્દ્રનાથ અંગ્રેજી 'ગીતાંજલિ', પ્રગટ થતાં અર્વાચીન સભ્યતાના કેન્દ્રમાં જઈ પહોંચ્યા, અને પાશ્ચાત્ય જગત એમના અવાજથી થોડા સમય માટે જો મોહચકચૂર બન્યું હોય તો તે કદાચ એમની કૃતિઓના ગર્ભમાં શાન્તતા અને સ્વસ્થતા હતાં તેને કારણે. એ કૃતિઓને ન તો પૂર્વના કે ન તો પશ્ચિમના માનવ સાથે એટલી લેવાદેવા હતી, જેટલી વિશ્વમાનવ સાથે—અખિલ પુરુષ સાથે હતી.

ટાગોરના અપૂર્વ વ્યક્તિત્વની ભૂરકી પ્રત્યક્ષ જેમની

ઉપર પડી છે તે પેઢી ચાલી જશે ત્યારપછી પણ એમના વ્યક્તિત્વનો આ અંશ—અને આ અંશ તે એમના વ્યક્તિત્વનો સારભૂત અંશ છે—જેમ જેમ માનવો એમની કૃતિઓના સંપર્કમાં આવતા જશે તેમતેમ એમના ચિત્તમાં હમેશાં પ્રાદુર્ભાવ પામવાનો.

## ૫

(ટાગોર એમના લખાણોથી જીવંત રહેશે, સૌથી વધુ એમની કવિતાથી.)

કલાકાર તરીકે ટાગોરે છંદ, શબ્દાવલિ, આકૃતિ અંગે સતત પ્રયોગો કર્યા જ કર્યા છે. કોઈવાર એમની સર્જકતા એકની એક ચિત્તસ્થિતિ ઉપર વધુ પડતી લાંબીવાર વ્યાપૃત રહે છે, પણ કોઈ ને કોઈ પ્રકારે એ એમાંથી બહાર નીકળી આવ્યા વિના રહેતા નથી. બધી અનેકવિધ ચિત્તસ્થિતિઓમાં એક જ કેન્દ્રિય દર્શન પ્રગટ થતું હોય છે અને એવો જ પ્રગટ થતો હોય છે એમનો પ્રકૃતિપ્રેમ. કાલિદાસ પછી ભાગ્યે જ કોઈ ભારતીય કવિએ પ્રકૃતિનું સૌન્દર્ય આવી નક્કર વિગતો પૂર્વક આલેખ્યું હોય. ટાગોરની કૃતિઓ હિંદના આકાશમંડપ નીચેની છાયાપ્રકાશની અનંતવિધ રમણાના ચિત્રણોથી— અવિરત ઋતુચક્રનાં ચિત્રાંકનોથી ઝળહળે છે. હિંદના ગિરિવરો અને વિશાળ મેદાનોની અફાટતા એમની કૃતિઓમાં પ્રવેશી છે.

તમને કહ્યું હતું: "આ ઉઠીની સુંદરતા—આ છલના, જે મને લપેટી રહી છે, તે મારી ઉપરથી સરી પડશે, પૂર્ણ ખીલેના પુષ્પની પાખડીઓ ખરે તેમ.'

એ દિવસ પૂર્વે, આપણી પૃથ્વીના આ પ્રવાસીએ પોતાની જ્ઞાનતૃષા અનંત મૌનની ગૌમુખગંગા આગળ છિપાવી હતી:

પહેલા દિવસના સૂર્યે
પૂછ્યુ હતુ
અસ્તિત્વના નૂતન આવિર્ભાવ વખતે—
કોણ તુ?
ઉત્તર મળ્યો નહિ.
વરસ પછી વરસ ચાલ્યા ગયા
દિવસના છેલ્લા સૂર્યે
છેલ્લો પ્રશ્ન ઉચ્ચાર્યો
પશ્ચિમસાગરતીરે
નિસ્તબ્ધ સન્ધ્યામા—
કોણ તુ?
પામ્યો ના ઉત્તર.

(અખિલ પુરુષનુ-વિશ્વમાનવનુ રવીન્દ્રનાથનુ દર્શન એમને મહાન દ્રષ્ટાઓ-માનવજાતિના શિક્ષકોની જોડાજોડ સ્થાપે છે. નર્યા કલાકૌશલમા એ કોઈથી ઉતરતા નથી. જે કાવ્યોમા આ બને બક્ષિશોનો સુખદ સયોગ થયો

છે તે એમની માનવજાતિના ઉત્તમ કવિઓમાં ગણના કરાવવા માટે પૂરતાં છે. ટાગોરનો વિચાર કરતાં ગ્યુટે'નું સ્મરણ થાય છે. બંનેની કૃતિઓ પર જગત્સ્પર્શી ચિત્શક્તિની મુદ્રા છે. બંને 'જીવન જીવવાથી ડરતા ન હતા' અને બંને પોતાના સમગ્ર સમયને વ્યાપી વળ્યા હતા. બંને ભય અને તિરસ્કારથી રહિત એવા વિમુક્ત આત્માઓ હતા. ટાગોર તમુએ તમુ ભારતીય હતા—જેમ ગ્યુર્ઍથે જર્મન, અને તે સાથે જ તેઓ જગતકવિ હતા. ટાગોર જેવા કવિઓ જેમજેમ માનવ સ્વસ્થ થતો આવશે તેમ તેમ વધુ ને વધુ પ્રચારમાં હોવાના.

# ભૂમાનો કવિ

—સુંદરમ્

ટાગોરમાં ભારતની આર્ય સંસ્કૃતિ એક વિશિષ્ટ આવિર્ભાવ પામી છે. હિંદમાં વેદ અને ઉપનિષદોના કાળથી આરંભાયેલી જીવન-તત્ત્વની શોધના જે રૂપ આવેલા છે, તેનો પુનઃ પરિચય નવીન તાજગી અને ખુશ્બૂ સાથે આપણને કવિવરની વાણીમાં થાય છે. ભારતમાં જન્મેલી જીવનસાધના ભારતની હદ છોડી બહારના જગતમાં છેલ્લામાં છેલ્લે બૌધ્ધકાળમાં ગઈ. તે પછીની સદીઓમાં એ સાધના સતત જીવંત રહી છે, પણ પોતાના તત્ત્વનો જગત આગળ ઉદ્‌ઘોષ તો એણે છેલ્લી સદીના અંતભાગમાં આરંભ્યો. જ્યારે અમેરિકામાં સ્વામી વિવેકાનંદે પહેલી વાર વેદાંતની જીવંત મહત્તા રજૂ કરી. વિવેકાનંદ પછી બીજો મહાન અવાજ જગતે સાંભળ્યો કવિવરનો. એ અવાજ સંન્યાસીનો અને દાર્શનિકનો નહિ પણ એક કવિહૃદયનો હતો. એશિયા, યુરોપ અને અમેરિકાના સંસ્કારી વર્ગને કવિની સુનલિત પ્રતિમા અને તેમાંથી પ્રગટતી અદ્યતન ઢંગની, પશ્ચિમના પૃથક્કરણ પ્રધાન મનને સ્પર્શી શકે તેવી વાદપધ્ધતિ સારી રીતે રોચક બન્યાં. અસારના રુદ્રશાસિત જગતમાં કવિવરનું શાંત શિવનું દર્શન તેમજ તે પછીના બીજા દર્શનો દિગ્વિજય

સાધી શક્યાં નથી, છતાં જગતના કાન ઉપર આ ભારતીય તત્ત્વનો જે કવિત્વરસિત શબ્દ કવિવરના મુખેથી પડ્યો છે તે પણ જગતના અર્વાચીન વિચારપ્રદેશમાં મોટી ઘટના ગણાય. અને હિંદની દૃષ્ટિથી જોઈએ તો ટાગોરનો હિંદ બહારની દુનિયાએ કરેલો સત્કાર એ હિંદના કવિત્વમંડિત જીવનતત્ત્વનો જ સત્કાર છે.

ટાગોરનું જીવનદર્શન ઉપનિષદોની ઉપર પ્રતિષ્ઠિત થયેલું છે. બૌદ્ધધર્મ તથા બીજા રહસ્યવાદી પંથોની છાયા તેમના વિચારપ્રદેશ ઉપર જોવા મળે છે, છતાં ઉપનિષદોની દૃષ્ટિ એમના દર્શનને ઘડનારું મુખ્ય બળ છે. અથવા તો એમ પણ કહી શકાય કે ઉપનિષદકાળ પછી આ દર્શનનો આવો રસગ્રાહી પુરસ્કર્તા ટાગોરમાં જ પ્રથમ જોવા મળે છે ઉપનિષદોના દર્શનની અસરથી તેમની દૃષ્ટિમાં એક વ્યાપક સમન્વય પ્રગટેલો છે અને પરિણામે જ્ઞાન, કર્મ, ભક્તિનું સૌંદર્યથી વિભૂષિત એવું એક મધુર દર્શન તેમની પાસેથી મળે છે.

પૃથક્કરણપ્રધાન બુદ્ધિનો વૈજ્ઞાનિક યુગ બેઠા પછી મનુષ્યના જગત અને જીવન વિષેનાં બધાં દર્શનો, વિચારો અને ભાવનાઓ બુદ્ધિની કઢાઈમાં નંખાવા લાગ્યાં. ભૌતિક જગતમાં કેટલાક ભવ્ય વિજયો પછી માનવને લાગ્યું કે આ રસ્તે જીવનનું અંતિમ સત્ય હવે બહુ દૂર નથી. વિકસતા પ્રયોગાત્મક ચિત્તશાસ્ત્રને એ પણ લાગવા માંડ્યું કે માનવચેતનાના બધા વ્યાપારોનું પણ તારતમ્ય

અમારે હાથ આવવા માડ્યું છે. છતાં એ અંતિમ વિજયો, જેમ જેમ આ શોધો આગળ વધતી ગઈ તેમ તેમ વધારે ને વધારે દૂર જતા લાગ્યા. રાજકારણ અને અર્થશાસ્ત્રમાં પણ અંતિમ નિર્ણયાત્મકતા આડંબરથી નવી નવી દૃષ્ટિઓ પ્રગટવા લાગી છતાં જીવનની સંકુલતા અને જટિલતાએ એ બધા 'દર્શનો'ની રેખાઓનો અતિક્રમ કરી નવાનવા, ભયાવહ તેમજ આનંદપ્રદ આવિર્ભાવો પ્રગટ કર્યા છે. અને જીવનના ગૂઢતમ, આદિમ અને અંતિમ રહસ્યને વિષે પ્રાકૃત માનવ હજી એવો ને એવો સંશયિત અવસ્થામા રહેલો છે. એ પરિસ્થિતિમાં ખાસ કરીને હિંદમાથી પાછો એ સંસ્કૃતિઓના આદિમ-કાળનો અવાજ, કેવળ બુદ્ધિના નહિ પણ તેથી યે ઊંડી પ્રતીતિના રણકાર સાથે પ્રગટે છે—એક નહિ પણ અનેક ધીર, પ્રશાંત, પ્રજ્ઞ અને સ્થિતપ્રજ્ઞ પ્રતિભાશાળી વ્યક્તિઓના મુખેથી

જીવનનું, જગતનુ, મનુષ્યનુ અંતરતમ સ્વરૂપ શું, પ્રતિષ્ઠા શી, ગતિ કઈ? જડ ભૌતિકતા? કેવળ પ્રાણનો વિહાર? કેવળ બુદ્ધિના બાધોડિયા? જાગૃત અને અજાગૃત મનનાં સંચલનો? પ્રાણીશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્રના નિગમનો? રાજકારણના પ્રપંચો? નીતિશાસ્ત્રો અને અનેકસંસ્થાગત તથા અસ્થિતધર્મનામાત્મક પ્રવૃત્તિઓ? ટાગોર કહે છે: " ના, આપણે સંપૂર્ણ ખાતરીથી સમજવુ જોઈએ કે તત્વરૂપે આપણે આત્મા છીએ. " (સાધના

પૃ ૩૦) × × હું આધ્યાત્મિક જગતમાં માનું છું તે આ જગતથી સાવ જુદું એવું નહિ, પણ તેના અંતરતમ સત્યરૂપે છે (પ્રેમેનિતિની પૃ ૧૫૬) × × જે પ્રકૃતિમાં આપણે જન્મ્યા છીએ તે ગર્ભના સત્ય જેવું એક અપૂર્ણ સત્ય છે પૂર્ણ સત્ય એ છે કે આપણે અનંત પુરુષના ખોળામાં જન્મ્યા છીએ આપણું સાચું જગત પ્રકૃતિના કાનૂનોનું અને શક્તિનું જગત નથી, પણ આ પુરુષનું જગત છે (એજન પૃ ૯૭) × × આપણી ત્રણ જન્મભૂમિ છે તે ત્રણેય એકબીજા સાથે સંકળાયેલી છે પહેલી છે પૃથ્વી તેનું બીજું વાસસ્થાન છે સ્મૃતિલોક તેનું ત્રીજું વાસસ્થાન છે આત્મિકલોક. આ લોકને સર્વ માનવના ચિત્તનો મહાદેશ ગણી શકાય ” ('માનવ ધર્મ' પૃ ૭૧ )

માનવચિત્તને જ્યાં પોતાનાથી પરના યા તો પોતાની અંદરના એવા કશા જ તત્ત્વનો પરિચય નથી, ત્યાં કવિની આ વાણી—આ આત્મતત્ત્વ અંતરતમ સત્ય, આત્માની સૃષ્ટિ, મહાદેશની કથા એ પરીકથા રૂપે પણ લાગે તેનો સ્વીકાર અસ્વીકાર એ તો પ્રત્યેક ચિત્ત વિશેની ભૂમિકાનો પ્રશ્ન છે પરંતુ આ પણ કોઈ પૂર્વકાળમાં નહિ પણ આજે પણ અનુભવી શકાતું અને અનેકોથી અનુભવાતું એક રહસ્ય છે એ રીતે એને જગતની બીજી નક્કર હકીકતો જેવી એક નક્કર હકીકત રૂપે લેખવાનું રહે છે

તત્ત્વના વાદવિતંડા બાજુએ મૂકીને આપણા કવિના અનુભવને અનુસરી આપણે એ જોવાનો પ્રયત્ન કરીએ કે આ જે માનવતાનો આત્મા અને જગત–તે બન્નેને સંબંધ શો? તથા એ આત્માને તથા તેના જગત સાથેના સબંધને પ્રત્યક્ષ કરવાની વિધિ કઈ છે. ટાગોરની વિચાર-પદ્ધતિમા આ એક મહત્ત્વનુ લક્ષણ છે કે ભૌતિક સત્યોનો પણ તેમા ઠીકઠીક સમાવેશ થાય છે. દાખલા તરીકે, દશ્યમાન સ્થૂલ જગતનો તેમા અનાત્મ તરીકે ઈન્કાર નથી. તેને અવિદ્યાનો અધ્યાસ યા તો માયાના ભ્રમ તરીકે ગણવામા આવતુ નથી. અનેક બળોથી રણઝણતી વિશ્વપ્રકૃતિ એ પણ સત્ય છે, પણ તે અધૂરુ. પૂરું સત્ય છે એ બધાની પાછળ રહેલા અંતર મહા આત્મતત્ત્વમા.

આ સાંત અને આ અનંતનો, વ્યક્તિ અને જગતનો સંબંધ શો? એ પ્રશ્ન કવિએ બહુ સરસ રીતે સ્ફુટ કરેલો છે મનુષ્યનો પહેલો મહાપ્રશ્ન છેઃ પોતે કયું તત્ત્વ છે, બીજો મહા પ્રશ્ન છેઃ પોતા સિવાયનું આ બીજું જગત કયુ તત્ત્વ છે અને તેની સાથેનો સંબંધ કેવો હોવો ઘટે. આ બીજા પ્રશ્નના ઉકેલમા રાજકારણ, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ધર્મતત્ત્વ પોતપોતાની રીતે પ્રવર્તે છે અને પોતાને સમજાયેલા તત્ત્વને સાકાર કરવા મથે છે. ટાગોરનો જવાબ એ ઉપનિષદોનો જ જવાબ છે પણ તેનું નિરૂપણ નવો અર્થપ્રસાદ ધરાવે છે.

ટાગોરના અનેક વ્યાખ્યાનોમાં આ પ્રશ્નનું વિવરણ વિશેષ પ્રાધાન્ય ભોગવે છે.

વ્યક્તિ અને જગતના સંબંધને અનેક રીતે જોવામાં આવેલો છે. મનુષ્યભક્ષી માનવ પોતાની જાતિનું ભક્ષણ છોડી પોતાની જાતનું બલિદાન શીખ્યો અને વસુધૈવ કુટુમ્બકમ્ માનવબંધુત્વની ભાવના લગી વધ્યો, એ બધી વિચારસરણીઓમાં મુખ્ય તત્ત્વ પ્રગટતું રહ્યું છે, વ્યક્તિ અને જગતની વચ્ચે સંવાદના દર્શનનું, અને એ સંવાદને અધિકાધિક સિદ્ધ કરવાનું. પ્રથમ નજરે પોતાથી વિભિન્ન, પ્રબળ, વિરોધી અને કદી સંહારક લાગતું આ જગત, તેમાંની વ્યક્તિઓ, સૃષ્ટિની પ્રકૃતિ એ સર્વ સાથે અત્યન્ત નિકટભાવ, મૈત્રીભાવ, પ્રણયભાવ અને છેવટે સર્વાત્મભાવ—એ રીતે ટાગોરની દૃષ્ટિ પ્રગટ થયેલી છે.

કવિ લખે છે.– "હું મારા જીવનના પ્રવાસમાં જતે આવતી આ પૃથ્વીની ધર્મશાળામાં રાતવાસો ગાળનાર કોઈ નર્યો અજાણ્યો મુસાફર નથી. પણ હું એવા જગતમાં જીવું છું કે જેનું જીવન મારા જીવન સાથે તતુતંતુમાં સંકળાયેલું છે" ('પરસનાલિટી' પૃ. ૭૪.)

હા. મનુષ્યનું જીવન પ્રકૃતિની સાથે; આ જગતની સાથે સંકળાયેલું તો છે, પણ કઈ રીતે? પ્રકૃતિના વિરાટ બળો મનુષ્યને ગણતરીમાં રાખી પ્રવૃત્ત નથી થતા લાગતા તેના અચળ ક્રમને મનુષ્ય ફેરવી શકતો નથી પ્રકૃતિ પાસેથી મનુષ્યે જાણે પ્રત્યેક પદાર્થ લડી–

ઝઘડીને મેળવવાનો રહે છે કવિ કહે છે પ્રકૃતિ મનુષ્યની ઇચ્છાને વશ નથી થતી અને પોતાના સતોમા પોતાના અવિચલ કાનૂનોમા અફર રહે છે એ જ મનુષ્યને માટે મોટો આશીર્વાદ છે એ અફરતા ઉપર જ આખા જગતનુ મંડાણ છે પૃથ્વીની માટી નક્કર છે, એટલે જ તો તેમાથી મકાન અને મીનારા રચી શકાય છે પૃથ્વીનુ પાણી પ્રવાહી છે એટલે તો તેને પી શકાય છે અને તેમા વહાણો ચલાવી શકાય છે પ્રકૃતિ અને માનવ વચ્ચે જે વિસંવાદ દેખાય છે તે માનવના અજ્ઞાનમાથી, તેની અધીરાઈમાથી જગતને અ નાદિ નિના જાદુઈ શાસનના જોરે સ્વેચ્છા મુજબ ઉપરફેરતુ કરવાની વાસનામાથી પ્રગટે છે એ વૃત્તિને તજી જ્યારે મનુષ્ય પ્રકૃતિના સતની નિર્મળ ઉપાસના કરે છે, ત્યારે તેને પ્રકૃતિના મહાન બળો હસ્તગત થાય છે અને સંવાદનુ દર્શન નજર પડે છે પ્રકૃતિમા પ્રધાન નિયમ ઘર્ષણ અને સહારનો નહિ પણ સંવાદ અને સર્જનનો છે

આવી જ રીતે માનવજગત સાથે પણ વૃત્તિએ સંવાદ સ્થાપવાનો છે પ્રકૃતિ જેવુ સત છે તેવુ માનવ જગતનુ પણ સત છે એ કયું ? એ છે એકાત્મતાનુ જે આત્મતત્ત્વ વ્યક્તિમા પોતામા છે તે જ અન્ય વ્યક્તિઓમા પણ છે અને આ સર્વ વ્યક્તિઓમા ભિન્ન ભિન્ન રીતે વ્યક્ત થતુ આત્મતત્ત્વ, એ સર્વ વ્યક્તિતાઓને [illegible] કરતુ એક પરમ આત્મતત્ત્વ છે

એ તત્ત્વ તે જ ઈશ્વર તે બધા આ માઓનો સરવાળો નથી પરંતુ તે પરમ તત્ત્વના જ આ અનેક આત્માઓ સ્ફુલિંગરૂપે આવિષ્કાર છે સમગ્ર જગતમા પ્રગટ થતા આ આત્મતત્ત્વનો વ્યક્તિ જ્યારે સાક્ષાત્કાર કરી શકે, તેની સાથે એકત્વ, તાદાત્મ્ય તદ્રૂપતા સાધી શકે, ત્યારે તેને માનવજગતના ધ્રુવની પ્રાપ્તિ થાય સ્વાદની સિદ્ધિ થાય

આ ધ્રુવ કઈ રીતે મળે? પ્રત્યેક માનવની સાથે અનન્ય અલગ એકતા સાધીને? નહિ, એમ તો પાત્ર જ ન આવે બીજી વ્યક્તિઓમા આવિર્ભૂત થયેલા રૂપમા જ તેનુ અતિમ સ્વરૂપ નથી પરંતુ તે સર્વથી અતિક્રિમ્ત રૂપે પણ તે છે એટલે વ્યક્તિ જો એ સર્વવ્યાપી એક તત્ત્વને પામી શકે તો તેને પોતામા તથા સર્વમા રહેલા આત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જાય આ વિશ્વચૈતન્ય અને ઈશ્વરચૈતન્યના યોગના ભૂમિકા માનવની પોતાની અંદર છે, અને એ યોગની વિધિ છે અયાગ્ના સપાટી પરના જીવનને ભેદી માણસે ઊંડા ને ઊંડા ઊતરવુ અત્યારે માનવીનુ જીવન જે ભૂમિકામા વ્યતીત થાય છે તે ભૂમિકા આત્માની નથી, પણ અહંકેન્દ્રિત શરીરની, પ્રાણની મનની છે એ પ્રત્યેક ભૂમિકાની આકાંક્ષાઓ તથા મર્યાદિત વૃત્તિઓની તૃપ્તિમા માણસ જીવી રહ્યો છે પરંતુ તેમા તેનુ અંતિમ સત્ય નથી ટાગોરે આ વસ્તુ ઘણી વિશદતાથી પુન પુન સમજાવી છે શરીર ધારણ એ ઈતર પ્રાણીને માટે જેટલુ મહત્ કાર્ય છે

તેટલું માનવને માટે નથી. મનુષ્યને મળેલી મનઃશકિતએ તેના શારીરિક નિર્વાહનો પ્રશ્ન ઘણો સરળ કરી મૂકયો છે. હવે તેનાં કર્મો પ્રકૃતિના સ્થૂલ શાસનમાંથી મુકત બની ઉચ્ચ ભૂમિકા તરફ વળે છે. ભૂમિકા છે શુદ્ધ આનંદની, શુદ્ધ જ્ઞાનની. મનુષ્યની વિવિધ કળાઓ, વિવિધ જ્ઞાનોપાસનાઓ, એ સ્થૂલ દૈહિક નહિ, પણ સૂક્ષ્મ, ભાવિક, આત્મિક ક્રિયાઓ છે, મનુષ્યની વિપુલ આંતરશકિતના આવિર્ભાવો છે. એ આવિર્ભાવોને માર્ગે મનુષ્યે આગળને આગળ વધી પેલા તત્ત્વને પામવાનું છે. એ તત્ત્વ જ એવું એક માત્ર કેન્દ્ર છે કે જ્યાં પહોંચ્યા પછી જગતનું સમંજસ સુભગ સર્વતોભદ્ર સ્વરૂપ ઓળખાય. ('સાધના' પૃ. ૩૪.)

આત્માને પામવા માટેના આ આંતર નિમજ્જનનું રૂપ શું, તેની પ્રક્રિયાઓ કઈ? એ પ્રક્રિયાઓ તે મનુષ્ય જાતિએ વિકસાવેલી વિવિધ સાધનાઓ, જ્ઞાનની. ભક્તિની, કર્મની. દર્શનોના યુગની કઠોર તર્કમંડિત એકદિશાનુસારી વિચારસરણીમાંથી બચીને ઉપનિષદોના સહજોપલબ્ધ પરમ તત્ત્વદર્શનને અનુસરતાં ટાગોરની વિચારદૃષ્ટિ વિશેષ ઋજુ અને વ્યાપક રહી છે. જે પરમ તત્ત્વને પામવાનુ છે, તેનુ સ્વરૂપ શુ તે બાબતમાં અનેક દૃષ્ટિબિંદુઓ રહેલા છે. એ સૌમા ટાગોરની દૃષ્ટિને ઉપનિષદના ઋષિનું દૃષ્ટિબિન્દુ વધારે માફ્ક રહ્યુ છે. આ પરમ તત્ત્વ તે તેના ઉચ્ચતમ્ રૂપમાં નિરંજન નિરાકાર નિર્ગુણ બ્રહ્મ નથી,

માનવને થાય છે, પણ એ જ્ઞાન મનુષ્યને થતાં બીજાં જ્ઞાનોથી જુદા પ્રકારનું છે એ ભૌદ્ધિક પૃથક્કરણ દ્વારા, દર્શનીય પ્રયોગ દ્વારા કે ક્રમેક્રમે અંશ પછી અંશમાં થતું નથી. પરંતુ બુદ્ધિથી પર એની જે સ્વયંબોધી intuition રહેલી છે, તે દ્વારા અત્યંત સામીપ્ય ભાવે ઘનતમ આતરીક સંસ્પર્શ દ્વારા થાય છે. ('સાધના' પૃ ૩૭.) એ અવસ્થામાં માનવઆત્મા પરમાત્મા સાથે તદ્રુપ થઈ જાય છે અને તેને જે અનુભવ થાય છે તે સમગ્ર ઈશ્વર તત્ત્વનો હોય છે.

પરંતુ આ પ્રેમ અને જ્ઞાન થવા પછી માનવના બાહ્ય જીવનનું શું? તેનો જીવન વ્યવહાર, જીવનના પ્રશ્નો, જીવનના સંઘર્ષો કેવું રૂપ લે? ઈશ્વર સાથે યોગ કરવા નીકળેલો આત્મા શરીરને, તેના કર્મોને, જગતને તથા તેના પ્રશ્નોને અને સંઘર્ષોને અવગણતો નથી, ઉવેખતો નથી, પરંતુ તે સર્વમા પેલા ઈશ્વરી પ્રણય અને ઈશ્વરી જ્ઞાનદ્વારા તે પ્રવૃત્ત થાય છે જેને આપણે અનંતતાની ભૂમિમા મેળવી રાખેલો છે તેની–હવે અહીં આપણે દેશ અને કાળની સીમામા, આનંદ અને શોકની સીમામા, આ જગતની અંદર તથા બીજા જગતોની અંદર ખોજ કરીએ છીએ ('સાધના' પૃ. ૧૬૦.)

ઈશ્વરને અંતરમા પ્રાપ્ત કર્યા પછી પણ વ્યક્તિએ તેને જીવનમાં કર્મદ્વારા તથા સર્વ પરિસ્થિતિમા પ્રત્યક્ષ કરવાનો છે. એટલું નહિ, એ દ્વારા તેના તરફ ગતિ પણ

કરવાની છે જગતના કર્મોમા સ્થૂળ વાસનાથી ગંગાઈ ને સ્થૂળ પ્રાપ્તિઓ માટે ગાંડાની પેઠે, પશ્ચિમના દેશોમાં થાય છે તેમ રચ્યા પચ્યાં રહેવાનુ નથી તેમજ સંન્યાસનો અંચળો ઓઢી અજ્ઞાન દશામા મસ્ત બની ભારતના જગદુપેક્ષકોની પેઠે આત્મામા સમાધિ લઈ લેવાની નથી પણ કવિ કહે છે તેમ "સત્યની શોધમા ધર્મની શોધમા સારો પુરુષાર્થ કરવાની દિશા કર્મની ઉપેક્ષામા નહિ પણ કર્મને શાશ્વત સવાગિતાની સાથે વધારે ને વધારે સંવાદિત કરવાના પ્રયત્નોમા રહેલી છે" ('સાધના' પૃ ૧૨૮.) यद्यत् कर्म प्रकुर्वीत तद्ब्रह्मणि समर्पयेत्।

આ કર્મ એ સાધારણ નથી. "જ્યારે આપણે આ સમુદાર ચિત્તની દોરવણી હેઠળ કર્મ કરીએ છીએ ત્યારે આપણી પ્રવૃત્તિ નિયમબધ્ધ બને છે, પણ તેથી તે યાંત્રિક નથી થઈ જતી, એ કર્મ કોઈ જરૂરિયાતમાથી જન્મેલુ હોતુ નથી, પણ આત્માની તૃપ્તિમાથી પ્રેરિત થયેલું હોય છે. આવી પ્રવૃત્તિ એ જનવૃંદનુ આંધળુ અનુકરણ નથી રહેતું, કે દેશનના આદેશોનુ કાયરતાથી કરેલુ અનુસરણ નથી રહેતુ' ('સાધના' પૃ ૧૪૩) ધર્મદૃષ્ટાઓ, ધર્માત્માઓ, ભક્તો, પયગમ્બરો અને સૂફીઓના જીવન કર્મમા આ કથનનુ સત્ય બહુ સહેલાઈથી પ્રત્યક્ષ થાય છે. ઈશ્વરી ઈચ્છાને પ્રત્યક્ષ કરી, તેની સાથે મેળ સાધી, તેને પોતાની ઈચ્છા અર્પણ કરીને થતુ આ કાર્ય એ પરોપકારી, સેવાભાવી, નૈતિક કે

તેમ કોઈ અન્ય નિહિત નથી પરંતુ એક પરમ વ્યક્તિત્વ સપન્ન દિવ્ય ચૈતન્ય, Supreme Person છે એ **महान्तम् पुरुषम्**ની સાથે વ્યક્તિએ પિતા તરીકેનો યોગ સાધવાનો છે ઈશ્વરની પ્રિયા, પ્રિયતમ યા સખા ભાવની ઉપાસનાઓ કરતા કવિવરને પિતૃભાવની ઉપાસના વધારે અનુકૂળ લાગી છે એમના કાવ્યોમા એ પ્રિયતમ તરીકે જણાય છે, પરંતુ તે કરતા યે તે રાજાધિરાજ, ભવ્ય સત્ત્વ તરીકે વિશેષ દેખાય છે ઈશ્વર છે **पितृतम पितॄणाम्** એનાથી સૃષ્ટ અને વ્યાપ્ત બનેલા 'આત્મિક વિશ્વ જોડે આપણો સાચો પરિચય પ્રેમ દ્વારા થઈ શકે " પ્રકૃતિનું સ્વરૂપ આપણને કઠોર અને નૃશસ લાગે છે, તેમ ઈશ્વરતત્ત્વ પણ વ્યક્તિની નજરે જોતા તેવુ જ નૃશસ અને કઠોર લાગે છે ઈશ્વરની ઉપાસના કેટલેક સ્થળે ભયથી પણ પ્રેરિત થયલી છે પરંતુ આ માનવજગત સાથે તેનો સબધ જુલમી શાસક કે ઊર્મિહીન ન્યાયાધીશનો નહિ પણ ઘનિષ્ટ પ્રેમનો રહેલો છે એ વાત ટાગોરે વિશેષ ભાર દઈને જણાવી છે તેઓ પ્રેમના સબધમા માનવના ભૂત અને ભવિષ્યને અખિલ માનવલોકમા પૂર્ણ કરી રહ્યા છે ' ('માનવધર્મ' પૃ ૩૫ )

આ પ્રેમસબધના દર્શનમાથી ફલિત થતુ એક દૃષ્ટિબિંદુ કવિવરે સવિશેષ દીપ્તિથી સમજાવ્યુ છે પ્રેમ એટલે સપૂર્ણ સ્વતત્રતા, સમાનતા જ્યા આમાથી

એકે તત્ત્વ ગેરહાજર હોય ત્યાં પ્રેમની હાજરી નથી અનેક સ્થળે કવિએ સમજાવ્યું છે કે આ મહાન પિતા પોતાની ઉત્તમમાં ઉત્તમ સમૃદ્ધિ જગત આગળ અર્પી રહ્યા છે, એટલું જ નહિ પણ તેમણે પોતે જ પોતાની મુક્ત અવસ્થાનો ત્યાગ કરી, આ વ્યક્ત જગતમાં આનંદાનુભવ માટે પોતાની જાતને સ્વીકાર કરી છે રાજા અને તેના દાસ વચ્ચે પ્રેમ સંભવ ન હોઈ શકે તે માટે તો સમાન સખા જ જોઈએ એ સમાનતા તેણે માનવને બક્ષેલી છે માણસ બહારથી સ્થૂલ જીવનમાં પ્રકૃતિના કઠોર શાસનોમાં બંધાયેલો ક્ષુદ્ર જંતુ લાગે, પરંતુ તેના અંતઃકરણમાં એક એવો પ્રદેશ છે જ્યાં પ્રકૃતિનું શાસન નથી, પ્રભુનું પણ શાસન નથી એ છે માનવીની સ્વતંત્ર ઈચ્છાશક્તિ એ ઈચ્છાશક્તિએ કઈ દિશામાં ગતિમાન થવું તે માનવઆત્માના પોતાના મુખત્યારની વાત છે પ્રભુ તરફ જવું એ તેને માટે ફરજિયાત નથી પ્રભુથી વિરુદ્ધ જવાની પણ તેને છૂટ છે એવી પ્રભુવિમુખતા પણ પ્રભુ સ્વીકારી લે છે અને માનવ આત્માને સ્વેચ્છાથી જ પોતાના તરફ આવવા દે છે એમાં પ્રભુના અને માનવના મિલનનું સાર્થક્ય છે ત્યાં જ પ્રણયની ઉત્તમમાં ઉત્તમ સિદ્ધિ છે ('સાધના' પૃ ૬૧ )

આ પરમ તત્ત્વ, આ મહાન પુરુષની સાથેનો યોગ પ્રેમ દ્વારા થાય છે તેને અંતે પ્રેમના આનંદની પ્રાપ્તિ થાય છે એટલું જ નહિ પરંતુ તેનું જ્ઞાન પણ

ધાર્મિક કર્મ નહિ પણ ઈશ્વરી કર્મ, દિવ્ય કર્મ છે. પછી ભલે પ્રાકૃત માનવ તેને ન સમજી શકે અને ભલે તેને ઉવેખે, નિંદે યા તેનો વિરોધ કરી તેવા કર્મકર્તાને વધસ્તંભે ચડાવે પરંતુ એ કર્મથી જ જગતની ગતિ ઊર્ધ્વ તરફ, સત્ય તરફ, પરમાત્મા તરફ વેગવંતી બને છે.

એવાં કર્મ કરનાર વ્યક્તિને જગતમાં પ્રત્યેક સ્થળે ઈશ્વરી તત્ત્વનો ભેટો થાય છે. પગલે પગલે તેને ઈશ્વરના સંવાદનું સુગાન અને સંગીત પ્રત્યક્ષ થાય છે: પછી જગતનાં અનિષ્ટોનું સ્વરૂપ બદલાઈ જાય છે. જગતની વિરૂપતા કોઈ નવું જ સૌન્દર્ય ધારણ કરે છે. જગતમાં દેખાતાં પ્રગતિવિરોધી, માનવધ્વંસી, શુભઘાતક તત્ત્વોનું જગતના વિકાસક્રમમાં સમુચિત સ્થાન તે જોઈ લે છે. માનવના વિકાસની આડે જે આવે છે, તેનો જે ઘાત કરવા ધસે છે, તેની પાછળ તે ઈશ્વરનો હેતુ જુએ છે. એ વિરોધક, અકલ્યાણક, અશુભ તત્ત્વને તે વશ થતો નથી. પરંતુ તેનો પ્રતીકાર યોજી તેને અંતે તે શિવનું સ્થાપન કરે છે. બીજા પ્રાકૃત કર્મકર્તા કરતાં તે વધારે સ્વસ્થ હોય છે, તેની પ્રજ્ઞા સ્થિર હોય છે; એટલું જ નહિ, પણ પ્રાકૃત માનવમાં જે નથી તે દિવ્ય જ્ઞાનથી તે આલોકિત હોય છે. ટૂંકમાં ઈશ્વરી કર્મનો કર્તા ઈશ્વરનું કરણ બનેલો હોઈ, સર્વ સંઘર્ષોને અંતે જન્મનારા સંગીતનું તેને ભાન છે. વીણાના તાર વિસંવાદી ઝણકારાથી મેળવાતા હોય છે, ત્યારે પણ તેનામાં છુપાયું·

જાગતું હોય છે તેને માટે જગતમાંથી અશુભ, અકલ્યાણ, સંઘર્ષ મટી જતા નથી પણ તેની મર્યાદા, તેનું પ્રમાણ તેને સમજાઈ જાય છે અશુભથી અભિભૂત બનતો નથી, પણ ઈશ્વરનુ ખડગ હાથમા ધારણ કરી તેની સામે લડે છે અને ઈશ્વરને માટે વિજય મેળવી પોતે પણ વિજયી બને છે.

એ અંતિમ શુભના દર્શનમા જેમ જગતની બધી સારીમાઠી પ્રવૃત્તિઓનુ રૂપ બદલાઈ જાય છે, તેમ જગતના પદાર્થોના સ્વરૂપ પણ નવા નવા સૌંદર્યથી અભિષિક્ત બને છે પરમ તત્ત્વનો સાધક જેમ ગમાઅણગમા, પ્રાકૃત સુખદુઃખ, બુધ્ધિ કે જાતિના હેયઆદેયથી પર થઈ એક અવિકલ આનંદ અને આત્મસ્થ કર્મમા સ્થિત થાય છે, તેમ જગતના સુરૂપ અને કુરૂપ બધા પદાર્થોને તે એક નવા આહ્લાદથી જુએ છે એ આહ્લાદને સૌંદર્યદર્શન પણ કહી શકાય મનુષ્યને પ્રારંભમા રૂપે અને રંગે રોચક હોય તેવા પદાર્થો જ સુંદર લાગે છે. પરંતુ ક્રમેક્રમે પ્રત્યેક પદાર્થ પાછળનુ સત્ય જોતા, તેની બાહ્ય વિરૂપતા પણ અંદરના સત્યને લીધે વિરૂપ મટી જાય છે. કારો તે કારો જ રહે છે અંધારી રાત તે અંધારી જ રહે છે છતા કારો કે અંધારુ એને કલેશ કરતા નથી એની પાછળનુ સત્ય એને ફૂલના દર્શન જેટલુ જ આનંદ આપનારું બને છે આમ એના સૌન્દર્યદર્શનનો પ્રદેશ વ્યાપક બનતો જાય છે અને એક ક્ષણે સારી સૃષ્ટિ, તેમાના સત્યનુ દર્શન થતા સૌંદર્યમંડિત બને છે સત્યના

દર્શનને અંતે થનારો આનંદ એજ સાચો આનંદ છે ઇંદ્રધનુના રંગનું સૌંદર્ય, અને તેની અંદરના વિજ્ઞાનનું જ્ઞાન, એ બન્નેની અનુભૂતિમાંથી જન્મતો આનંદ એ સમગ્ર—સાચો આનંદ કહેવાય કૂળનો રંગ સુંદર છે, પરંતુ એમાં જે રહેલું છે એ જ્ઞાનથી તેના આકારમાંથી જોઈ શકાયું છે એ બન્ને અનુભૂતિનું એકત્ર જ્ઞાન એ અહીં આનંદનું જનક છે અર્થાત્ આનંદનો સ્રોત બે મૂળનાથી, ચક્ષુના અને મનના મૂળમાંથી જન્મી હૃદયમાં આનંદની એક વિશિષ્ટ અનુભૂતિરૂપે પ્રગટે છે અને અનુભૂતિમાં આગળ વધતા આ બે ભિન્ન પ્રવાહો રહેતા નથી ચક્ષુ અને મનમાં ભિન્ન સ્થાન પણ કોઈ એક સમાન અધિત્યકા પરના બે સમાપન્ન બિંદુ બની રહે છે અને ત્યાં પહોંચ્યા પછી જ Truth is Beauty and Beauty is Truth નું સૂત્ર સમજી શકાય છે ચક્ષુના સૌન્દર્ય અને મનના સત્યનો ઝઘડો બેમાંથી એકની ભૂમિકા પર રહેતા રહેવાનો જ, એનો સમન્વય બન્નેથી ઊર્ધ્વ એવી પેલી ભૂમિકામાં, આત્માની ઊર્ધ્વ અધિત્યકામાં જ થવાનો

આત્માની ભૂમિકામાં કેવળ આ આનંદની જ પ્રાપ્તિ નથી ત્યાં આનંદ છે, સૌંદર્ય છે સત્ય છે, પ્રેમ છે, એટલું જ નહિ ત્યાં શક્તિ પણ છે એ સર્વ મળીને શિવસ્વરૂપ બને છે એમાં ધ્યાનની અચલતા છે, સાથે સાથે તાંડવની પ્રચંડ ગતિ છે, તેમાં સંહારની પ્રખરતા

છે, પણ જગતની રક્ષા કરવા માટે વિષ પીવાની કલ્યાણકતા પણ છે. એટલું જ નહિ, એ વિષને કંઠસ્થ કરી શકનારી અમોઘ જીવનશક્તિ પણ છે. એવા શિવસ્વરૂપ પ્રત્યે ગતિ કરાવનારું, કવિવરનું વિચાર દર્શન આજના જગતને માટે જીવનનો એક નવો સંદેશો છે, ઊર્ધ્વનું એક મધુર આહ્વાન છે.

૨

કવિવરની વાણીમાંથી પ્રગટતી શ્રદ્ધા, ભાવના અને આદર્શ વિષયક કલ્પનાની આ આકી, અને ક્યાક અધૂરી પણ ખરી, એવી રૂપરેખા છે. એ કવિની બુદ્ધિશક્તિએ કરેલું તત્ત્વદર્શન છે. કવિ એક ઠેકાણે કહે છે કે હું તત્ત્વજ્ઞાની વા શાસ્ત્રજ્ઞાની નથી. વળી તેમણે પ્રખર તર્કનો આશ્રય લઈ સર્વસંકલક અને વિરોધ-રહિત રૂપે પોતાના દર્શનને શબ્દબદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો નથી. પરંતુ જીવનનુ આ આદિમ શાસ્ત્રદર્શન પોતાને જે રીતે પ્રત્યક્ષ થયુ તેને તેમણે વાણીમા સીધે-સીધું વ્યક્ત કર્યું છે. કવિ પોતાને તત્ત્વશાસ્ત્રના જ્ઞાતા તરીકે ભલે ન ઓળખાવે પણ છતા તેમના આ દર્શનમા તત્ત્વનો અભાવ નથી, શાસ્ત્ર વિમુખતા નથી. એટલું જ કે એ અનુભવની વાણી છે. " તે ભાષણોને દર્શનના ઢાંચામા નાખતા ભૂલ થશે. તેમને મતવાદનો આકાર આપવાનો પ્રયાસ થયો છે, પરંતુ વસ્તુતઃ તે

કવિચિત્તની એક પ્રકારની અભિન્નતા છે. આ આંતરિક અભિન્નતા ઘણા કાળથી અંદરઅંદર મારામાં વધતી આવી છે; તેને મારી વ્યક્તિગત ચિત્તપ્રકૃતિની એક વિશેષતા ગણવાથી મને બરાબર સમજી શકાશે." ('માનવધર્મ' પૃ. ૮૫.) એમાં પ્રતીત થતો તત્ત્વ-અર્થ કવિના જીવનમાં કઈ રીતે પ્રાદુર્ભૂત થયો હતો, એ જોવા મળે તો કવિના દર્શન અને અનુભવની સમગ્રતાનો ખ્યાલ આવે. કેવળ બુદ્ધિનું દર્શન તો ઉપનિષદોનો કોઈ પણ કુશળ આલ અભ્યાસી આપી શકે. કવિ પાસેથી આપણે એ માગીએ, અને એ માગણી કવિ પોતાની બધી નિખાલસ ઉદારતાથી પૂરી પાડે છે, કે આ દર્શનને જીવનમાં કેટલું સાક્ષાત્ કરી શકાય છે.

કવિના જીવનમાં પ્રાકૃત જન કરતાં અતિ ઉન્નત અને સૂક્ષ્મ એવી અનુભૂતિઓ થતી રહેલી છે. એ અનુભૂતિઓમાંથી એમનું કાર્ય અને કાવ્ય પ્રગટ થયું છે. કવિના જીવનનું સ્થૂલમાં મૂર્ત થયેલું કાર્ય શાંતિનિકેતન છે. એ આશ્રમનું સર્જન, અને તેના વિકાસની સાથે સાથે કવિની પોતાની આંતર શક્તિ પ્રગટ થતી રહી છે. એ આશ્રમની ભાવના એમના જીવનની સક્રિય ભાવના રહેલી છે. કવિ ચાલીસ વર્ષ વટાવ્યા પછી આશ્રમ શરૂ કરવાનો વિચાર કરે છે. શા માટે? "માત્ર મારો જ આત્મા નહિ, પણ મારા દેશનો આત્મા, મારી દ્વારા શ્વાસોચ્છ્વાસ લેવાનો પ્રયત્ન કરતો જણાયો. મેં સ્પષ્ટ રીતે જોયું કે જેની મને

જરૂર જણાતી હતી, તે કોઈ ખાસ સ્થૂલ પદાર્થ ન હતો તે દ્રવ્ય, એશઆરામ કે સત્તા ન હતી, પણ આપણે આત્માની સ્વાધીનતાની પૂર્ણ ચેતનામા ઈશ્વરના જીવનાના જીવનની સ્વાધીનતામા જાગ્રત થવાનુ હતુ ' ('પરસને લિટી' પૃ ૧૩૦.)

ઈશ્વરમા જીવનની મુક્તિ શોધવી, આત્માની સ્વાધીનતાના સ પૂર્ણ જ્ઞાનમા આપણા ચૈતન્યને જાગ્રત કરવુ એ લક્ષ્યને સિદ્ધ કરવાને કવિએ પ્રસ્થાન કર્યું. આશ્રમ સ્થપાયો અને તેમા કવિ કહે છે કે ' આશ્રમના આત્મામા મારા કાર્યને પોતાનો આત્મા દેખાયો " ('પરસને લિટી' પૃ ૧૩૮ ) એ આશ્રમમા પ્રધાન સ્થાન શાને હતુ ?

દૈનિક સ્થૂલ જીવનક્રમને યા પાઠ્ય પુસ્તકોના અભ્યાસને નહિ પણ તેમા પ્રવર્તિત થયેલી ભાવનાઓના વાતાવરણને જીવનનો વિકાસ કઈ રીતે થાય એ પ્રશ્નના ઉકેલમા ઉતરતા કવિએ જોયુ કે પ્રાચીન કાળમા જે રીતે આપણા ઋષિચિતકો પોતાના જીવનની સાથે વિદ્યાર્થીને અગરૂપ બનાવીને પોતાના આતરિક સૂક્ષ્મ સપર્કદ્વારા તેના આણુમા નિકામ પ્રેરના ત જ રીત સૌથી વધુ ઉત્તમ છે શરીરનો કે બુદ્ધિનો નહિ પ રા અ દરના ચૈતન્યનો વિકાસ, ગુરુના ચૈતન્યના ઘનસ્પર્શ દ્વારા સિદ્ધ થવો જોઈએ 'ગુરુ છે ચૈતન્યવત - આભાસવત આકાશની તળે જેમ બીજ ફૂટે છે, વૃક્ષ ખીલે છે અને પરિણામે તેનો સર્વાંગી વિકાસ આપમેળે થાય છે, તેમ ગુરુની પાસે શિષ્યનુ

પામી શિષ્ય પોતાનું અસ્તિત્વ ખીલવી શકે છે ' ('પ્રાન્તિક,' કાવ્ય ૪ થુ ) આમ જે ગુરુ આત્માશ્રવત્ ર શકે તેનું મૌન પણ શિષ્યોના સ શયોને છિન્ન કરવાનું સામર્થ્ય ધરાવે છે આપણી ગુરુની ઉન્નતમા ઉન્નત કલ્પના આ રહે છે એનો અર્થ એ નથી કે ગુરુ શિષ્યોની સાથે વા દ્વારા કશો વ્યવહાર ન કરે કવિવરે પોતાના અતેવા સમુદાય સમક્ષ ઉંગ્લીશે વાણી ઉદ્ગારી કે પણ ઉત્તમ ઉત્તમ કાર્ય ગુરુ પોતાની અદરના ચૈતન્યને વિસ્ફુ કરીને જ સાધે છે એના કાર્યના આરંભ પછી ક બોલે છે કે " મે મારા આત્માની આખો દ્વારા મા આસપાસના જગતને જોવા માડ્યુ " ( પરસનેલિ પૃ ૧૩૩ )

કવિને આત્માની આખો મળી એક પ્રકાર 'આતરિક અભિરતતા' જાગી પણ એ જાગ્રતિ ર આશ્રમના કાર્ય પછી જ નથી આવી પણ તે પૂર્વે ઘા કાળથી કવિમા વહેતી રહેલી છે એ અભિરતતા એ બાજુ આમ મૂર્ત કાર્ય તરફ વળી અને બીજી બા મૂર્ત શબ્દ તરફ વળી પોતાના કાવ્ય અને ઈ સાહિત્ય દ્વારા તે કઈ રીતે પ્રગટ થતી રહી, તે કવિ પોતે ઘણીએ વાર દર્શાવ્યુ છે કવિવરના સાહિત્ય સાગર વલોવીને એ દર્શન તારવવાનું આ સ્થાન નથ અહીં કવિએ પોતાને થયેલી આ અભિરતતાને જ સી શબ્દોમા વ્યક્ત કરી છે, તે જોઉ સરળ રહેને ક

પોતાનું અંતઃપુર પોતે જ ખોલે છે, પછી ત્યાં જવાને માટે એ અનાવૃત દ્વારને મૂકી બારીઓ ઉપર સીડીઓ ગોઠવવાની વ્યર્થ ક્રિયા શા માટે કરવી ?

કવિને કિશોરકાળમા જ જગતના સૂક્ષ્મ અનુભવોમાં પ્રવેશ મળી ચૂકયો હતો.

'મારો જન્મ જે કુટુંબમા થયો હતો, તે કુટુંબની ધર્મ સાધના એક વિશેષ પ્રકારની હતી. ઉપનિષદ અને પિતૃદેવનું અનુભવલબ્ધ જ્ઞાન, રામમોહન અને બીજા બધા સાધકોની સાધના વગેરે અમારી કૌટુંબિક સાધના હતી ..બાલ્યકાળમાં ઉપનિષદનો ઘણો ભાગ વારંવાર રટવાથી મને કંઠસ્થ થઈ ગયો હતો .ઉપનયનને વખતે ગાયત્રીમંત્ર આપવામા આવ્યો . પિતાની પાસેથી ગાયત્રીમંત્રનો ધ્યાનનો અર્થ પણ મળ્યો. તે વખતે ઉમ્મર લગભગ બાર વર્ષની હશે આ મંત્રનો વિચાર કરતાં કરતા થતું કે જાણે આ વિશ્વભુવનનુ અસ્તિત્વ અને મારું અસ્તિત્વ એકાત્મક છે આ રીતે ધ્યાન દ્વારા જેમની ઉપલબ્ધિ કરું છુ, તેઓ વિશ્વ ત્માંમા મારા આત્મામા, ચૈતન્યના યોગથી જોડાએલા છે. આવા વિચારોના આનંદથી મારા મનમા એક પ્રકારનો જ્યોતિ પ્રગટયો આ વાત મારા મનમા ખૂબ જ સ્પષ્ટ છે ' ('માનવધર્મ,' પૃ ૭૩,)

આઠેક વરસ પછી આ મનમાનો અનુભવ વધારે ઉંડાણમા પ્રવેશે છે તે દિશામા જોયુ તો ઝાડની પાછળ સૂર્ય ઉગી રહ્યો હતો. જેવો સૂર્યનો આવિર્ભાવ પેલા ઝાડની પાછળ થયો કે તરત જ મનનો પડદો ખૂલી ગયો...તે દિવસે સૂર્યોદયની સાથેસાથે મારું આવરણ સરી પડયું મનમા થયુ કે સત્યને મુક્ત દૃષ્ટિથી જોયુ, મનુષ્યના

અંતરાત્માને જોયો તે વેળા મનમાં થયું કે આ જ મુક્તિ આ હાલતમાં ચાર દિવસ રહ્યો તે ચાર દિવસ જગતને સત્ય રીતે જોયું છે ત્યાર પછી પાછો પડદો પડી ગયો વળી પાછી તેની તે જ અનિશ્ચિતતા, તે જ રોજની રોજ. પરંતુ તે પહેલાં કેટલાક દિવસ સુધી જેમને બનામાં જોયા, તેમને વિષે આજ સુધી કંઈ સંશય થયો નથી. તે સમયે મારા જીવનનો એ પ્રથમ અનુભવ થયો જેને આધ્યાત્મિક કહી શકાય તે દિવસે ચેતના પોતાને વટાવીને ભૂમામાં પ્રવેશી ને કારાવાસના બારણાં ખોલીને બહાર નીકળી પડવા માટે જીવનની વિધવિધ લીલાની સાથે જોડાઈને તેના પ્રવાહમાં વહેવાને માટે અંતરમાં તીવ્ર વ્યાકુળતા જાગી ('માનવધર્મ' પૃ ૭૪ થી ૭૮ )

આ બહિર્ગમનનો બીજો એક અનુભવ કવિ આપે છે

"મારું મન એકદમ પોતાનું ખુલ્લું દ્વાર મૂકીને બહાર સુદૂર નીકળી ગયું અત્યંત નિબિડ ભાવે મારા અંતરમાં એક અનુભવ થયો નિત્યકાલવ્યાપી સર્વાનુભાવની એક અવિચ્છિન્ન ધારા, અનેક પ્રાણની વિવિધ લીલાઓ મળેલી એક અખંડ લીલા મારી નજર પડી પોતામાંથી છૂટો પડીને સમગ્રમાં ખંડિતને સ્થાપન કરવાની સાથે જ પોતાના અસ્તિત્વનો ભાર હળવો થઈ ગયો તે વખતે કોઈ એક રસિકની સાથે એકત્વ પામીને જીવનલીલાને રસરૂપે નિહાળી તે દિવસનો મારો આ બોધ મારે માટે ગંભીર અને આશ્ચર્યપૂર્ણ હતો એક પ્રકારનો મુક્તિનો આનંદ પામ્યો સ્નાન કરવાની ઓરડીમાં જતાંજતાં એકવાર બારી પાસે થોડો વખત ઊભો હતો તે થોડો વખત માટે એક પળમાં બૂરૂત બની

ગયો. આંખમાંથી પાણી પડી રહ્યું છે. ઇચ્છા થાય છે કે જાણે સંપૂર્ણ આત્મનિવેદન કરી ઢળી પડીને કોઇને પ્રણામ કરું.' ('માનવધર્મ,' પૃ. ૮૩-૮૪.)

કવિ પોતાનો એક બીજો અનુભવ, તેમના જીવનના એક અત્યંત વેદનાપૂર્ણ પ્રસંગનો આપે છે. તેમનો સૌથી નાનો પુત્ર, સોળેક વરસની વયે, એક મિત્રને ત્યાં રજાઓ ગાળવા ગયો, ત્યાં કોલેરાના હુમલાથી પટકાઈ પડ્યો. કવિને તારથી બોલાવવામાં આવ્યા. તેમના ગયા પછી છોકરો ત્રણ દિવસ સુધી જીવ્યો.

જ્યારે તેની અંતિમ ક્ષણ આવવાની તૈયારી હતી ત્યારે હું એક પાસેના ખંડમાં અંધારામાં એકલો બેઠો હતો અને તે જીવનની બીજી ભૂમિકામાં સંપૂર્ણ શાંતિ અને સુખથી પહોંચે તે માટે તીવ્ર ભાવે પ્રાર્થના કરતો હતો. તે સમયે એક ખાસ ક્ષણે મારું મન આકાશમાં તરવા માંડ્યું હોય તેવું લાગ્યું. ત્યાં નહોતો અંધકાર, નહોતો પ્રકાશ, હતું માત્ર શાંતિનું ગંભીર ઊંડાણ. ચૈતન્યનો એક નિઃસીમ સાગર, જેમાં નહોતું મોજું, નહોતો અવાજ. મન દેખાયું કે મારો પુત્ર અનંતના હૃદયમાં પોઢેલો છે, અને પાસેના ખંડમાં તેની સારવાર કરતા મારા મિત્રને હું બૂમ પાડીને, કહેતા કહેતા રહી ગયો કે બાળક સલામત છે, તેને મુક્તિ મળી ગઈ છે. (એક પત્રમાંથી.)

પોતાના આવા અનુભવોનું તારણ આપતા કવિ કહે છેઃ

'તે વેળા સ્પષ્ટ જોયું છે કે જગતની તુચ્છતાનું આવરણ ખસી જઇને સત્ય અપરૂપ સૌંદર્યમાં જણાયું હતું. તેમાં

તર્કનો કાંઈ મેળમેળ ન હતો, તે દર્શનને મેં કેવળ સત્યરૂપે જાણ્યું છે. હજુ ય એવી વાસના છે કે કદાચ સમસ્ત વિશ્વના આનંદરૂપને કોઈ એક શુભ મુહૂર્તે ફરીથી એવા જ પરિપૂર્ણ ભાવે કોઈવાર જોઈ શકીશ.' ('માનવધર્મ.' પૃ. ૯૨.)

આ શુભ મુહૂર્ત કવિના જીવનમાં ફરી આવ્યું કે નહિ, તે તેમની વાણીમાંથી જાણવા મળતું નથી. દેહત્યાગ પહેલાં થોડાએક વરસ ઉપર કવિ ગંભીર માંદગીમાં હતા. અને ત્રણેક દિવસ મૂર્છાવસ્થા–Come–જેવી તંદ્રામાં હતા તેમાંથી તે જાગ્યા ત્યારે એ અનુભવનું વર્ણન તેમને પૂછવામાં આવ્યું, ત્યારે તેમણે કહેલું કે 'એ મારાથી શક્ય નથી.' એ પછી એમણે અમુક કાવ્યો લખ્યાં, જે 'પ્રાન્તિક' નામે સંકલિત થએલાં છે. તેમાંના એક કાવ્યમાં કવિની આ અવસ્થાનો ખ્યાલ મળે છે.

'તેં મને તારી સભામાં બોલાવ્યો હતો. તેં ધાર્યું કે તે અદૃશ્ય પ્રકાશનું ગાન અગ્નિની સીમાવાળા જ્યોતિર્લોકમાંથી, મારા અંતરમાંથી નીકળી ઊઠશે ને મૃત્યુના પ્રકાશનું ગાન મારા અંતરમાંથી પૃથ્વીના પ્રકાશિત લોકમાં મંડિત થઈ ઊઠશે. તેં ધાર્યું હતું કે આ અનંતને, આ ચરમને, હું મારા કવિત્વનું ધ્યેય બનાવીશ. જીવનની રંગભૂમિ ઉપર મેં જે કાંઈ કર્યું હતું, કવિતાની વેદી પર મેં જે કાંઈ અર્પ્યું હતું, અને જે કાંઈ તાન મેં છેડ્યાં હતાં, તે પરથી તેં ધારેલું કે આ ચરમનું મંગલ ગાવા હું શક્તિશાળી થઈશ. પરંતુ હાય! તેમાં હું નિરાશ થયો તે જોયું કે: 'ના, આ કામ તે નહિ કરી શકે હજી વાર છે માટે તેને પાછો મોકલી દો.' તેથી જ તેં મને પાછો મોકલી દીધો.' ('પ્રાન્તિક કાવ્ય ૧૦મું)

આ શું અશક્તિનો એકરાર છે? ના, સત્યનું વિનમ્ર ઉચ્ચારણ છે અને આને અશક્તિ કહેવી હોય તોય તે એક વાઙ્‌મનસાતીત અનુભવને ઝીલી ન શકતાં માનવના એ વાચા અને મનના સ્થૂલકરણોની મર્યાદામાંથી જન્મતી અશક્તિ છે. એ ચરમનુ ગાન કવિએ ભલે ન આપ્યું તો પણ એ ચરમના સીમાડા લગી કવિ આપણને લઈ ગયા છે. માનવ પ્રકૃતિની વર્તમાન સીમાઓને ઓળંગવાને તથા અસીમ, અતીત અને સુદૂર તરફ જવાની પિપાસા કવિના મુખે જેટલી વ્યક્ત થઈ છે, અને સાથે સાથે જગતની સીમામાનુ રહસ્ય પણ તેમણે જે ગાયું છે, તે માનવને માટે નાનીસૂની વાત નથી. કવિ કહે છેઃ

'સંસારના નિયમોને મે જાણ્યા છે, તેમને માનવા પણ પડયા છે. મૂઢની માફક તેમને ઉચ્છૃખલ કલ્પનાદ્વારા વિકૃત કરીને જોયા નથી, પરંતુ આ સમસ્ત વ્યવહારની ભીતર થઈને મારું મન વિશ્વની સાથે યુક્ત થઈને ચાલ્યુ ગયુ છે તે સ્થળે, જે સ્થળે સૃષ્ટિ પહોંચે છે, સૃષ્ટિના અતીતમા એ યોગમા સાર્થક થયુ છે, મારુ જીવન' ('આત્મપરિચય' પૃ. ૧૧૭.)

આ સાર્થકતા નાનીસૂની નથી છતા હજી તેમા જીવનની અને દર્શનની પૂર્ણતા નથી. એકવાર કવિના જીવનદર્શન ઉપર આરોપ મૂકવામા આવ્યો કે, એમા તો બંસીનુ ગાન જ પ્રધાન છે; શક્તિનુ નહિ કોઈ કોઈ ટીકાકારો એમના

ધર્મદર્શનનાં વર્ગીકરણ કરવા લાગ્યા, ત્યારે કવિએ નમ્ર ભાવે છતાં સ્પષ્ટ રૂપે પોતાની દૃષ્ટિ સ્પષ્ટ કરી. પો- કાવ્યોમાંથી જીવનના સંઘર્ષનું દર્શન અને રદનું આ કરનાર સંખ્યાબંધ ખરો ટાંકી બતાવ્યા અને ધર્મઆ બાબતમાં પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી.

'મારો ધર્મ ઉપચેતન-પ્રદેશના અંધકારમાં થઈને ચેતન લોકના પ્રદેશમાં જે પ્રગટ થતો જાય છે, તેનાં અસ્પષ્ટ ચિહ્ન મારાં લખાણોમાં મળે છે. તે ચિહ્નને જોતાં જ છે કે, તેને માર્ગની ખબર નથી તથા તેને એ પણ ખબ કે તે ખરેખર કઈ દિશામાં જાય છે. એ માર્ગ સંસાર છે કે સંસારથી પરનો છે, તેનું પણ તેને જ્ઞાન નથી. જે જોવા ઇચ્છે છે તેનું નામ તે દઈ શકતો નથી...મારો ધર્મ હું આજ પણ સંપૂર્ણ અને સ્પષ્ટ રૂપે જાણું છું એમ હું શકતો નથી—અનુશાસન રૂપે, તત્ત્વરૂપે, કોઈ પુસ્તકમાં જે ધર્મ છે તે તો એ નથી જ. તે ધર્મને જીવનના મર્મકોષ વિચ્છિન્ન કરીને, ખુલ્લો કરીને, સ્થિર ઊભો રાખીને જોવે જાણવો એ મારે માટે અસંભવ છે. પણ અલસ શાંતિ સૌન્દર્ય રસસંભોગ એ તે ધર્મનાં પ્રધાન લક્ષ્ય યા ઉપાદાન એ વાત તો હું નક્કી જાણું છું. ('આત્મપરિચય' પૃ. ૭૪.)

કવિની આ વાણી કેવી નિર્મલ અને નિરર્ડ છે! ક પ્રતિપાદનમાં ક્યાંય આવેશ નથી, ઉગ્રતા નથી. 'અ માથા નત કરે દાઓ હે તોમાર ચરણધૂલિર તલે. ભાવના સાથે કવિનું આખું જીવન જાણે વ્યતિત થર

પરંતુ બુદ્ધિની અભિન્નતા તેજ અંતરની અભિન્નતા નથી. કવિની આપણે જોયેલી આ બંને અભિન્નતાઓમા ક્યાક વિસંગતિ પણ જોવા મળે છે. ઉપનિષદનું મંત્રદર્શન **ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत्। .. इह चेद्वेदित् अथ सत्यमस्ति, न चेत् इह अवेदित् महती विनिष्टिः।** આ જગતમા ઈશ્વરને સ્થાપવો, આ પૃથ્વી ઉપર, આ દેહમા જ તેને જાણી લેવો, એ વાત કવિમુખેથી વારંવાર નીકળ્યા પછી કવિની ઉત્તગ વયમાં તેમને લાગે છે:

મારું જીવન સંસારના દીવાની ધૂણીથી કલંકિત થયેલું છે તેને મૃત્યુના તીર્થજલમા સાફ કરવુ પડશે. જગતરૂપી સ્વપ્નની અરણ્યવીથિકાની પેલી પાર, જ્યા મારો પૂર્ણ ઇતિહાસ પરિમાર્જિત થઈ ગયો છે," એવા અકલ્પ્ય પ્રથમ આદિ પ્રતિ મારી તીર્થયાત્રા છે' ('પ્રાન્તિક' કાવ્ય ૪થુ) × × જ્યારે મૃત્યુદૂત મને તારા વિરાટ આંગણે લઈ ગયો, ત્યારે મેં અંધકાર જોયો, પરંતુ તે અંધકારના પડદા, તેના અંતરમા એક એવો પ્રકાશ હતો જે નિખિલ જ્યોતિ હતો તે પ્રકાશ મારી પોતાની છાયાને લીધે ઢંકાયેલો હતો. આ પ્રકાશને ઝીલવાને આપણે તૈયાર નથી, તેથી જ તે દેખાતો નથી આપણુ શરીર તેની આડે આવે છે' ('પ્રાન્તિક,' કાવ્ય ૧૦મુ')

**स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठत् दशांगु-लम्** ની વાત કવિ કરે છે પરમ સત્ય તે વિશ્વમા વ્યક્ત થતા સત્ય કરતા કેટલુ કદક વિશાળ છે એની

જીર્ણ અવસ્થામાંથી તે સાકાર બની પૃથ્વી, પ્રાણી, અને માનવમાં આવિર્ભાવ સાધે છે, તેનું ગ્રહણ અન્યાગના માનવચિત્તથી સંપૂર્ણ રૂપે શક્ય નથી

' અને લાગે છે કે તેનું સત્ય વિશ્વાત્મ મનમાં છે પરંતુ સઘળા મનુષ્યોના માનનું સંક્ષિપ્ત રૂપ આ વિશ્વાત્મમાનનો ગ્રાહક સર્જે છે, એ વાત બરાબર નથી વ્યક્તિગત રાગ વિશ્વાત્મા આશ્રિત છે, પરંતુ વ્યક્તિગત આ મનનું પોતાનું વિશ્વમન નથી જો તેમ હોત તો જે કાંઈ છે તે જ એકાંત હોત, અને જે કાંઈ હોઈ શકે તેનું સ્થાન જ ન રહેત " " એવું કોઈ એક ચિત્ત કયાંક હોઈ પણ શકે, જેનું ઉપલબ્ધ જ્ઞાન આપણા ગાણિતિક પરિમાપથી અતીત હોય, જેને આ પહેલું આકાશ કહીએ છીએ તે આકાશમાં તે બિરાજતું ન હોય " ('માનવ ધર્મ' પૃ ૪ ).

તેમ છતાં આ પરમના તત્ત્વને માનવરૂપમાં સીમિત કરવાનો યત્ન કવિદ્વારા થતો હોય તેવું લાગે છે,

' આપણા દર્શનમાં જે સગુણ બ્રહ્મ તરીકે ઓળખાય છે તેમના સ્વરૂપ વિષે જણાવવામાં આવ્યું છે કે સર્વેન્દ્રિય ગુણાભાસમ્–એટલે કે માણસની બહારની તેમજ અંદરની જેટલી ઇન્દ્રિયોના ગુણો છે તેના આભાસ તેમનામાં છે તેનો અર્થ જ થયો માનવ બ્રહ્મ, અને તેથી જ તેમનું જગત તે માનવ જગત આ સિવાયનું જો કોઈ બીજું જગત હોઈ શકે, તો તે આપણે માટે કેવળ આજ તો શું પણ કોઈ કાળે ય ન હોય મારો આત્મા, તમારો આત્મા, તેના આત્મા, એવા કેટલાય આત્મા છે તે સઘળા આત્મા જે એક આત્મામાં

સત્ય હોય, તેનેજ આપણા શાસ્રમા પરમાત્મા કહ્યા છે. આ પરમાત્મા **માનવ પરમાત્મા** છે, તેઓ **सदा जनाना हृदय संनिविष्ट.'** ('માનવ ધર્મ' પૃ. ૩૪)

પરમાત્મા જનોના હૃદયમા સદા રહેના છે પણ કવિ એમ તો સૂચિત કરવા નહિ જ માગતા હોય કે તેથી ક્યાય અન્યત્ર તેનો નિવાસ નથી માનવલોકથી ભિન્ન ઇતર લોકોની વાત કવિ મુખેથી આપણે સાભળી છે. પ્રશ્ન એ થાય છે કે એ લોકોને અને આ માનવ-લોકને કશો સબધ છે ખરો? કવિ આ સબધની બાબતમા સશયિત લાગે છે. આત્મતત્ત્વની જે કેટલીક સાધનાઓ વ્યક્તિને જગતથી વિમુખ કરે છે તેના પ્રત્યે કવિએ અભિરુચી નથી દર્શાવી **इह एव कर्माणि कुर्वन्** નો પુરસ્કાર કર્યો છે, તે કર્મ સાધનાના વિષયમા ઉપર આપણે જોયુ પરન્તુ અમગ્ર માનવની મુક્તિનો વિચારે તેમનામા ક્રમે ક્રમે વિશેષ દૃઢતા લે છે

'પોતાની વ્યક્તિગત શક્તિથી કોઇ ભલે ગમે તેટલો મુક્ત થાય, પરંતુ તેની તે મુક્તિ ત્યા સુધી નિરર્થક છે, જ્યા સુધી એ મુક્તિ તે બધાન ન થઈ શકે' ('માનધર્મ' પૃ ૬૭)

આ વિચાર પણ સમુચિત છે પરન્તુ માનવની આ મુક્તિ કઇ રીતે સિદ્ધ થાય? વ્યક્તિગત શક્તિ ઉપરાત અમષ્ટિગત શક્તિ પણ તેને મુક્તિ મેળવવામા શુ કામ આવે ખરી? એ પ્રશ્નોની બાબતમા પણ કવિના ચિન્તમા દ્વિધાત્વ

દેખાય છે. માનવની ઊર્ધ્વ અભિપ્સામાં જનગણનો સહકાર મળે તો તેની સિદ્ધિ સરળ બને છે. પરંતુ જો ઊર્ધ્વમાં ઊર્ધ્વ, આધ્યાત્મિક અભીપ્સા છે, તે બાબતમાં જનગણનો સહકાર નહિ પણ વિરોધ પણ મળે છે. એ સામે લડી લેવાને પણ કવિ કહે છે. તે માટે પરમતત્ત્વની સહાય પામવા પણ તેઓ તૈયાર રહે છે. છતાં તેઓ કહે છે કે એ જનગણ વચ્ચે યા તે દ્વારા જ સાધના થવી જોઈએ. ('Thoughts from Tagore' પૃ. ૫૪) The great leaders have ever won that infinity of Solitude, needed for souls meeting with her god, **through** the crowd and **for** the crowd themselves.' અહીં 'થ્રુ' શબ્દનો અર્થ 'દ્વારા' કે 'વચ્ચે' જે કંઈ કરો. પણ તે જનગણને ખાતર જીવનાર ઈશુ અને બુદ્ધની સાધનાને નથી લાગુ પડતો, તે કવિની નજર બહાર કેમ રહી જાય છે? તથા ઈશ્વરવિમુખ જનગણ અને તેનાથી ઊર્ધ્વનું ઈશ્વરતત્ત્વ એ બંનેનો ભેદ કવિને સ્પષ્ટ હોવા છતાં, મુક્તિના સાધકને તેની સાધના દરમિયાન કઈ કાર્યસાધકતા ખાતર જનગણ સાથે જકડાયેલ રહેવાનું કવિ નિર્દેશે છે, એ વસ્તુ સહેલાઈથી સમજી શકાતી નથી. જનગણનું કલ્યાણ તે મુક્તિ એ વાત બરાબર. પણ તે કઈ રીતે? પાણીમાં ગરકી જતા માણસને તરતો કરવાની શક્તિ તારાએ એકલા

તરીને સિદ્ધ કરવાની ગ્હે છે છતા કવિનુ દર્શન માનવ સબંધ અને માનવતત્ત્વ તરફ વધારે ઝોક લેવા લાગ્યુ છે. અહી પરમતત્ત્વને કઇ પરિભાષાથી ઓળખવુ, તેને માટે અતિમાનવ, અમાનવ દૈવી યા માનવ શબ્દ વાપરવે। એ ગૌણ વાત છે, પરંતુ એ તત્ત્વના સત્ય રૂપની ઉપલબ્ધિ કઈ રીતે કરવી એ મુખ્ય મુદ્દો છે 38388

મારુ મન જે સાધનોનો સ્વીકાર કરે છે તે એ છે કે, પોતાનો ત્યાગ કર્યા વિના પોતામા જ તે મહાન પુરુષની ઉપલબ્ધિ કરવાનુ ક્ષેત્ર છે—અને તે છે નિખિલ માનવનો આત્મા તેમનાથી સંપૂર્ણ ભિન્ન થઇને કોઈ અમાનવ કે અતિમાનવ સત્યમા ઉપનીત થવાની વાત જો કોઈ જ્યારે તો તે વાત સમજવાની શક્તિ મારામા નથી કારણ કે મારી બુદ્ધિ માનવબુદ્ધિ છે, મારું હૃદય માનવહૃદય છે, મારી કલ્પના માનવ કલ્પના છે તેને ગમે તેટલું માર્જીત કરો કે શોધો પરંતુ તે માનવચિત્ત કદાપિ છોડશે નહિ આપણે જેને વિજ્ઞાન ગણીએ છીએ તે માનવબુદ્ધિથી પ્રમાણિત થયેલુ વિજ્ઞાન છે, આપણે જેને બ્રહ્માનંદ ગણીએ છીએ, તે પણ માનવના ચૈતન્યમા પ્રકાશિત થતો આનંદ છે આ બુદ્ધિમા આ આનંદમા જેમની ઉપલબ્ધિ કરીએ છીએ તે ભૂમા તો છે, પરંતુ માનવી ભૂમા છે તેમની બહાર બીજુ કોઈ હોય ન હોય મનુષ્યને માટે સમાન છે ( માનવધર્મ પૃ ૮૬ )

એ બન્નુ ખરેખર 'સમાન જ છે'? તો પછી ત્રિ આ કઈ અવસ્થાનુ વર્ણન આપે છે? 'મારે જવાનુ છે તે નીરવ, કોલાહલહીન, ભાષાહીન સંગીત મંદિર, ત્યા તેનુ સ્થાન છે જગતના ચિંતા નગર ત્યા જવાનુ

છે, ત્યાં એકલા જવાનું છે, હાથમાં એકતારો લઈ જવાનું છે ('પ્રાન્તિક' કાવ્ય ૪થું)

આ બે ભિન્ન અભિગ્નાઓમાંથી કઈ વધારે સારી? કવિ કહે છે તે મુજબ માનવીભૂમાંથી ઊર્ધ્વનું ભૂમા કેવું છે તથા તેનો માનવલોક સાથે કેવો સંબંધ છે, એના દર્શન ઉપર માનવની આત્મસાધનામાં ઘણો ફેર પડી જાય છે દાખલા રૂપે કવિના મંત્રમાં વેદના અને મૃત્યુની અનિવાર્યતા, તેનો સહર્ષ સ્વીકાર, તેમાં મંગલ તત્ત્વનું દર્શન, અને તેમાંથી નીપજતા ક્લેશ ઇત્યાદિના ત્યાગની વાત ફરીફરી આવે છે જીવનમાં દુઃખદ અને અનનુકૂળ અનુભવોને આવકારી લેઈ તેનાથી અપરાજિત રહેવા આ વૃત્તિમાં વારતા છે તેમજ મૃત્યુ જેવી પરમ ભયાવહ વસ્તુને પ્રભુના મંગલમૂર્ત પ્રકાશપૂર્ણ દૂત તરીકે વર્ણવવામાં સુંદર કાવ્ય પણ છે પરંતુ આ વિષયમાં એ પ્રદેશની પ્રમાણભૂત વ્યક્તિઓના દર્શન સહેજ જુદા પડે છે, આગળ વધે છે વેદના અને વ્યથાનો દાહક રસ જીવનની વિશુદ્ધિ માટે માનવે હંમેશા પ્રયોગમાં લેવો જ પડશે તેવું નથી દેહનું વિશ્લેષણ થવાની સાથે સીધા પ્રભુના ચરણમાં પહોંચી જવાય છે તેવું પણ નથી અને પ્રભુના ચરણમાં પહોંચવા દેહનો ત્યાગ કરવો જ પડે એમ પણ નથી (શ્રી અરવિંદ, 'Life Divine' વૉ. ૧, પૃ ૧૬૨-૬૩ 'Words of the Mother,' પૃ ૧૧૨-૧૩, પૃ ૮૫)

આની સૂક્ષ્મ અસગતિઓ પ્રથમ નજરે પ્રાકૃત જીવન માટે કશા મહત્વ વિનાની લાગે, પણ તે તેના આધ્યાત્મિક જ નહિ પણ સામાન્ય જીવન માટે પણ, સાધનાના સુકાનને બહુ જુદી જ દિશામા પલટી દે છે નૌકા ઉપડતી વેળા સુકાનની દિશાના ખુણામા એકાદ અ પા શનો ફેર હોય, પણ ગ ત વ સ્થાને પહોચતા સુધીમા તો તેમા જોજનોનુ અ તર થઈ જાય

અસ્તુ પણ કવિને કાને આ તર્કચર્ચા પડે તો તેઓ જરૂર હસે આપણે તેમને કહીએ કે, તમારા દર્શનમા આવેશ છે, તો સો વાર ક્ષમા માગી લે, અને અજાત શત્રુના પરમ સૌમ્ય ભાવે કહે -'બાબા મારી સાથે આમ તર્ક લડાવવા કા આવો છો ?'

'હુ તત્વજ્ઞાની, શાસ્ત્રજ્ઞાની, ગુરુ વા નેતા નથી શુભ્ર નિરજનના જેઓ દૂત છે, તેઓ પૃથ્વીનુ પાપક્ષાલન કરે છે, માનવન નિર્મલ નિરામય કલ્યાણ ક્ષતમા પ્રવર્તિત કરે છે, તેઓ મારા પૂજ્ય છે તેમના આસનની જોડઆ મારૂ આસન ન હોય પરતુ તે એક શુભ્ર જ્યોતિ જ્યારે બહુરૂપ બને છે ત્યારે તે નાના વર્ણના પ્રકાશ કિરણોમા પોતાને વિચ્છુરિત કરે છે, વિશ્વને રગે છે, હુ તે બહુરૂપનો દૂત છુ, હુ નાચુ છુ નચાવુ છુ, હસુ છુ હસાવુ છુ ગાન કરુ છુ, ચિત્ર કાઢુ છુ જે આવિ વિશ્વપ્રકાશના અહેતુક આનદમા અધીર બનેલો છે હુ તેમના દૂત છુ જે લોકો શ ખ ઘટા વગાડી મને ઊંચા માચડા પર બેસાડવા ઇચ્છે છે તેમને હુ કહુ છુ કે હુ તો નીચેનુ સ્થાન લઈને જ જન્મ્યો છુ

છે, ત્યા એ‌ક્લા જવા‌નુ છે, હાથમા એકતારો લઇ જવાનુ છે ( પ્રાન્તિક કાવ્ય ૪થુ )

આ બે ભિન્ન અભિરુચિઓમાથી કઈ વધારે સારી? કવિ કહે છે તે મુજબ માનવીઓમાથી ઊર્ધ્વનુ ભૂમા દેવુ છે તથા તેનો મા વલોક આવ કેવો નબળ છે, એના દર્શન ઉપર માનવની આત્મસાધનામા ઘણો દેર પડી જાય છે દાખના રૂપે કવિના મન્યમા વેદના અને મૃત્યુની અનિવાર્યતા, તેનો સહર્ષ સ્વીકાર, તેમા ભગવ તત્વનુ દર્શન, અને તેમાથી નીપજતા ક્લેશ ઇત્યાદિના ત્યાગની વાત પુન પુન આવે છ જીવનમા દુ ખદ અને અનનુકૂળ અનુભવોને આવકારી લેઇ તેનાથી અપરાજિત રહેવા આ વૃત્તિમા વીરતા છે તેમજ મૃત્યુ જેવી પરમ ભયાનક વસ્તુને પ્રભુના ભગવમૂર્ત પ્રકાશપૂર્ણ દૂત તરીકે વર્ણવવામા સુંદર કાવ્ય પણ છે પરંતુ આ વિષયમા એ પ્રદેશની પ્રમાણભૂત વ્યક્તિઓના દર્શન સહેજ જુદા પડે છે, આગળ વધે છે વેદના અને વ્યથાનો દ્રાવક રસ જીવનની વિશુદ્ધિ માટે માનવે હમેશા પ્રયોગમા લેવો જ પડશે તેવુ નથી દેહનુ વિશ્લેષણ થવાની સાથે સીધા પ્રભુના ચરણમા પહોચી જવાય છે તેવુ પણ નથી અને પ્રભુના ચ ણમા પહોચવા દેહનો ત્યાગ કરવો જ પડે એમ પણ નથી (શ્રી અરવિંદ, 'Life Divine' ગ્રં ૧, પૃ ૧૬૨-૬૩ 'Words of the Mother,' પૃ ૧૧૨-૧૩, પૃ ૯૫ )

આવી સૂક્ષ્મ અસંગતિઓ પ્રથમ નજરે પ્રાકૃત જીવન માટે કશા મહત્વ વિનાની લાગે, પણ તે તેના આધ્યાત્મિક જ નહિ પણ સામાન્ય જીવન માટે પણ, સાધનાના સુકાનને બહુ જુદી જ દિશામાં પલટી દે છે નૌકા ઉપડતી વેળા સુકાનની દિશાના ખુણામાં એકાદ અલ્પાંશનો ફેર હોય, પણ ગંતવ્ય સ્થાને પહોંચતા સુધીમાં તો તેમાં જોજનોનું અંતર થઈ જાય

અસ્તુ પણ કવિને કાને આ તર્કચર્ચા પડે તો તેઓ જરૂર હસે આપણે તેમને કહીએ કે, તમારા દર્શનમાં આવેશ છે, તો સો વાર ક્ષમા માગી લે, અને અજાતશત્રુના પરમ સૌમ્ય ભાવે કહે .'બાપા, મારી સાથે આમ તર્ક લડાવવા કાં આવો છો?'

'હું તત્ત્વજ્ઞાની, શાસ્ત્રજ્ઞાની, ગુરૂ વા નેતા નથી શુભ્ર નિરંજનના જેઓ દૂત છે, તેઓ પૃથ્વીનું પાપક્ષાલન કરે છે, માનવને નિર્મલ નિરામય કલ્યાણ પથમાં પ્રવર્તિત કરે છે, તેઓ મારા પૂજ્ય છે, તેમના આસનની લેશમાત્ર મારૂં આસન ન હોય પરંતુ તે એક શુભ્ર જ્યોતિ જ્યારે બહુરૂપ બને છે ત્યારે તે નાના વર્ણના પ્રકાશ કિરણોમાં પોતાને વિચ્છુરિત કરે છે, વિશ્વને રંગે છે, હું તે બહુરૂપનો દૂત છું, હું નાચું છું નચાવું છું, હસું છું હસાવું છું, ગાન કરૂં છું, ચિત્ર કાઢું છું જે આવિ વિશ્વપ્રકાશના અહૈતુક આનંદમાં અધીર બને તો છે હું તેમનો દૂત છું.. જે લોકો શંખ ઘંટા વગાડી મને ઊંચા માચડા પર બેસાડવા ઇચ્છે છે તેમને હું કહું છું કે હું તો નીચેનું સ્થાન લઇને જ જન્મ્યો છું.

પ્રવીણ અને પ્રધાન પુરુષોના આસન પરથી ઉતરી જવાની રાતગાળાના ઈશારે મને ટકી આવેલી છે. આ ધૂળ-માટી-ઘાસની વચ્ચે મારું હૃદય ઢાળી દઈને પડ્યો છું વનસ્પતિઓની મધ્યે. જેઓ માટીના ખોળામાં છે, જેઓ માટીના હાથે ઉછરેલા છે, જેઓ માટીમાં જ આવવાનું શરૂ કરી, છેવટે માટીમાં જ વિશ્રામ કરે છે, હું તે સૌનો બંધુ છું હું છું કવિ.' ('આત્મપરિચય,' પૃ. ૮૦)

'એવો એક દિવસ આવશે જ્યારે કવિની વાણી પરિપક્વ ફળની માફક આનંદની પૂર્ણતાના ભારે અનંતની મધ્યડાળી ઉપરથી નિઃશબ્દે ખરી પડશે. ત્યારે મારા જીવનનું શેષ મૂલ્ય, શેષ ચાહ, શેષ નિમંત્રણ ચરિતાર્થ બનશે. ('પ્રાંતિક' કાવ્ય ૧૦મું) કેમ, નિરખો, હવે સંતુષ્ટ થયા ને? લો, હમણાં તો જાઉં છું. જુઓ, જુઓ, પેલો સંમુખે શાંતિપારાવાર.'

એ શાંતિ પારાવારના દર્શન પામી કર્ણધારને તરી, સાંભળવાનું કહી ગુરુદેવ ગયા. એમની પંથ ઉપરની સુમધુર સુલલિત અનુરણનકર વાણી હજી જગતના કર્ણમાં સંદિત થયા કરે છે, અને જગતને જ્યાં લગી એ ભૂમાનો પ્રદેશ પ્રાપ્ત થયો નથી, ત્યાં લગી એનું સ્થાન જગતના વિચાર અને રસના ભંડારમાં સજીવન રહેશે. અને એથી યે પૂર્ણતર પૂર્ણતાનું ગાન પણ ગાવા તેઓ પાછા આ ભૂપૃષ્ઠ ઉપર આવશે. પૃથ્વી સાથે તેમને ઘનિષ્ટ સંબંધ રહ્યો છે.

# રવીન્દ્રનાથ અને રાષ્ટ્રીય ઉત્થાનની ભૂમિકા

—ભોગીલાલ ગાંધી

## ૧ : પૂર્વભૂમિકા

અંગ્રેજોના આગમનને કારણે ઈ. સ. ૧૮૦૦ના આરંભથી ભારત માટે એક અપૂર્વ સામાજિક–સાંસ્કારિક કટોકટી જાગી હતી. 'પૂર્વ' અને 'પશ્ચિમ'ની અતિ ભિન્ન સંસ્કૃતિઓના સંઘર્ષમાંથી જાગેલી સમસ્યા ભારતના વિકાસ માટે અતિ ક્રૂર સમસ્યા બની ચૂકી હતી.

રવીન્દ્રના જન્મ પૂર્વે અનેક તત્ત્વચિંતકોએ આના ઉકેલમાં પોતાનો ફાળો નોંધાવ્યો હતો.

ભારતને સદ્ભાગ્યે ૧૯મી સદીના આરંભમાં જ તેને સમર્થ સમન્વયના રાહે વાણી અને કર્મથી દોરનાર રાજા રામમોહન રૉય મળી ગયા હતા. તેઓ હિંદુ, મુસ્લિમ અને ખ્રિસ્તી શાસ્ત્રોના પ્રખર પંડિત હતા, પશ્ચિમી ભાષાઓ અને સાહિત્યના અઠંગ અભ્યાસી હતા, અંગત જીવનમાં અનેક સંસ્કારિતાઓની વચ્ચે રહી ઊછર્યા હતા. પરંતુ મૂળભૂત રીતે તેઓ વ્યક્ત ન સેશ્વરવાદી હતા, એક અને અદૃશ્ય ઈશ્વરની તેમની શ્રદ્ધાના મૂળમાં

ઉપનિષદોનો બ્રહ્મવાદ હતો અને સાચા અર્થમા તેમની દષ્ટિ સમન્વયકારી હોઈ તેમણે, બીજા ધર્મોના અનિષ્ટોનો ઈન્કાર કરીને તેમના *ઉત્તમ તત્ત્વો અપનાવી લીધા હતા તેઓ સાચા વિશ્વધર્મી હતા—રંગ, કોમ, રાષ્ટ્ર કે ધર્મના ભેદો વિનાનો નવો ધર્મ તેમણે સ્થાપ્યો હતો—બ્રાહ્મ સમાજ અને તેને ધર્મ-નીતિ-સદાચાર તથા જ્ઞાનની સર્વદેશીય ઉપાસનાના વિશ્વમંદિર તરીકે વિકસાવવાના તેમના મનોરથ હતા એક દરે વેદાન્ત ચિંતનના પાયા ઉપર, ૧૮ મી સદીના બુદ્ધિવાદના સહારે, તેઓ નિરાકાર ઇશ્વર અને તર્કનો સમન્વય સાધવા મથી રહ્યા હતા

સાંસ્કૃતિક-સામાજિક ચિંતનમા તેઓ અંગ્રેજી ભાષા અને અંગ્રેજી જ્ઞાન-વિજ્ઞાનના પ્રખર હિમાયતી હતા તમામ દેશોની સ્વતંત્રતાના તેઓ ચુસ્ત પક્ષકાર હતા, અને તેમનો સર્વોચ્ચ આદર્શ માનવજાતિના એકત્વનો જ હતો પરંતુ પૂર્વ-પશ્ચિમના સમન્વયની ધગશમા તેમણે એટલે સુધી આશા સેવેલી કે—'હિંદી પ્રજા અંગ્રેજીને પોતાની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારે, હિંદીસમાજમા

---

* ખ્રિસ્તી ધર્મગ્રંથો મૂર્તિ—અનેક દેવવાદનો પુરસ્કાર કરે છે કેવળ ઇશુ ખ્રિસ્ત જ ઈશ્વર પુત્ર છે, એવુ પ્રતિપાદિત કરે છે આથી રામમોહનને પાદરીઓ સાથે સંઘર્ષ થયો હતો તે જ રીતે હિંદુઓના અનેક દેવવાદનો અને મૂર્તિનો વિરોધ કરીને તેમણે હિંદુઓનો રોષ વહોર્યો હતો મુસ્લિમોની પણ ગાધરૂઢિના તેઓ ટીકાકાર હતા

પશ્ચિમની સભ્યતાને દાખલ કરે, અને પછી આઝાદી મેળવી એશિયાના બાકીના ભાગમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવે '+

રામમોહનરાયના અવસાન બાદ, રવીન્દ્રના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ રામમોહનના આધ્યાત્મિક વારસદાર તરીકે આગળ આવ્યા તેમણે બ્રાહ્મ સમાજની નિષ્ઠાનુ ધર્મતત્ત્વ-શ્રદ્ધાસૂત્ર આવુ રાખ્યુ 'એક ઈશ્વરે અસત્માંથી વિશ્વનુ સર્જન કર્યું છે. કરુણા એ આ ઈશ્વરના સ્વભાવનુ એક મુખ્ય લક્ષણ છે અને પરલોકમા માણસને મુક્તિ મળે, તે માટે એની સર્વભાવે ઉપાસના કરવી આવશ્યક છે'

વળી, મૂર્તિપૂજાનો વિરોધ તથા સદાચાર ઉપરનો રામમોહનનો આગ્રહ, જેમનો તેમ તેમણે જાળવી રાખ્યો

પરતુ રામમોહનના અવસાન પછીના વરસોમા ખ્રિસ્તી પાદરીઓએ બહોળા પ્રમાણમા સકુચિત પથ-પ્રચાર અને વટાળ-પ્રવૃત્તિ શરૂ કરી દીધા હતા પોતાની ઉપરના આ આક્રમણથી હિંદુ ધર્મીઓ જ નહિ,

† અલબત્ત સાથે સાથે જ તેમણે ઉમેર્યુ કે—હિંદી પ્રજાની આકાક્ષા ઇંગ્લેન્ડ ભાગ્યેજ પૂરી કરશે એવી જે મેં ઠીક આશા મે રાખી છે તે જો ફળીભૂત નહિ થાય તો, અમે ઇંગ્લેન્ડ જોડેનો સબધ તોડી છૂટા પડી જઈશુ × × રામમોહનનુ અવસાન જો એકાએક બ્રિટનમા ન થયુ હોત તો, પાછા આવ્યા પછીની પરિસ્થિતિમા તેમણે આ બાબત કેવો વળાંક લીધો હોત તે કલ્પી શકાય તેવુ છે

પ્રણાલિકા અનુસાર ઘડ્યું હતું; અને હિંદુ ધર્મગ્રંથોના તેઓ મહાન પંડિત હતા. શાસ્ત્રોના આધાર ટાંકીને તેમણે સમાજ–સુધારાનો દુષ્કર પંથ ખેડ્યો હતો. બીજી બાજુ, ભારતીય શિક્ષણ સંસ્કૃત વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર અને તર્કશાસ્ત્રમાં અટવાઈ ગયું હતું, તેનો વિરોધ કરી, પશ્ચિમી શિક્ષણને તેમણે ઉમળકાભેર આવકાર્યું હતું–અલબત્ત શિક્ષણના માધ્યમ તરીકે, અંગ્રેજી નહિ, માતૃભાષાને જ સ્થાન આપવાની બાબતમાં તેઓ મક્કમ હતા. એકંદર તેમનો રાષ્ટ્રીય ઉત્થાનનો રાહ સ્વસ્થ અને દીર્ઘદૃષ્ટિ પૂર્વકનો હતો.

રવીન્દ્રથી ઉંમરમાં કંઈક વડીલ, સમકાલીન એવા વિખ્યાત નવલકથાકાર બંકિમચંદ્ર હિંદુ સંસ્કૃતિના પ્રખર પુરસ્કર્તા તરીકે આગળ આવ્યા હતા. તેમનો પ્રયાસ હિંદુ ધર્મ અને બ્રાહ્મસમાજ વચ્ચે પડેલી ખાઈ પૂરવાનો રહ્યો હતો. Comte (કૉંત)ના તત્ત્વજ્ઞાનથી તેઓ પ્રભાવિત બન્યા હતા અને તદનુસાર તેમણે બુદ્ધિના પાયા ઉપર 'નૂતન હિંદુધર્મ'—'અનુશીલન' ધર્મનો ગઢ બાંધ્યો હતો.

પરંતુ આખા એક દાયકા સુધી (૧૮૯૦ થી ૧૯૦૨) પોતાની પ્રતિભાથી અને વાક્છટાથી કેવળ ભારતને નહિ, પણ અમેરિકાનેય આંજી દેનાર (૧૮૯૬ની શિકાગો ધર્મપરિષદમાં) સ્વામી વિવેકાનંદ હતા. એમના ગુરુ સ્વામી રામકૃષ્ણ પરમહંસ પરમ આધ્યાત્મિક પુરુષ હતા. એમણે આત્માનુભૂતિનો જ આધાર લઈ રાષ્ટ્રોત્થાનનો પંથ ખેડ્યો હતો. ત્યારે તેમના આ પરમ શિષ્ય ધર્મ, રાષ્ટ્ર

રાજકારણ, અર્થ—જીવન—દરેકને હિંદુ ધર્મના મૌલિક નવવિધાન દ્વારા આધ્યાત્મિકતાના અને સેવાના રંગે નવપ્રાણિત કરવા પ્રવૃત્ત બન્યા હતા.

રવીન્દ્ર ઉપર આ સમન્વયોમાંથી કોની કેટલી અસર થઇ હતી તે જાણવું, રવીન્દ્રનાં પોતાનાં લખાણોમાંથી ય શક્ય નથી. પરંતુ, એ વાત નિ:સંશય છે કે રવીન્દ્રે આ બધાંના શ્રેષ્ઠ તત્ત્વો પચાવી લીધાં હતાં વળી એ વાત પણ સ્પષ્ટ છે કે, રવીન્દ્રે કોઇ નૂતન ધર્મ વા નૂતન ધાર્મિક પ્રણાલીના આધારે રાષ્ટ્રને પુનરુજ્જીવિત કરવાની ઇચ્છા-મહેચ્છા સેવી ન હતી.

રવીન્દ્રને બાળપણથી જ પિતા મહર્ષિ દેવેન્દ્રનાથનું સંસ્કાર સિંચન મળ્યું હતું. ઉપનિષદોની ઊંડી અસર તેમણે એ દિવસોમાં આત્મસાત્ કરી લીધી હતી. તો બીજી બાજુ, બાળપણમાં જ તેમને અંગ્રેજ શિક્ષકો દ્વારા શિક્ષણ લાભ મળ્યો હતો અને ૧૭ વર્ષની ઉંમરે તેઓ વિદ્યાભ્યાસ માટે બે વર્ષ વિદેશમાં રહ્યા હતા. પાછા ફરતા તેમની કવિ–સર્જક અને ચિંતક તરીકેની જે કારકીર્દિ શરૂ થયેલી આપણે જોઇએ છીએ —તેમાં રવીન્દ્રની મૌલિક પ્રતિભાનું સ્પષ્ટ પ્રતિબિંબ જોવા મળે છે.

## ૨ : સમસ્યાનું હાર્દ

ચિંતનના આરંભથી જ રાષ્ટ્રીય પુનરુત્થાનના

બ્રહ્મસમાજી દેવેન્દ્રનાથ અને તેમના સાથીઓ પણ ચોંકી ઊઠ્યા હતા. પાદરીઓનો પ્રયાસ ધર્મોપદેશનો નહિ. પરંતુ ભારતીય સંસ્કાર અને સમાજવ્યવસ્થાના મૂળ ઉપર જ વિદેશી સત્તા અને ધનના પીઠબળથી, આઘાત કરવાનો છે—એવું જણાતા તેમણે ભારતીય ઉપનિષદીય પ્રાચીન તત્ત્વજ્ઞાનનો, રાષ્ટ્રીય ઉત્થાનના મૂળભૂત પાયા તરીકે, સ્વીકાર કરી લીધો હતો. અલબત્ત, તેમને બીજે મોરચે પણ લડવાનું રહ્યું હતું—તેમણે બ્રહ્મસમાજ અંગીકાર કર્યો ત્યારથી જ હિંદુ ધર્મીઓએ તેમને બહિષ્કૃત કર્યા હતા

દેવેન્દ્રનાથે એક અને સગુણ ઈશ્વર તથા માણસની બુદ્ધિશક્તિ—બેનો સમન્વય સાધવા કોશીશ કરી હતી.

જો રામમોહન રાયના આધ્યાત્મિક વારસ દેવેન્દ્રનાથ હતા, તો તેમના સાંસ્કારિક-સામાજિક વારસ કેશવચંદ્ર સેન હતા. ધર્મની રૂઢિઓ, લોક-રિવાજો ઉપર તેમણે જલદ પ્રહારો કર્યા હતા પોતે મિશનરી–શાળામાં અભ્યાસ કર્યો હતો, સંસ્કૃતનું જ્ઞાન ન હોઈ હિંદુશાસ્ત્રોનો તેમને પરિચય ન હતો પરંતુ, બ્રાહ્મસમાજી તરીકે તેઓ શુદ્ધ એકેશ્વરવાદી હતા. બીજી બાજુ, ઇશુ ખ્રિસ્તનું આકર્ષણ એટલું જબરજસ્ત હતું કે ભારતીય હૃદયમાં તેઓ ઇશુની સ્થાપના કરીને, તેમાથી જન્મનારા નૂતન ભારતદ્વારા યુરોપ આખાને જે આધ્યાત્મિક સંદેશો પહોંચાડવા ઉત્સુક હતા તે આવો હતો—

'હે સાંપ્રદાયિક ને વિષયભોગમાં પડેલા યુરોપ! તારા સંકુચિત ધર્મનું ખડ્ગ તું મ્યાનમાં મૂકી દે! તેનો ત્યાગ કર, અને ઇશ્વરપુત્ર ઇશુને નામે સાચા કેથોલિક અને સર્વદેશીય ધર્મસંઘમાં સામેલ થા!'

કેશવચંદ્રનું આખું જીવન બે છેડા વચ્ચે દડાની જેમ અફળાઈ રહ્યું હતું. આરંભમાં ભારતીય સાંસ્કૃતિક ભૂમિકાનો સર્વથા ઇન્કાર કરીને, તેની ભર્ત્સના કરીને, તેઓ ઉગ્ર સંસાર સુધારો કરવા અને ઇશુ–પ્રેરણાના પાયા ઉપર વિશ્વધર્મ સ્થાપી, વિશ્વઐક્ય સાધવા મથ્યા હતા; યુરોપ અને હિંદ વચ્ચે સાંકળ થવાની તેમની ઝંખના હતી. પરંતુ પોતાની જ માન્યતા અને કાર્ય પદ્ધતિને કારણે તેઓ હિંદુ સમાજથી સાવ અળગા પડી ગયા હતા! પાછળથી ઊંડું મંથન જાગતાં, તેઓ ચૈતન્ય–પ્રેરિત ભક્તિ અને સંકીર્તનોમાં ડૂબી ગયા હતા; લાખો વખત લોકોની વચ્ચે દેશભરમાં ફર્યા પછી, લોકોમાં પ્રચલિત અનેક-દેવવાદ અને મૂર્તિપૂજા પાછળની ભાવના સાથે તેમણે સમાધાન કર્યું હતું; વળી રામકૃષ્ણ પરમહંસના તેઓ શિષ્ય બન્યા હતા.

આમ, તેમણે બે પ્રકારનો પાઠ ભજવ્યો હતો— બૌદ્ધિક યુરોપીય ઢબના આચાર્યનો, તથા ભારતીય ઊર્મિવશ ભક્તનો. પરંતુ કેશવચંદ્ર આ બે છેડાનો સમન્વય કરી ન શક્યા.

ત્યારે, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે પોતાનું જીવન સંસ્કૃત

ભૂમિકા તરીકે રવીન્દ્રને પૂર્વ-પશ્ચિમના સમન્વયનું મહ
સમજાઈ ગયું હતું. અને આ સમન્વયનું હાર્દ પણ એ
આરંભનાં વર્ષોમાં જ આત્મગત થઈ ગયું હતું, તે એ

ભારતે જો પોતાની આજની હાલતમાંથી બ
વવું હશે, પોતાનો વિકાસ સાધવો હશે તો મૂલ્યતત્ત
અપનાવવાં પડશે; અને બ્રિટિશ-સંપર્કને કા
ે નવી પરિસ્થિતિ પેદા થઈ છે, તેનાં બધાં પા
મજીને, ભારત પોતાના પ્રયાણ આદરશે તો, તે
સાધના સાફળ થશે; પરંતુ અંધ અનુકરણ તેને માટે
વનાશકારી નીવડશે.

પરંતુ બધાં પાસાં સમજવાં અને અંધઅનુકરણ
બચવું એ જ તો વિકટ સમસ્યા હતી. રવીન્દ્રના પુરોગામી
અને સમકાલીનો એના જ પગ માથાં પટકી ગયા હ
અને રવીન્દ્રના દિવસોમાં એ સમસ્યા વધુ વિકટ
કઠોર બની ઊભી હતી.

રવીન્દ્રને માટે એ વાત સમજવી તો સહેલી હત
૧૮ મી સદીના લગભગ આરંભથી પશ્ચિમે વિજ્ઞ
યંત્રવિદ્યા, ઉદ્યોગ, રાજતંત્ર, તથા સામાજિક સંગઠ
ક્ષેત્રે જે અસાધારણ ભૌતિક સિદ્ધિઓ હાંસલ
હતી, અને યંત્ર તથા બુદ્ધિવાદે (બેઉ એક જ સુ
ફરજંદ હતાં) જે આબોહવા ફેલાવી હતી, તેમાં અ
જગત તરબોળ હતું. એને સ્વર્ગ માનીને પશ્ચિમ તો એ

ગોખલેએ વિરાટ પગલે ખસી રહ્યું હતું જ, પરંતુ ત્યારે, ભૌતિક વિકાસમાં પછાત પડી ગયેલા દેશો પણ એ માર્ગને પુનરુજ્જીવનનો એકમાત્ર માર્ગ સમજી, અગર સમજ્યા વિના જ, વાતાવરણના ધક્કામાં તે દિશામાં જ ધકેલાઈ રહ્યા હતા।

પરિણામે, જે વધુ ભયંકર દુર્ભાગી પરિણામ જન્મ્યું હતું તે રવીન્દ્ર માટે વધારે આઘાતકર હતું—

અંગ્રેજી શિક્ષણે, પશ્ચિમી સાહિત્ય, વિજ્ઞાન, ઈતિહાસ આદિના અભ્યાસ દ્વારા, ભારતને બૃહત્તરતાના સંપર્કમાં આણી દીધું હતું પરંતુ બીજી બાજુ, એ શિક્ષણ એવા પ્રકાર આપવામાં આવ્યું હતું કે એણે કાળે પશ્ચિમની તમામ કલ્પનાઓ, ભાવનાઓ, માન્યતાઓ, આદર્શો, રસો અને વલણો શિક્ષિત સમાજને મન એજ જાણે સાચો માપદંડ હોય, તે રીતે ભારતના પર ચઢી બેઠા હતા. પરિણામે આપણે પશ્ચિમ પાસેથી શું લેવા માગીએ છીએ, સામે શું આપવા માગીએ છીએ, શું આપવા શક્તિમાન છીએ, અને આપણે આપણું શું સાચવવા માગીએ છીએ, —સાચા સમન્વય માટેના મૂળભૂત સવાલોના બાબતમાં જ સરકાર ક્ષેત્રે, શિક્ષણ ક્ષેત્રે, રાજકીય અને આર્થિક વિમાસના ક્ષેત્રે અંધાધૂંધી અથવા આંધળાપણું પ્રવર્તતું હતું. એટલે નવા સમન્વયનો પાયો નવું વિશદ રીતે રજૂ કરવાની સૌથી પહેલી અને સૌથી અગત્યની ફરજ, અજાણ્યે, રવીન્દ્રે પોતાને શિરે લઈ લીધી હતી।

રવીન્દ્રે પોતાની આ ગમ્ભીર દરત ગારી ભાગ પાડ્યા પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના મૂળભૂત તત્ત્વો અને સ્વરૂપોની ચર્ચા, વિવિધ ક્ષેત્રોને આવરીને, વાર વાર કરી છે તેમાં તેમણે ભારતીય પ્રાચીન સંસ્કૃતિ વિશેનું પોતાનું સતત ચિંતન વારંવાર, ઘણી રીતે પ્રગટ કર્યું છે

ભારતીય પ્રાચીન સંસ્કૃતિ કેવળ આધ્યાત્મિક હતી એવી 'ગુનગોગો' અગર એવી 'ટીકાઓ' બંનેને તેમણે અર્થ વિનાની ગણાવી છે છેક મહાભારતનો સમય યાદ કરાવીને તેઓ જે ચિત્ર આપણી સમક્ષ ખેંચે છે, એમા એ જમાનાની સંસ્કૃતિમા શુભ તત્ત્વો અને બળાની સાથોસાથ કેવો વેગ હતો કેવી વિરોધ શક્તિઓનો સંઘર્ષ હતો, કેટલો લોભ, હિંસા ભય, દ્વેષ, અસંયત અહંકાર હતો, કેટલો અધર્મ હતો તેય ગણાવ્યું છે અને કહે છે કે તે વખતનો સમાજ સારું અને ખોટું, અંધકાર અને પ્રકાશ—એ બધાંને લીધે જીવનના લક્ષણોવાળો હતો એ કોઈ સમાહિત કલાકૃતિ જેવો નહોતો

રવીન્દ્ર ભારતીય સંસ્કૃતિનું પ્રાચીન અને વર્તમાન સ્વરૂપ આ રીતે સમજાવે છે—

એક સમયે તે વૃદ્ધિ અને ક્ષયવાળા વિપુલ અરણ્ય જેવી હતી હવે એ અરણ્ય દટાઈ ગયું છે, ને ખાણના કોલસા રૂપે તે આજે અસ્તિત્વ ધરાવે છે। આજે હવે તેનામા વૃદ્ધિ નથી, ગતિ નથી, એ સાચું છે પરંતુ એથી

એનુ મૂલ્ય જ સર્વથા નાશ પામ્યુ છે શુ ? રવીન્દ્ર કહે છે આજે ય હજી તેમા અનેક યુગની ગરમી અને પ્રકાશ ગુપ્ત ભાવે વિરાજે છે, પરન્તુ આપણી પાસે હવે અગ્નિશીખા નથી એથી માનકુંડા માગતાથી કે વળતું નથી, ભક્તિપૂર્વક ઘટડી વગાડયે ય કશુ વળવાનુ નથી × ×

બીજી બાજુ, પશ્ચિમી સસ્કૃતિ વિષે તેમને ઘણુ કહેર કહેવાનુ છે તેનુ કારણ એમને મતે, એ છે કે—

પશ્ચિમી સસ્કૃતિ એકાગી છે તેમા પૂર્ણ મનુષ્યત્વનો વિચાર નથી થયો તે મૂળભૂત રીતે મિલન-મૂલક નહિ વિરોધ-મૂલક સસ્કૃતિ છે બહારના એટલે જ પારકા, અને પારકા એટલે જ સઘર્ષ !—આથી તેનો ઇતિહાસ સમન્વયાત્મક નથી, સઘર્ષ દ્વારા સામાને પરાજીત કરી વિજયોન્મુખ ઉદ્દનાદ નો તેમા ધમક ગાજે છે

બીજુ લક્ષણ પશ્ચિમી સસ્કૃતિ પ્રબળ નદી જેવી છે, એના સ્વભાવમા બળ વેગ, ગતિ, ચચળતા છે પરન્તુ સહિષ્ણુતા નથી એ કાર્ય-પ્રધાન સસ્કૃતિ છે એમા કર્મની ઉત્તેજનાનો પાર નથી યત્ર તત્ર, ઉદ્યોગોની પાછળ એ આવેશમય બની રત છે આથી સવાલ થાય છે કે 'એનો ઉદ્દેશ્ય ક્રમે ક્રમે લક્ષ્યમા નિરોધ પામશે ખરો ? કે પછી ગાડો જીવન ઉત્પલર એકાએક કોઈ અકસ્માતમા સમાપ્ત થશે ?'

રવીન્દ્રે પશ્ચિમા સસ્કૃતિના પરિણામો વિષે જે શકા પ્રગટ કરી છે, એ જ તો આજના યુગની સૌથી મોટી

સમસ્યા છે જેનાથી સૌ—પશ્ચિમ અને પૂર્વ—ચોરી રહ્યા છે એની કે કહેતું અને આજે યુરોપ પોતે જોઈ રહ્યું છે કે 'યુરોપી સંસ્કૃતિ તળિયેથી મહાન મરુભૂમિ રચી રહી છે જ્યાં હૃદયની જન્મભૂમિ જડ આવરણોથી કઠિન બનતી જાય છે '

અને રવીન્દ્ર આજના યુગના એક જટિલ પ્રશ્ન ઉપર આવી પહોંચે છે પશ્ચિમી સંસ્કૃતિનું મર્મસ્થાન રાજ કારણ છે—અને એનું મૂર્તરૂપ 'સ્ટેટ' છે, એનો ગુણ 'નેશનાલિઝમ છે આ સ્ટેટ' જ સર્વસ્વ છે—બીજથી માંડીને જીવનનો તમામ વ્યવહાર એને હસ્તક એની દ્વારા થાય છે – જ્યાં વ્યકિત અને સમાજ લાચાર છે ×× આમ, આજના વૈરઝેર – સ્ટેટની સમસ્યા રવીન્દ્રે એ દિવસોમાં જોઈ લીધી છે

ઉપરાંત, નેશન' અને 'નેશનાલિઝમ ની બાબતમાંય રવીન્દ્રનું દર્શન વેધક છે (સામ્રાજ્યવાદના વિકાસના કાળમાં—પ્રથમ વિશ્વયુદ્ધ પૂર્વે જ રવીન્દ્રે આ વિચારો વારંવાર અને અત્યંત સચોટ રીતે પ્રગટ કર્યા છે યુરોપ અમેરિકા અને જર્મનીમાંના તેમના વ્યાખ્યાનોમાં અને તે પૂર્વેય, તથા જીવનના અંત સમય સુધી તે રહે છે

પશ્ચિમી 'નેશન' એટલે રાજ્યસત્તા શસ્ત્રસત્તા! 'નેશનાલિઝમ' પશ્ચિમી સંસ્કૃતિની વિકૃતિ છે—યુદ્ધો, હિંસા દ્વેષ, અને શોષણ એના અનિવાર્ય રૂપો છે

આગળ વધી આજના વક્ષપ્રશ્ન પર આવીને રવીન્દ્ર ઊભા રહી જાય છે; માણસે સર્જેલાં સંસ્કૃતિનાં ઉપાદાનો જ જીવનની ગરદન પર ચઢી બેઠાં છે! માણસનો માણસ સાથેનો સંબંધ અનાત્મીયતાનો બની ગયો છે! તે કામ કરવાનું સાધન બની ગયો છે પ્રયોજન અને ઉપયોગિતા પૂરતો જ તેનો પરિચય રહી ગયો છે—પરિણામે આજે આપણે જેને alienation અને dehumanisation કહીએ છીએ તેવી સ્થિતિ રવીન્દ્રે ૫૦ ૬૦ વર્ષ પૂર્વે જોઈ લીધી છે!

પશ્ચિમી સંસ્કૃતિ વિષેની રવીન્દ્રની આ આલોચના ચિંતનનાં આરંભનાં વરસોથી (૧૮૯૧)માંડી અંતિમ વરસ (૧૯૦૧) સુધી એવી ને એવી જોવા મળે છે. જો કે આરંભનાં વરસોમાં કઠોર આલોચના કરવા છતાં રવીન્દ્રને તેને માટે જે આશા હતી, શ્રદ્ધા હતી. તેય સાવ નિર્મૂળ બન્યાનો એકરાર તેઓ શેષકાળે કરે છે! (સભ્યતાર સંકટ)

★

આમ છતાં, રવીન્દ્રનું સમસ્ત ચિંતન 'પૂર્વ' અને 'પશ્ચિમ'ના સમન્વયનું જ રહ્યું છે. શાથી? રવીન્દ્ર પોતેજ કહે છેઃ પશ્ચિમનો સંપર્ક ન થયો હોત તો ભારતવર્ષને પોતાની આજની અપૂર્ણતાનું કઠોર ભાન થાત નહિ; તેની વૈવિધ્યશૂન્ય જડતાને જરૂરી આઘાત લાગત નહિ; બંધનમુક્ત જ્ઞાનની પિપાસા જાગત

નહિ × × અને વળી યુરોપની સંસ્કૃતિમાં એકાંગીપણું હોઈને તેનું અંધઅનુકરણ ભયપ્રદ છે એનો અર્થ એ નથી કે તેનાં અનેક આવશ્યક તત્ત્વોને આપણે સંયત રીતે અને સંમાર્જિત સ્વરૂપે આવકારવાનાં નથી. બલ્કે, રવીન્દ્ર આગળ વધી કહે છેઃ

'યુરોપના દીપને મુખે ઉચ્ચ શિખા બળે છે; તે શિખામાંથી આપણો દીપ પેટાવી લઈને આપણે ફરી એક વાર પ્રસ્થાન કરી બહાર પડીએ.'

અને આપણી મુગ્ધતા ટાળી દેતા હોય તેમ પશ્ચિમમાં શું સ્વીકારવું અને શું ટાળવું, કેવી રીતે સ્વીકારવું ને કેવી રીતે નહિ, તે વિશે પણ રવીન્દ્રે વારંવાર પોતાના વિચારો પ્રગટ કર્યા છેઃ

—યુરોપના ઉદ્યોગો અને કારખાના જરૂર અપનાવશું, પરંતુ આપણે સ્વાવલંબી બનીએ તેટલા પૂરતા. ગામડાં ભાંગીને, ગામડામાં યન્ત્રના સ્થાપીને શહેરો ન ખડાં કરીએ.

—કર્મની ગતિશીલતાને આવકારીશું પણ નશાખોર વૃત્તિનો ઉધમાત નહિ; કર્મને સંયત કરીને, સામાજિક ધર્મ પૂરતો આચરીશું—ધર્મ અને કર્મનું સામંજસ્ય સાચવીને, કર્મનો નાગપાશ શિથિલ કરીને તેનું આચરણ કરીશું. (પૂ. પ. ૧૯૫)

—શિક્ષણરૂપી બીજ લઈશું પરંતુ માટી તો આપણી જ. (સ્વ. સ. ૬૫)

—પારના હથિયાર લેવા હાથ નહિ કાપી આપીએ × × × વિદેશી વસ્તુ દેશી પાનમાં લઈશું – અને તે પોતાના કરીને પચે એની, પોષણ પૂરતી પૂ પ ૧૬૯ ૭૧)

—સગઠન ખાતર સગઠન નહિ. માનનીય સગધ જળવાય અને જમાનાની સાથે સામજસ્ય જળવાય તેવા સગઠનો જરૂર અપનાવશુ. સ્વ સ ૭ )

અને આગળ વધી ચેતવણીના સૂરે કહી દે છે

'પશ્ચિમના જ્ઞાન વિજ્ઞાનને આપણે **મહાકાળ કેવળ શિષ્યભાવે** ગ્રહણ કરવાના નથી આપણે તેનુ એકાંગીપણુ દૂર કરીને તેને અપનાવીએ '' (સ્વ સ ૩૧)

બીજે સ્થળે ઉમેરે છે —

" આપણામા દીનતા નહી હોય તો અગ્રેજમા હીનતા નહી હોય!'' (સ્વ સ પૃ ૮૩)

રાષ્ટ્રીય પુનરુત્થાનનો રવીન્દ્રનો આ સમન્વય તેમના અનેક પુરોગામીઓ અને સમકાલીનો કરતા વધુ આત્મગૌરવ ભર્યો વધુ આત્મશ્રદ્ધા ભર્યો, વધુ આતરિક ઐક્યનો નથી શુ ? •

## ૩ નવનિર્માણનો પથ

ગાધીજી આફ્રિકામા એમના સત્ય અને સત્યાગ્રહના અપૂર્વ પ્રયોગોમા રચ્યા પચ્યા હતા, તે સમયે, ( ૧૯૦૬ થી ૧૯૦૮) ભારતમા રવીન્દ્ર ભારતની સ્વાધીનતા અને

પુનરૂરચના અંગે ઝીણવટપૂર્વક ચિંતન રજૂ કરી રહ્યા હતા.

રવીન્દ્રે પોતાના જમાનાના આક્રોશ—યાચના અને રુસણાંના રાજકારણની ૧૮૮૪માં જ (૨૩ વર્ષની વયે) આલોચના શરૂ કરી દીધી હતી. એમની એ દૃઢ માન્યતા હતી કે, આવા યાચનાવાદી રાજકારણથી શક્તિ વધતી નથી, અસંતોષ જ વધે છે.

તેજ રીતે, 'એજીટેશન'ના ઉશ્કેરણીખોર માર્ગોને તેમણે 'ટૂંકી દૃષ્ટિના રસ્તા' ગણાવ્યા હતા; અને તે સાધનો માનસિક તાપ અને ચંચળતા જ પેદા કરે છે; એની ચંચળતાથી દુર્બળતા જ વધે છે—એવું કહ્યું હતું

તેમણે સ્વરાજ્ય સાધનાનો વ્યવસ્થિત રચનાત્મક કાર્યક્રમ પણ ચીંધ્યો હતો—

૧. સરકાર પર આધાર રાખી બેસી ન રહો: 'માંગ માંગ' અને 'આપ આપ'નો સંબંધ કદિ લાંબો ટકી ન શકે. સમાજનું કામ સમાજે પોતે જ કરવું રહ્યું. પ્રાચીન ભારતમાં તો રાજ્ય નહિ, સમાજ જ સામુહિક જીવનનો પાયો હતો; રાજ્યની મોટી ઉથલપાથલો છતાં, પ્રજાને કદિ લાચારી ભોગવવી પડતી ન હતી.

૨. અંગ્રેજોએ આપેલા 'સ્થાનિક સ્વરાજ' ઉપર આધાર રાખીને તો નિરાશ જ થશો. ગામડાંને પુનરૂજીવિત કરો. બુદ્ધિજીવીઓ અને વિદ્યાર્થીઓ ગામડાંમાં જઈ બેસી જાઓ—એક એક ગામનો ભાર ઉપાડી લો.

ગ્રામ-સમાજ રચો (આજે જેને 'ગ્રામ-સ્વરાજ' કહીએ છીએ) : જીલ્લાને સ્વાવલંબી ઘટક બનાવો; (આજે વિકેન્દ્રીકરણના પુરસ્કર્તાઓ જીલ્લા ઘટકની જ યોજના સૂચવે છે), પ્રાંતિક કેન્દ્રો દ્વારા રાષ્ટ્રીય કેન્દ્રની રચના કરો.

૩ શિક્ષણ યંત્ર-ઉદ્યોગો અને ખેતી વગેરે દેશ હિતના નવા પ્રયાસો ગામડામાં શરૂ કરો.

૪ હિંદુ-મુસ્લિમ ઐક્ય સાધી આન્તરિક શકિત પેદા કરો.

આમ, રવીન્દ્રે વ્યાપક અર્થમાં સ્વરાજ' અને 'સ્વદેશી'ના મૂળ સૂત્રો રજૂ કર્યા હતા †

રવીન્દ્રના રાજકીય ચિંતનનો આધાર આધ્યાત્મિક

† રવીન્દ્રની ઉંમર માંડ ૭ વર્ષની હશે, ત્યારે ૧૮૭૬થી બંગાળમાં રાજનારાયણ નવગોપાળ અને ગણેન્દ્રનાથ ટાગોર તથા રવીન્દ્રનાથના મોટાભાઇ સત્યેન્દ્રનાથ વગેરે ટાગોર-કુટુંબીઓએ ભેગા મળી 'સ્વદેશી'ના પ્રાણરૂપ પ્રથમ આંદોલન—વાર્ષિક 'હિંદુ મેળો'નો આરંભ કર્યો હતો અને ગ્રામ-ગ્રામ-દેશી પેદાશને ઉત્તેજન આપવા રવીન્દ્ર કુટુંબે 'ભાંડાર' (વેચાણ કેન્દ્ર તથા તે જ નામની પત્રિકા)નું સંચાલન કર્યું હતું ××× રવીન્દ્રે પોતે ૧૪ વર્ષની ઉંમર (૧૮૭૫)થી મેળો તથા પત્રિકાના સંચાલનમાં સક્રિય ભાગ લીધો હતો. ××× બંગભંગ બાદ ૧૯૦૬ના અરસામાં સ્વદેશીનું દેશ-વ્યાપક આંદોલન જાગી ઊઠ્યું તે પૂર્વે (૧૯૦૪ થી ૧૯૦૬) રવીન્દ્રે આ વિષે વીગત દોરવણી આપી હતી જે ગ્રામસમાજની પુનર્રચનાગામાના તેમના વિચારો-સૂચનોમાં પ્રત્યક્ષ બની છે.

–માનવીય આદર્શનો જ રહ્યો છે. રાજ્ય પોતે હિંસાનું મોટામાં મોટું સ્વરૂપ છે, અને તેમાં કેવી રીતે માનવીનું અનાત્મીકરણ (alienation) અને અમાનુષીકરણ (dehumanisation) થાય છે તેની સમજ પણ એ આરંભનાં વર્ષોમાં જ તેમણે પ્રગટ કરી છે. વળી તેમને એ વાતની પ્રતીતિ થઈ ગઈ હતી કે, ભૌતિક મૂલ્યો ભિન્નતાને બહેકાવે છે, વર્ગસંઘર્ષને ખેંચી લાવે છે, અને ઉગ્ર બનાવે છે. અલબત્ત, સંઘર્ષો અનિવાર્ય છે પરંતુ એનો ઉકેલ સામા ઉગ્રતમ સંઘર્ષો દ્વારા કરવાનો રાહ તેમને અધિક અમાનુષી પરિણામો લાવનારો લાગ્યો છે અને તેમણે હંમેશા 'આંતરિક પરિવર્તન' દ્વારા 'મિલન'નો અને ગાંધીજીના સૂત્રો 'આંતરિક શુદ્ધિ' અને 'હૃદય પરિવર્તન'* દ્વારા સ્થાયી પરિવર્તનનો પક્ષ જ લીધો હતો.

* રવીન્દ્રના 'આત્મશુદ્ધિ' અને 'હૃદય પરિવર્તન' લેખો (૧૯૦૬) — રવીન્દ્ર પોતે ૧૮૮૬થી (કોંગ્રેસની સ્થાપનાના બીજા વર્ષથી જ) ૧૯૦૬ સુધી કોંગ્રેસ સાથે, સીધા રાજકારણ સાથે સક્રિય રીતે સંકળાયેલા હતા — કલકત્તામાં કોંગ્રેસ અધિવેશનો વખતે સવિશેષ. પરંતુ 'પક્ષવાદ'નો સડો જોઈ સક્રિય મટી ગયા પછીય, તેઓ ભારત ઉપરના દરેક રાષ્ટ્રીય સંકટ વખતે તથા અંગ્રેજોના અન્યાય અત્યાચારો સામે તેમણે લગાતાર પોતાનો અવાજ ઉઠાવ્યો હતો × × × ખાસ દૃષ્ટાંત ૧૮૯૮માં તિલક મહારાજની ધરપકડ થતાં, ૧૯૦૫–૧૧ દરમ્યાન બંગભંગ આંદોલન દરમ્યાનનાં નિવેદનો, ૧૯૧૯માં જલિયાંવાલા બાગના અત્યાચારોની જાણ થતાં કડક નીડર પત્ર લખીને 'સર'નો ખિતાબ પાછો વાળ્યો તે,

આથી જ તો રવીન્દ્રે સ્વરાજ–સાધનાના આયોજનો અને ઉપાદાનોની કિંમત, જેટલે અંશે તેઓ રાષ્ટ્રને દૈન્યમાંથી છોડાવી આત્મનિર્ભર બનાવે, આત્મગૌરવયુક્ત બનાવે તેટલે જ અંશે સ્વીકારી હતી અંગ્રેજ દ્વેષ અને આંતરિક વિદ્વેષના ભય સામે તેમણે એની હદે કાઢી નાખ્યું છે કે,

સ્વરાજ્ય મળ્યું તો સારું છે પરંતુ એમ ન બન્યું તોય રાજકારણના ગંધાતા કચરાથી તો આપણા આત્માની ઊંડતર સ્વાધીનતાનો રસ્તો ન જ રૂંધીએ

(છોટા ઓ બડો)

ગાંધીજીએ કહ્યું હતું કે, હિંસાને માર્ગે સ્વરાજ મળતું હોય તો તે મને ન ખપે

રાષ્ટ્રીય ઉત્થાનના ક્ષેત્રે, કેમ જાણે રવીન્દ્ર ગાંધીજીના ભારત આગમનની પૂર્વ તૈયારીઓ કરી રહ્યા હતા! *

---

તથા ૧૯૩૦–૩૨ ગાંધીજીની ધરપકડો, ઉપવાસ અને બ્રિટિશ રાજના અત્યાચારોના પ્રસંગો

* અલબત્ત ગાંધીજી સાથે રવીન્દ્રને મતભેદો હતા— રેંટો, ખેરીઓ શાળા કૉલેજ અને વિદેશી માલના બહિષ્કારના કાર્યક્રમને તેઓ નેગેટિવ ગણતા હતા, અને રેંટિયાના કાર્યક્રમને તેમણે સંકુચિત લેખ્યો હતો પાછળથી તેમના આ મતભેદો ઓગળતા ગયા હતા પરંતુ ૧૯૨૧ માં કાર્યક્રમની ટીકા કરતી વખતે ય (સત્યનું આહ્વાન) તેમણે ગાંધીજીની મહાનતાને અપૂર્વ ભાવથી નમી હતી અને ૧૯૩૨ માં ગાંધીજીએ આમરણ ઉપવાસને પ્રસંગે ગુરુદેવની આશિષ (ગુરુદેવ ગાંધીજી કરતા ૮ વરસે મોટા હતા) માગી હતી ત્યારે રવીન્દ્રે પાઠવેલો સંદેશો અદ્ભુત શ્રદ્ધા–ભક્તિનો હતો

# રવીન્દ્રનાથની કવિતા: ગતિ અને વ્યાપ્તિ

— સુરેશ હ. જોષી.

૧

રવીન્દ્રનાથની કવિતા સાથેના પ્રથમ પરિચયની સ્મૃતિ આજેય અત્યન્ત સ્વચ્છ છે. ચૈત્ર વૈશાખના અનધ્યાયના એ દિવસો હતા. આથી મનને ગમતું ભોજ્ય શોધી લેવાની અનુકૂળતા હતી. નવસારીની ફ્રતેસિંહરાવ લાયબ્રેરીમાંથી ભૂરા પૂઠાની, મેકમિલન કંપનીએ પ્રસિદ્ધ કરેલી, રવીન્દ્રનાથની એક ચોપડી હાથે ચઢી. એમાં પાનું ઉથલાવતાં આ પંક્તિ નજરે ચઢી: On many a fleeting moments of my life Thou hast left Thy signes of eternity. એ પંક્તિ વજ્રલેપ બની ગઈ. આજે, પચ્ચીસવર્ષ પછી, રવીન્દ્રનાથનો આ જ પંક્તિ દ્વારા આભાર માનું છું

૨

કૉલેજના અભ્યાસ કાળ દરમિયાન શિક્ષણક્રમમાં ક્યાંય રવીન્દ્રનાથનું નામ સાંભળ્યું નહીં. એમનાથી

ઊતરતી કોટિના કવિઓની કવિતાઓ ' ભણ્યા. ' ઘણા એવા બંગાળી સજ્જનો પણ મળ્યા જેમણે રવીન્દ્રનાથથી અપરિચિત હોવામાં ગૌરવ અનુભવ્યું. એક મિત્ર આપ્યરે આવી મળ્યો. એને ય મારા જેવી જ ઝંખના. રવીન્દ્ર-રચનાવલિની પાકા પૂઠામાં બાંધેલી, સોનેરી અક્ષરે લખેલા નામવાળી, એ ચોપડી હજુ યાદ છે. ક્રિઝ્ઝ સર્કલના બગીચામાં બેસીને ' કક અજમર ગય ' છ ' ની પદ્ધતિએ, રવીન્દ્રનાથે મૃત પત્નીના સ્મરણમાં લખેલી કવિતાઓ-' સ્મરણ ' સૌ પહેલાં વાંચવા માંડી. પયારનું રૂપ ઓળખી લીધું ને મંડ્યા સીધા અનુવાદ કરવા. સંયુક્તાક્ષરોએ ઠીક તકલીફ આપી. રવીન્દ્રનાથની કવિતા સાથેની આ મારી પ્રથમ શુભ દૃષ્ટિ.

૩

ત્યાર પછી તો રવીન્દ્રકાવ્યમાં રસબસ થઈને વર્ષો સુધી મહાલ્યા કર્યું છે. એના સંગીતની મોહિની, એની બાનીનો વૈભવ, એની કલ્પના સૃષ્ટિનું બૃહત્ ફલક — આ લખલૂટ માણ્યું છે. એ ઋણ કદીય ચૂકવી શકાય એવું નથી. આજે આનન્દની સ્મૃતિ ધન્યતાપૂર્વક આલેખું છું.

રવીન્દ્રનાથની કવિતામાં સૌથી પ્રથમ નજરે ચડે છે તે એની અજસ્રતા. પ્રકૃતિના જેવી જ એની અજસ્રતા છે. ઘણું વિના કારણે વેડફાઈ જતું લાગે, ઘણું શબ્દાળુપણામાં સરી જતું લાગે પણ પ્રકૃતિય કેટલું વેડફી નાંખે છે !

કહે છે કે વાતચીતમાં રવીન્દ્રનાથ કંઈ કેટલીય વાર્તાઓનાં વસ્તુ કહી નાંખતા. પોતાને તો એ બધું લખવાનો સમય મળતો નહોતો. તેમ છતાં એમણે શું શું નથી કર્યું? નવલકથા, નવલિકા, નાટક, સંગીતિકા, નૃત્યનાટિકા, નિબંધ, કવિતા—એ ઉપરાંત પોતાની આગવી સંગીત-પ્રણાલી, ચિત્રકલા. આથી જ ફરી વાર કહું છું કે એમની પ્રતિભાનો મુખ્ય ગુણ અજસ્રતા. એઓ વૈરાગ્યના નહીં, ઐશ્વર્યના જ સદા પુરસ્કર્તા રહ્યા છે.

રવીન્દ્રનાથની કવિતાનો સૌથી ઘનિષ્ઠ સંબંધ પણ પ્રકૃતિ સાથે છે. પ્રકૃતિમાં કાલાતીત એવી સનાતનતા રહેલી છે. પ્રકૃતિ સાથેના નિબિડ અપરોક્ષ સંબંધને રવીન્દ્રનાથ પોતાની ચેતનાને એ કાલાતીત બૃહત્ સાથે સંપૃક્ત કરી દે છે. એમની ક્ષણ શાશ્વત તરફ ઉન્મુખ બનેલી હોય છે. ક્ષણનો શાશ્વતતા તરફનો વળાંક, એની ભંગિમા એ એમની કવિતાની મનોહર મુદ્રા આંકી દે છે. 'શેષસપ્તક'માં ઘણી બધી કવિતા છે, જેમાં કવિ વ્યક્ત રની તુચ્છ લાગતી ઘટનાથી શરૂઆત કરીને એકાએક આપણને વિશાળ ફલક પર મૂકી દે છે. નાનું સરખું સંવેદન પણ શાશ્વતની ઝંકૃતિ મૂકી જાય છે.

વાલ્મીકિ અને કાલિદાસ પછીથી ઘણે લાંબે ગાળે આપણા દેશની પ્રાકૃતિક છબીને આપણી આગળ સાકાર કરનાર કવિ આપણને મળ્યો. પ્રકૃતિ વર્ણનને શોભાની ટીપકી રૂપે રવીન્દ્રનાથ વાપરતા નથી. પ્રકૃતિના અંતરંગ

સાથે આપણા અંતરંગનો ઘનિષ્ઠ સંબંધને એઓ ભારે સૂક્ષ્મતાથી પ્રકટ કરે છે, પ્રસ્તુત અને અપ્રસ્તુતનો સંબંધ જોડતા એઓ સાથે સાથે આપણને અગોચર એવી આપણી ભાવસૃષ્ટિનો મોટો ખણ્ડ પણ ભેગો જોડી દે છે. કાલિદાસનો વારસો લઈને એઓ આગળ ચાલ્યા છે. આપણા દેશની આખી કાવ્ય પરમ્પરાને આત્મસાત્ કરીને એમણે પોતાનું વિશિષ્ટ ઉપજાવ્યું છે. એ વિશિષ્ટ શું છે?

ક્ષણને શાશ્વતની અમૃતરેખા રૂપે ઉપસાવી આપવી, એ એમનો વિશેષ છે, એમ નિઃસંકોચપણે કહી શકાય. એમની કાવ્ય રચનાના સંદર્ભમાં એક પ્રકારનું, સૃષ્ટિના આદિ પ્રભાતનું વાતાવરણ છે. એમાં વ્યાપ્તિ છે, જટિલતા નથી; નિબિડતા છે, અસબ્બદ્ધતા નથી આથી આધુનિક કવિતાના બહુમુખી વિકાસથી અભિજ્ઞ તદ્વિદને કેટલીક વાર એમની કવિતાની આ એક સૌથી મોટી મર્યાદા લાગે છે. પ્રકૃતિ સાથેના કવિના સંબંધમાં વ્યાઘાત-સંઘાતની સંભાવના નથી. પણ આપણે આપણી અંદર જ કેટલા વિચ્છિન્ન અંશોને લઈ ને જીવીએ છીએ! આપણી અંદર ચાલી રહેલા મહાભારતનો કોઈ નિષ્કર્ષ નથી. એનો ઓગણીસમો દિવસ હજુ ઊગ્યો જ નથી. ચેતના, અવચેતનાના નિમ્નતમસ્તર પહોંચીને, એના મૂક અન્ધકારના હાર્દને તાગીને સ્ફટિકકઠિન કલ્પનો ઉપજાવવાં, એ અનાજકતાના ઉદ્દામ લયને પકડીને ભાષાને ચકાસી જોવી—આવું કશું રવીન્દ્રનાથે કર્યું નથી આથી એમની કવિતાને જાણે આપણા યુગ સાથે નાડી સંબંધ છે જ નહીં.

## ૪

રવીન્દ્રનાથની કવિતા રૂપમાંથી અરૂપમાં સરી પડવાના સન્ધિસ્થાને રચાય છે. ગતિ, વ્યાપ્તિ અને સંહતિ–એ ત્રણ પગલાં પૈકીનું છેલ્લું એઓ કદાચ સિદ્ધ કરી શક્યા નથી. ગતિ સંગીત ઉપજાવે છે. એમની પ્રારંભિક રચનામાં સંગીતતત્ત્વનું પ્રાધાન્ય છે, અલંકારપ્રચુરતા છે. પ્રાતઃકાળે અન્ધકારમાંથી અરુણિમાની પ્રથમ ટશર ફૂટે છે, ત્યારે એ આખી સૃષ્ટિને સ્પન્દન કરી દે છે: વૃક્ષને પર્ણે પર્ણે, જળને તરંગે તરંગે, ભૂખંડે ધરતીને ઝૂંપડે છાપરે એ લખલૂટ અલંકાર વેરે છે.

રવીન્દ્રનાથની પ્રારંભની કવિતામાં આવી પ્રાતઃસમયની અલંકારપ્રચુરતા છે, પણ કવિ પોતે જ એનાથી અકળાઈ ઊઠ્યા છે, પોતાની કવિતાને 'જેમન આછો તેમનિ એસો, આર કોરો ના સાજ' એમ કહીને નિરાભરણ અવસ્થામાં જ પ્રકટ થવાનું એમણે કહ્યું છે. 'નૈવેદ્ય'માં પણ આનું સૂચન છે. આ નરી નિરાભરણતા એમની કાવ્યરચનાના અન્તિમ પર્વે પ્રકટ થાય છે. ત્યારે ગતિ સંહતિની દશાને પ્રાપ્ત કરવાની અણી પર હોય એવું લાગે છે. અન્ધકારભર્યા ઓરડામાં મૂકેલા ઘીના દીવાની પાતળી જ્યોત આજુબાજુના અન્ધકારને જે તીક્ષ્ણતાથી કાપીને તેજવર્તુળ કોરી કાઢે છે, તે તીક્ષ્ણતાથી કવિ કાવ્યનો સંદર્ભ રેખી દે છે.

'શિવલેખા'માંની 'સૂની ખુરશી'વાળી કવિતા જુઓ કે 'રોગશય્યાય'માંની અન્તિમ કવિતા જુઓ : ઘર બપોરવેળાએ સૂનું સૂનું છે. એક બપોરની આ શૂન્યતા કવિના જીવનની સુદીર્ઘ શૂન્યતાનાં ભુવાળને જાગ્રત કરી દે છે,ને એને માટે ઉપકરણ રૂપે ઘરમાં પડી રહેલી સૂની ખુરશી જ કવિએ પસંદ કરી છે. તેની જ રીતે બીજી કવિતામાં રોગીને બપોરની તન્દ્રામા દુઃસ્વપ્ન આવે છે. પગ નીચેથી પૃથ્વી સરી જાય છે, ભયથી વ્યાકુળ એ બંને હાથે શૂન્યને ઝાઝી પડવા જાય છે, ત્યાં જાગી પડે છે. જાગીને જુએ છે તો પાસે બસીને એક નારી શાન્તિથી પશમ ગૂંથે છે. એની આ મુદ્રામાં અમોઘ શાન્તિનું સમર્થન છે.

૫

રવીન્દ્રનાથ દૂરતાને સૌન્દર્યનું અનિવાર્ય અંગ ગણે છે. આથી જ 'સેંજુતિ'મા એમણે કહ્યું છે કે દૂરની નીલિમાની ભાષા મારી શિરાએ શિરાએ રણઝણી ઊઠી છે. સ્થળની વ્યાપ્તિ અને સમયની શૂન્યતા આ બંને દૂરતાની અનુભૂતિને તીવ્ર બનાવે છે. આ તીવ્રતાને માટેનું ઉદ્દીપન એક આછા શા સંવેદનમાં, એક લુપ્ત થઇ જતી ક્ષણમા રહ્યું હોય છે. એને માટે કશું વિપુલ પરિમાણ કવિને યોજવું પડતું નથી. દરેકે દરેક તૃણના ઉદ્ગમ સાથે વસુન્ધરા પોતાના 'ગોપન ઘર'નું દ્વાર

ખોલીને મરણશીલના વક્ષમાં ઢાંકીને રાખેલા અમૃતના પાત્રને બનાવે છે. આથી ધન્યતાની અનુભૂતિ થાય છે, પણ એ સ્પર્શાતીત હર્ષ શી રીતે કહેવો ?

પરમના સૂરે જ ચરમની પ્રતિકલા સિદ્ધ થાય, કવિની એ મહત્ત્વાકાંક્ષા છે. આ 'ચરમ'ની વિરાટ છબિ ઘણીવાર એક બે પંક્તિમાં કવિ સ્ફુટ કરી આપે છે. કોઈકની આંખને ખૂણે અસીમનો ઈશારા દેખાય છે, તો કોઈનાં ચરણની ગતિ અમરાવતીના નૃત્ય નૂપુરની ઝંકૃતિથી મનને વિહ્વળ કરી જાય છે. બારણાંમાંની ચમેલીની ઉદારતા, શીમળાનું પાગલપણું આ બધું કવિને ઋણી બનાવે છે, એમનાં દેહ, પ્રાણ મનને એ અનાદિકાળની માયાથી ભરી દે છે. બકુલની શાખાની ફૂલ પ્રકટાવવાની જે રાગિણી, નિષ્કારણ સેવારા મારતી સમડીનો ઉડ્ડયન આવેગ—આ બધું કવિના રક્તને આદિમ લયથી હિલ્લોલિત કરી મૂકે છે, ને એક વિપુલ અનુભૂતિ, ઊંડે ઊંડેથી વિસ્ફુરિત થતી આનન્દમય દ્યુતિ, પરમના સૂરે ગવાતી ચરમની ગીતિકા, પુષ્પિત ફાગણના ગન્ધનો છન્દ બધું કવિચિત્તમાં એકાકાર થઈ જાય છે.

આવા જ કશાક છન્દે, કેવળ 'ચાલવાના નશાથી મત્ત બનેલા મહાકાળની છબિ કવિ આપણને બનાવે છે. કવિ કહે છે કે આ મત્તના જ વિશ્વનું આદિ ઉપાદાન છે. સવાર વેળાએ ચણ ચણવાને આવતા પંખીની ચટુલતામાં આદિકાળના એ આનન્દનો જ નૃત્યવેગ કવિને

દેખાય છે એ કાઈ એક નિમેષની સદ્ય ચચલતા નથી, એ તો અગણ્ય યુગની અતિ પ્રાચીન ચચલતા છે

સ્તબ્ધ અને સ્થિર ઊભેલો આમ્રો એની વૃક્ષ છાલની ઓથે સતાઇને આકાશદૂતની સાથે સદા સલાપ કરતો જ રહે છે બારણા પાસેના વાસરઘરની ફૂલશય્યામા પોઢેલાઓની ગોષ્ઠિના જેવુ એ છે તેથી જ તો ફાગણમા એક દિવસ એકાએક, ખાળી રાખેલુ હાસ્ય મોકળુ બનીને ગાજી ઊઠે તેમ, એનો આનદ ખળખળ કરતો મજરીએ મજરીએ મુખરિત થઈ ઊઠે છે આ આનન્દની ચચળતા જ કવિને ગભીર થવા દેતી નથી વાર્ધક્યમા પણ એમને ઝિઝોટી ખમાજના સૂર છેડતા સકોચ થતો નથી

આ અનિત્ય છતા શાશ્વતવાહી ચચળતામા જ કવિને અસીમની સ્તબ્ધતાનો અનુભવ થયો છે જ્યારે જ્યારે કવિને એમ લાગ્યુ છે કે એમની ભાષા ધુમ્મસની જડિમાથી અવમાનિત હેમન્તની સવારના જેવી બની ગઈ છે, ત્યારે ત્યારે વનસ્પતિની શ્યામચ્છાયામા બેસીને એમણે એને સહજ બનાવી લીધી છે

વૃક્ષ પરનો પલ્લવસ્તબક શાખાવ્યૂહની જટિલતાને ભેદીને જે રીતે નિર્બન્ધ અવકાશ પર જય મેળવવા આગળ વધે છે તે રીતે કવિ પણ સૂર્યોદયના મહિમાને માર્ગે અગ્રસર થવા ઇચ્છે છે લક્ષકોટિ નક્ષત્રો આકા

સમાં જે પ્રકાણ્ડ સુષમાને વહન કરીને કક્ષચ્યુત થયા વિના ગતિ કરી રહ્યા છે,. એનો છંદ જેમ તૂટતો નથી, તેમ કવિ પણ એ પ્રકાણ્ડ સુષમા સાથે છન્દ મેળવીને, કક્ષચ્યુત થયા વિના ગતિ કરવાનું ઇચ્છે છે. એમના કાવ્યની ગતિનું આ સાચું ચિત્ર છે.

રવીન્દ્રનાથની બહુમુખી પ્રતિભા વિશે વિસ્તારથી કહેવું અહીં પ્રસ્તુત નથી. અહીં તો એમનો જે વિશેષ છે તે તરફ જ રસિકોનું ધ્યાન ખેંચીને સન્તોષ માન્યો છે.



# નાટ્યકાર રવીન્દ્રનાથ

—પ્રભુ ગુહઠાકુરતા

નાટક વિષેના રવીન્દ્રના અભિમતનો આપણા ચીલા ચાલુ પ્રણાલી સાથે મેળ ખાતો નથી. આધુનિક રંગમંચની નૂતન વ્યવસ્થાનો વિચાર કરતાં એ ખાસ ઉપયોગી પે નથી. કારણ કે નાટકની અંદરના ઘાત-પ્રતિઘાત કરતાં તેમનો ઝોક ગીતધર્મ પ્રતિજ વિશેષ છે. તેઓ નાટકની સાંગીતિક સંભાવનાને જ પ્રકાશમાં આણવા ઇચ્છે છે; નાટકની બીજી બધી બાજુઓ તરફ એટલું ધ્યાન આપવા તૈયાર નથી. 'વાલ્મીકિ પ્રતિભા' (૧૮૮૧)થી શરૂ કરી 'રક્તકરબી' (૧૯૨૬) અને 'મુક્તધારા' ૧૯૨૩-માં આજ મુખ્ય વાત છે. અલબત્ત, આરંભનાં નાટકોમાં જ તેમની નાટ્યપ્રતિભાનુ મૂળસૂત્ર જોવા પામીએ છીએ. 'પ્રકૃતિરપ્રતિશોધ'(૧૮૮૪,)' રાજા ઓ રાણી' (૧૮૮૯) 'ચિત્રાગદા (૧૮૯૨) અને તેમનાં પ્રતીકાત્મક નાટક 'ડાકઘર' (૧૯૧૨) તથા 'ફાલ્ગુની' (૧૯૧૬)-માં તેમણે નાટક પરીક્ષણનો જે માપદંડ રાખ્યો છે, તેનો આભાસ તેમનાં પ્રથમ નાટકોમાં જ પ્રાપ્ત થઈ જાય છે.

પ્રથમ તો, રવીન્દ્રના નાટ્ય–ચિત્તનો પરિચય આપવો જરૂરી છે. પિરાન્દેલોએ કહ્યું હતુંઃ ' Drama is action,

sir, action, not confounded philosophy'—આ વાત રવીન્દ્રનાથનાં નાટક પરત્વે પ્રયોજ્ય નથી. રવીન્દ્રનાથનાં નાટકના મૂળમાં હૃદયાવેગ છે, ઘટનાઓના ઘાત-પ્રતિઘાત નથી. એકવાર વસ્તુ હાથમાં આવી જતાં તેમનાં નાટકોનાં આંગિક અને પ્રસંગ—બંને દિશાઓ સ્પષ્ટ સમજાઈ જાય છે.

ભૂતકાલીન તથા વર્તમાનના બીજા બધા લેખકોની તુલનામાં રવીન્દ્રનાથે જો કે સૌ કરતાં વિશેષ બહુમુખી પ્રતિભાનો પરિચય આપ્યો છે, તો પણ રવીન્દ્રનાથ પ્રધાનતઃ ગીતિ-કવિ છે; તેમના ગ્રંથોમાં જેટલાં ગીતો છે (આશરે ૨૦૦૦ હજાર) તેનાથી કૈં કેટલાયગણું વિશેષ તેમના ચિત્તમાં છે. આ દિશાએથી જ તેમની નાટક-રચના પોતાને પંથે આગળ વધી છે; અને આ પથ પ્રચલિત બંગાળી નાટ્યકારોનો પથ નથી.

રવીન્દ્રનાથે સ્વતંત્રપણે નાટકો લખ્યાં છે ને જાતે ભજવ્યાં પ છે. સાધારણ પ્રેક્ષકો માટે તેમણે લખ્યાં નથી; બલ્કે પોતે જ પોતાની એક નવી સૃષ્ટિ પેદા કરી છે. પરંતુ તેમની નાટ્યપ્રતિભાનો પ્રધાન પરિચય તો નાટકોની સાંગીતિકતામાં જ મળે છે.

બાળપણથી જ ગીતની આબોહવામાં તેઓ ઊછર્યા છે અને ગીતની આબોહવામાં જ તેમણે નાટક લખવાં શરૂ કર્યાં છે; અને આજ પર્યંત તેમનાં નાટકો આ સાંગીતિક ભાવાવેગના પથે જ સવિશેષ અગ્રસર થયાં

છે. નાટકની અંદરના ઘાત-પ્રતિઘાતને તેમણે ગીતમાં પરિણત કર્યા છે. અને તેમની સમસ્ત શક્તિ, કથયિતવ્ય, ઉપમાની દક્ષતા,— બધાનો ઉદ્દેશ આ એકજ રહ્યો છે. આ કારણે જ તેમના નાટકનાં અધિકાર લક્ષણ તેમની પોતાની જેમ કવિ-લક્ષણ જ છે—કવિના પોતાના જીવનના આદર્શો જ તેમને હાથે નાટયરૂપ પામ્યાં છે તેથી તેમનાં નાટકમાં ગીત અહીંતહીં વેરાયેલાં હોય છે.

આ તો થઈ ગીતની વાત.

હવે તેમનાં દર્શન-ચિંતનની આલોચના કરવી રહી: જીવનને તેઓ કેવી રીતે જોવા ઈચ્છતા હતા? 'જીવનસ્મૃતિ'માં તેમણે 'પ્રકૃતિનો પરિશોધ' બાબત લાંબી આલોચના કરી છે. કારણ કે તેમને મતે પ્રકૃતિનો પરિશોધ જ તો તેમનાં સમસ્ત લખાણો સમજવાની ભૂમિકા છે. તેઓ કહે છેઃ સમસ્ત લેખનની મૂળ સમસ્યા સીમા (સાન્ત)ની અંદર અસીમ (અનંત) ની પ્રાપ્તિ કરવી, એ છે. જે સમયે તેમનાં કાવ્યમા જીવનદેવતાની વાણી રૂપ ધારણ કરવાનો આરંભ કરતી હતી, આ તે સમયના તેમના પ્રથમ નાટકો છે. સૃષ્ટિમાં વિશ્વશક્તિની લીલા—એ જ બની તેમની વાણી; અને એ વાણી ચરમ પ્રકાશ પામી તેમના પ્રથમ નાટકોમા. દૃષ્ટાન્ત રૂપે 'શારદોત્સવ', 'અચલાયતન' અને 'ડાકઘર'. આ નાટકો સર્વસાધારણ નાટકોના માપદંડથી માપી શકાય એમ નથી; કારણકે આ નાટકોની મૂળ પ્રેરણા

સૌંદર્યબોધ છે, અને સૌંદર્યબોધના દૃષ્ટિએ જ એનો વિચાર કરવો જોઈએ આ ઘટનાપ્રધાન નાટક નથી જ — અંતર્નિહિત ચિંતનધારા જ તેમનું સર્વસ્વ છે આધુનિક યુરોપી નાટકોમાં પણ આ પ્રકારની રચના જોવા મળે છે દા ત હોપ્ટમાનનું Hanneles Himmelfahrt, સ્ટ્રિન્ડબર્ગનું Dream Play, મેટરલિંકનું Blue Bird, અને ઈબ્સનનું When We Dead Awaken રવીન્દ્રનાથના પ્રતીકી નાટકના પ્રધાન લક્ષણો એટલા રક્તમાંસ ધારી માણસ નથી, જેટલા એ કવિની ચેતનાના પ્રતીક છે એ જાણે વિશ્વશક્તિના —સ્થૂળ જડજગતના નહિ, અધ્યાત્મ સૃષ્ટિના ક્રિયાશીલ અંશ છે આપણે એમ પણ કહી શકીએ કે, આ બધા રવીન્દ્રનાથના હાથની લીલાના પૂતળાં છે, અને એમની દ્વારા રવીન્દ્રનાથે પોતાનો ભાવાવેગ પ્રગટ કર્યો છે

અહીં રવીન્દ્રનાથનું અસીમ કૌશલ પણ એ જ છે કે, તેમની ચિંતનધારા નાટકના રસને ક્યાંય ખંડિત કરતી નથી આ ચિંતન ક્યાંય એવી રીતે નિર્દિષ્ટ થતું નથી કે જેથી કથાવસ્તુની ગતિને બાધા આવે આ પ્રથમ પણ પ્રતીકી નાટકોમાં, કેવા નાના નાના નાટ્યોચિત કૌશલ દ્વારા, જેમ એક બાજુ પ્રેક્ષકોનું કુતૂહલ કાયમ રાખી શકાયું છે, તેમ બીજી બાજુ, એક ચરમ પરિણતિ સુધી પહોંચી શકાયું છે

રવીન્દ્રનાથના પ્રતીકી નાટક 'ફાલ્ગુની'માં વળી

એ વધુ પરિણતિ પ્રાપ્ત થઈ છે આ નાટક કેવળ phantasy નથી એક વિસ્તૃત રૂપક દ્વારા અહીં એક બુદ્ધિગત સમસ્યા ઉપસ્થિત કરવામાં આવી છે 'ફાલ્ગુની' 'રક્તકરબી' અને 'મુક્તધારા'ના ગૂઢ અર્થ અતીન્દ્રિય છે હૃદય દ્વારા જ તેનો અનુભવ શક્ય છે કેમકે વિશ્વાસ–અવિશ્વાસની સમસ્ત સમસ્યાથી એ આપણને મુક્તિ આપે છે અહીં રવીન્દ્રનાથ હૃદયહીન યાન્ત્રિક સભ્યતાના તીવ્ર સમાલોચક તરીકે દેખાય છે 'રક્તકરબી' આનો શ્રેષ્ઠ પરિચય કરાવે છે જડવાદી સમાજમાંની હૃદય-હીનતાની સામે આ તીવ્ર કટાક્ષ પણ તીક્ષ્ણ બની શક્યો નથી એનું એકમાત્ર કારણ રવીન્દ્રનાથનો આશ્ચર્યપૂર્ણ સુકુમાર રસબોધ છે રવીન્દ્રનાથના વિશ્વજનીન આવેદનમાં તેમનું કૌશલ એ વાતમાં જ રહેલું છે કે તેમણે બોધશક્તિ અને અનુકંપાનું આપણું જગત અનેકગણું વિસ્તારી આપ્યું છે એપરના સ્ફૂર્તિની ધારામાં, મુક્તવાયુ-વિહારી મુક્તમાનવીની સૌરભમાં સંસ્કૃતિની નિષ્ઠુરતાને તેમણે હળવી કરી છે અને એને માટે તેમણે ભવ-ભ્રમણ્યા સહજ–કવિનું સર્જન કર્યું છે 'ફાલ્ગુની'નો બાઉલ, 'રક્તકરબી'નો વિશુ પાગલ, 'શારદોત્સવ'નો ઠાકુરદાદા, 'અચલાયતન'નો દાદાઠાકુર—આ બધા આ ભવભ્રમણ્યાના જ વિવિધ રૂપો છે એમનામાં એક પ્રકારનો અલગારી ભાવ અને એમના અંતરમાં ગંભીર જીવન પ્રતિની ઘોર વિતૃષ્ણા જોવા મળે છે સભરત

એ બધા જ રવીન્દ્રનાથની કવિ સત્તાના જ એક અંશ છે, કારણ કે તે બધાં જ યૌવનની દીપ્ત ઉદ્દીપના અને સહજ આનંદમાં ઉજ્જ્વલ છે – જે ઉજ્જ્વલના અજસ્ર ગીતોમાં પ્રકાશ પામી છે.

૧૯૪૧ ] [ અનુ: ભોગીલાલ ગાંધી



# સંગીતકાર રવીન્દ્રનાથ

—હિમાંશુકુમાર દત્ત

સુરકાર (composer) તરીકે રવીન્દ્રનાથનુ મહત્ત્વ આપણે બહુ ધીમે ધીમે સમજતા થયા છીએ, અને દિવસો જશે તેમ તેમ, વધુ ને વધુ સમજતા થઈશુ થોડાક સમય પૂર્વે, સગીત ઉસ્તાદોની મડળીમા રવીન્દ્રસગીત સબધી કૈક અસહાનો જ ભાવ હતો, પરતુ આજે હવે ઉસ્તાદો પણ કઈ નહિ તો બોલવામા તો, રવીન્દ્રસગીતનુ વૈશિષ્ટ્ય સ્વીકારતા થયા છે રવીન્દ્રનાથના આરભકાળના ગીતો કોઈ ને કોઈ વિખ્યાત હિદી ગીતોના અનુકરણમા અથવા તો પ્રચલિત રાગરાગિણીને અનુસરતા હતા—ત્યા સુધી તેમની આગવી સુર-સૃષ્ટિ પ્રગટી ન હતી પરતુ પ્રચલિત સુરના ગુચળામા અટવાઈ ન જતા તેમણે ક્રમે ક્રમે નૂતન અને નિજસ્વ સુરસૃષ્ટિ પ્રગટ કરવા માડી હતી ત્યારથી માડી આજ સુધી તેમની સુર-સૃષ્ટિનુ વૈશિષ્ટ્ય વધુ ને વધુ સ્પષ્ટ રૂપે પ્રગટ થયુ છે

રવીન્દ્ર-સગીતની આ વિશેષતા શી છે?

બગાળમા બાઉલ અને ઉત્તર ભારતમા ભજનના સગીતમા જે વિશેષતા છે, એ રવીન્દ્રનાથમા પણ છે સાધુસતો ભાવાવેશમા આવી પ્રચલિત સુરથી વિમુક્ત

થાય છે, છતાં તેમના સ્વાભાવિક સૌંદર્યબોધને કારણે એ વિસ્મૃતિ સુદ્ધાં કેવળ મધુર બને છે. એટલું જ નહિ, જનસાધારણે એને અપનાવી લીધાં છે, અને તેમને સ્થાયિત્વ પણ પ્રાપ્ત થયું છે.

સંગીતનો ઝરો અંતરના ઊંડાણમાં છે. રવીન્દ્રનાથ અંતરધને એટલા ધનિક છે કે નિત્ય નૂતન સૂરનો ઝરો તેમના અંતરમાં ફૂટયા જ કર્યો છે.

વિખ્યાત ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાંએ કેટલાય નવા રાગની રચના કરી છે, તેમા હેમંત રાગ ખૂબ પ્રખ્યાત છે. આ અતિ શાન્ત રસાત્મક રાગ છે. તેમણે આપણા દેશના પ્રચલિત પુરાણા ધ્રુપદરાગના સોહિણી રાગની સાથે રિખાબ અને પંચમ (અવરોહણમાં) જોડી દઈને આ રાગનુ સર્જન કર્યું છે જેમણે રવીન્દ્રનાથનું 'આધેક ઘુમે નયન ચૂમે' ગીત સાંભળ્યું છે તેઓ સૂરનુ વિશ્લેષણ કરતાં જોઈ શકશે કે, તેમા એજ હેમંત રાગ રવીન્દ્રનાથની અનુકરણીય આગવી ભંગીમા ચમકી ઊઠયો છે ઉસ્તાદ અલ્લાઉદ્દીનખા રાગ, રાગિણી, મેળ, જાતિ, આરોહ, અવરોહ, વાદી, સંવાદીની વિચારણાને અંતે જે સૃષ્ટિ સર્જે છે, તે જ સૃષ્ટિ રવીન્દ્રનાથે અત્યંત સહજ સૌંદર્યાનુભૂતિ દ્વારા સર્જી છે.

યુરોપીય સંગીતમા D Major keyમા બે કડી (Sharp) નો ઉપયોગ કરવો પડે છે. આપણા ભારતીય સંગીતમા કલ્યાણ ઠાટમા એક જ કડીનો વ્યવહાર થાય

છે રવીન્દ્રનાથના 'આમાર એકટિ કથા' એ ગીતમાં તેમણે પાસે પાસે એ રિખાબ ગાયા છે આ બન્ને રિખાબમાની કોમળ રિખાબ બાજુ કંઈ નથી, પણ D Major key–ની 'સી' કડી (C sharp) છે યુરોપીય સંગીત પદ્ધતિનો આ પ્રયોગ અહી પૂર્ણપણે સફળ થયો છે

રવીન્દ્રનાથના વિખ્યાત બાઉલ ઢંગના સૂર 'કબે તુમિ આસબે બ'લે' અને વિખ્યાત ભાટિયાળી સૂરનુ ગીત 'ગ્રામ–છાડા એઈ રાંગા માટિર પથ' આ બન્ને ગીતમાં આ–આ આ એવો જે તાન છે, તેમાં સ્વરોચ્ચારણ સંપૂર્ણ યુરોપીય પદ્ધતિને અનુસરે છે ઘણા એમ કહી શકે કે બાઉલ–ભાટિયાળીની સાથે યુરોપીય ઢંગનુ મિશ્રણ હાસ્યકર ગણાય, પરંતુ આ બેઉ ગીતો ધ્યાન દઈ સાંભળ્યા પછી સમજાય છે કે અહીં તો આ મિશ્રણનુ ફળ અત્યંત સુંદર આવ્યુ છે આ પરથી એ વાત સ્પષ્ટ થાય છે કે જો નિપુણ હાથે સંપૂર્ણત વિરોધી વસ્તુઓનું ય મિશ્રણ થાય, તો તેમાંય સૌંદર્ય પ્રગટી ઊઠે

ઉપરના ઉદાહરણોથી એ વાત સમજાય છે કે, રવીન્દ્રનાથ દેશી અને વિદેશી પ્રભાવ પોતાનામાં અંદર સંપૂર્ણ પણે ગ્રહણ કરીને, આબાદ સમન્વય સિદ્ધ કરે છે તેમના સૂરના અભિનવત્વ પાછળ આ જ રહસ્ય રહેલુ છે બાળપણથી તેમણે પોતાના જ ઘરમાં મોટા મોટા દેશી ઉસ્તાદોના ગીત સાંભળ્યા હતા, ઉપરાંત એમના પરિવારમાં

યુરોપીય સંગીત પણ પ્રચલિત હોઈ, બાળપણથીજ ત્યારે તેને અભ્યાસ હતો ઉપરાંત બાઉલ–ભાટિયાળી વગેરે ગામડાના પોતાના સૂરો સાથે ખૂબ અંતરંગભાવે પરિચિત થવાનો ય સુયોગ તેમને મળ્યો હતો આ ત્રણે સ્રોતનો ત્રિભેટો થયો છે રવીન્દ્રનાથના કવિચિત્તમાં તેમના મનના રસાયણમાં સમાઈને રૂપાંતરિત થઈને જે પ્રગટ થયું છે, તેને આપણે આજકાલ રવીન્દ્ર સંગીત એવું નામ આપીએ છીએ રવીન્દ્રસંગીતમાં આ ત્રણે ધારામાંથી એકે સ્પષ્ટ બની બહાર આવતી નથી, છતાં પ્રચ્છન્ન ભાવે એમાં આ ત્રણે ધારાઓ રહેલી છે અહીં જ તો આપણને રવીન્દ્રનાથની પ્રતિભાનો પરિચય થાય છે ભિન્ન ભિન્ન સ્રોતમાંથી પ્રેરણા લીધી છે, એટલા માટે તો એમના સૂર આટલા વિસ્મયકર છે ઉપરાંત, એમના ગીતોના સૂરોની વિવિધતા ય એટલી બધી છે કે કોઈ ભારતીય સૂરકારની રચનામાં આજ પર્યંત એટલી જોવા મળી નથી

આપણે જરૂર એમ કહી શકીએ કે રવીન્દ્રનાથ જ પ્રથમ ભારતીય composer છે સદારંગ વગેરે સૂરકારોને, યુરોપીય આદર્શ અનુસાર, composer કહી શકાય નહિ, કારણકે તેઓ એમની સૂર–સૃષ્ટિને નિર્દિષ્ટભાવે ચોક્કસ સ્વરૂપમાં બાંધી ગયા નથી આજે તો એમણે રચેલા સૂર એટલા ભિન્નભિન્ન અને વિકૃતરૂપે આપણને સાંભળવા મળે છે કે એમનું યથાર્થ મૂલ્ય આંકવું જ અશક્ય છે આને માટે આપણી દેશી ગાયકી પદ્ધતિ જવાબદાર છે

રવીન્દ્રનાથે જ સર્વપ્રથમ આ 'ગાયકી' પદ્ધતિમાં પરિવર્તન કર્યું છે. આપણા દેશમાં તેમણે જ પ્રથમ એ વાત ભારપૂર્વક રજૂ કરી કે, સુરકારની સૃષ્ટિ નિશ્ચિત અને અપરિવર્તનીય હોવી જોઈએ; એમાં એક વાળ જેટલો ય ફેરફાર કરવાનો અધિકાર કોઇ પણ ગાયકને નથી. composer નું પ્રથમ લક્ષણ જ સુરના નિશ્ચિતરૂપ ઉપર આ પ્રકારે ભાર મૂકવામાં રહેલું છે. કવિએ રચેલી કવિતા જેમ સંપૂર્ણ અને અપરિવર્તનીય વસ્તુ છે, એના ગમે તેવડા મોટા ભક્ત-પાઠકનેય પોતાની ઇચ્છા મુજબ તેમાં ફેરફાર કરવાનો લેશમાત્ર અધિકાર નથી — તે વાત આપણા દેશના સુર-સંગીતમાં પ્રથમવાર દાખલ કરનાર રવીન્દ્રનાથ જ છે. × × ×

૧૯૪૬ ]

[ અનુ – ભોગીલાલ ગાંધી



યુરેપીય સંગીત પણ પ્રચલિત હોઈ, બાળપ
તેનો અભ્યાસ હતો ઉપરાત બાઉન–ભાટિયાલ
ળના પોતાના સૂરો સાથે ખૂબ અંતર ગભાવે પાં
ય સુયોગ તેમને મળ્યો હતો આ નવો સ્રોત
છે રવીન્દ્રનાથના કવિચિત્તમાં. તેમના મ
ળસાઈને રૂપાતરિત થઈને જે પ્રગટ થયું
આજકાલ રવીન્દ્ર સંગીત એવું નામ
રવીન્દ્રસંગીતમાં આ નવો ધારામાંથી
બહાર આવતી નથી, પણ પ્રત્યક્ષ
ધારાઓ રહેલી છે અહીં જ તો એ
પ્રતિભાનો પરિચય થાય છે ભિન્ન
પ્રેરણા લીધી છે, એટલા માટે તો,
વિસ્મયકર છે ..ઉપરાત, એમના ગીત
ય એટલી બધી છે કે કોઇ ભારતી
આજ પર્યંત એટલી જોવા મળી ન
આપણે જરૂર એમ કહી શ
પ્રથમ ભારતીય composer છે સ
યુરોપીય આદર્શ અનુસાર, com
કારણકે તેઓ એમની સુર–સૃષ્ટિને
સ્વરૂપમાં બાંધી ગયા નથી આજે તે
એટલા ભિન્નભિન્ન અને વિકૃતરૂપે
મળે છે કે એમનું યથાર્થ મૂલ્ય આક
માટે આપણી દેશી ' ગાયકી પદ્ધતિ

સાહિત્યિક સરમુખત્યારમાં અમે કાંટા જેવાં, બાણ જેવાં, ભાલાની અણી જેવાં સીધાં અને તીક્ષ્ણ સર્જનોની અપેક્ષા રાખીએ છીએ; પોચાં ફૂલ જેવાં નહિ, વિદ્યુતના ઝબકાર અને જ્ઞાનતંતુઓનાં ખેંચાણની વેદના જેવા, ગોથિક દેવળ જેવા વીંધી નાખતાં અને અણીદાર, મસ્જીદના ગોળગોળ ઘુમ્મટ જેવાં નહિ; આત્મ સંતોષી નહિ પણ શાસક-વૃત્તિના; પછી ભલે તે સરકારી મંત્રાલય કે શણની મીલ જેવા બેડોળ લાગતા !× × × × × સંગીત-રૂપોની આ ઈન્દ્રજાળમાંથી છૂટીને ચાલો, આપણે નોખા ગાઈએ. જેને માટે ટાગોરને સાહિત્ય માટેનું નોબેલ ઈનામ મળ્યું અને બંગાળના હયાત કવિઓમાં શ્રેષ્ઠ હોવાની પ્રતિષ્ઠા મળી, એ ગીતો માટે ટાગોર યોગ્ય રીતે જ ‘ સંગીતની ઈન્દ્રજાળ ’ એવો શબ્દ વાપરે છે. આ પ્રયોગ એમની કલાને વર્ણવતો નથી— બલ્કે એથી તદ્દન સામા છેડાનો ઠરે છે—અને આમ અચાનક અલિપ્તતા કેળવ્યા વિના તેઓ કદાચ ભારતના પ્રથમ આધુનિક કલાકાર ન થઈ શક્યા હોત.

ટાગોરના ચિત્ર-વિષયો બહુ તાત્પર્યયુક્ત હોતા નથી. રાક્ષસી આકૃતિઓ તરફના એમના ઝોકનું ચિત્ર એમની શૈશવની સ્મૃતિઓ પરથી આંકી શકાય, જ્યારે એમના કુટુંબમાં વપરાતી, પીવાના પાણીની મહાકાય કોઠીઓમાથા ‘રહસ્યમય વસ્તુઓ’ ના લબકારા એમને ભય પમાડતા; પશુઓ એમની કલ્પનાને લીધે એમને આકર્ષતા

# રવીન્દ્રનાથનાં ચિત્રો

—ડબ્લ્યુ જી. આર્ચર

૧૯૨૮ માં જ્યારે રવીન્દ્રનાથ ટાગોરે ચિત્રો કરવાં શરૂ કર્યાં ત્યારે તેઓ લગભગ ૬૭ વરસના હતા. એમનાં શરૂઆતનાં રેખાંકનો તો હસ્ત પ્રતોની છેકછાક જ હતી, જેને પાછળથી તેમણે 'ગોંડિયાઓ' તરીકે ઓળખાવ્યા—પણ ૧૯૨૮ થી ૧૯૩૦ ના ગાળામાં ઇચ્છાપૂર્વક એમણે પોતાના વ્યક્તિત્વનાં અચેત થરોને તાગવા માંડયા અને એમનાં સંયોજનોએ અંતવેળાએ આકસ્મિક અણુધાર્યાં વિષયો જેવું રૂપ ધરવા માંડયું. આપણે આ બે પ્રક્રિયાઓનો ભેદ પાડવો જોઈએ - સ્વરૂપ—કે જે મૂળરૂપે ફરજ પાડતું આવ્યું, અને વિષય—જે આખરે ઊપસી આવ્યો.

આ બન્ને સામાન્ય રીતે જુદાં જ છે અને એનું પરિણામ, તે મોટેભાગે સ્ત્રીઓ, પુરુષો તેમજ આસુરી તથા પશુ—જગત સાથે સંકળાયેલી છતાં ખુલ્લા આક્રોશના ભાવને અભિવ્યક્ત કરતી કલા. આ આક્રોશ વિષયપ્રતિ ખેંચાયેલો નથી, એતો એમની પ્રકૃતિ સાથે અવિભાજ્યપણે બંધાયેલી ઊર્મિ અને મનોભાવોની અભિવ્યક્તિ છે. ટાગોરની નવલનું એક પાત્ર કહે છે તેમ, નૂતન

સાહિત્યિક સરમુખત્યારમાં અમે કાટા જેવાં, બાણુ જેવા, ભાલાની અણી જેવાં સીધા અને તીક્ષ્ણ સર્જનોની અપેક્ષા રાખીએ છીએ; પોચા ફૂલ જેવા નહિ, વિદ્યુતના ઝમકાર અને જ્ઞાનતંતુઓનાં ખેંચાણુની વેદના જેવા, ગૅાથિક દેવળ જેવા વીંધી નાખતા અને અણીદાર, મસ્જીદના ગોળગોળ ઘુમ્મટ જેવાં નહિ; આત્મસંતોષી નહિ પણ શાસક-વૃત્તિના; પછી ભલે તે સરકારી મંત્રાલય કે શણુની મીલ જેવા બેડોળ લાગતા !× × × × સંગીત-રૂપોની આ ઈન્દ્રજાળમાંથી છૂટીને ચાલો, આપણે નોખા ગાઈએ. જેને માટે ટાગોરને સાહિત્ય માટેનું નોબેલ ઈનામ મળ્યું અને બંગાળના હયાત કવિઓમાં શ્રેષ્ઠ હોવાની પ્રતિષ્ઠા મળી, એ ગીતો માટે ટાગોર યોગ્ય રીતે જ 'સંગીતની ઈન્દ્રજાળ' એવો શબ્દ વાપરે છે. આ પ્રયોગ એમની કલાને વર્ણવતો નથી—બલ્કે એથી તદ્દન સામા છેડાનો ઠરે છે—અને આમ અચાનક અલિપ્તતા કેળવ્યા વિના તેઓ કદાચ ભારતના પ્રથમ આધુનિક કલાકાર ન થઈ શક્યા હોત.

ટાગોરના ચિત્ર-વિષયો બહુ તાત્પર્યયુક્ત હોતા નથી. રાક્ષસી આકૃતિઓ તરફનો એમનો ઝોક્નુ ચિત્ર એમની શૈશવની સ્મૃતિઓ પરથી આકી શકાય, જ્યારે એમના કુટુંબમાં વપરાતી, પીવાના પાણીની મહાકાય કોઠીઓમાંથી 'રહસ્યમય વસ્તુઓ'ના ભણકારા એમને ભય પમાડતા; પશુઓ એમની કદરૂપતાને લીધે એમને આકર્ષતા

—'મહામાય નારીની આબાધાઈ' 'એક ઘેલી હાથીઓ વિષે લખેલુ 'મને પકડો દેવની નથી, જાગે આકાશે' છે,' અને સ્ત્રીઓ પ્રત્યેનો એમનો રસ, એમના પ્રકૃતિનગરી પદ્ધતિને કાળો છે, જે એમની જ ભાગી કવિતા ભારોભાર દર્શાવે છે

જે ચિત્રોમા એમના આકારો સુગઠિત થયા તેમા આવી વસ્તુઓએ જરૂર અગત્ય ભજી હશે એમની સામાન્ય શૈલીમા (જે અત્યારે આપણો મુખ્ય વિષય છે—જો કે બીજી વસ્તુઓ પણ એટલી જ મહત્વની છે) વિકસતી જતી ભારતીય રાષ્ટ્રીયતાએ એક નોકઝન અને અને સ્પષ્ટ આક્રોશનુ રૂપ ધર્યુ છે આખી વીસમી સદી દરમ્યાન પરદેશી રાજ સામે ભારતનો અસંતોષ ઉગ્ર થતો જતો હતો અને રવીન્દ્રનાથ ટાગોરના ચિત્રોમાંય આપણે આઝાદીના બુલંદ અવાજનો અણસાર પામી શકીએ છીએ

આ તરજોરો દર્શાવે છે કે રવીન્દ્રનાથ ટાગોરની કલા શાથી આધુનિક ભારત સાથે ખાસ કરીને જડાયેલી છે પધ્ધતિની દષ્ટિએ તે, અચેત મનની ગોવમાથી ઉઘડી છે, અને જેમા બીજાઓની સાથે મુ ચ (Munch), ક્લી (Klee) અને પિકાસોનો સમાવેશ કરી શકાય તેમના મહા પ્રસ્થાનોના એક ભાગ જેવી જ છે છતા એના મૂળમા ભારતીય અભિવ્યક્તિ છે પ્રાચીન (ક્લા)

રૂપોના ચિહ્નો શોધવાનો આપણો પ્રયત્ન અહીં નિષ્ફળ જાય છે

એના ગુણો તો બીજા છે રેખાની તીક્ષ્ણતા, લયબદ્ધ સંયોજન, જ્ઞાનાત્મક પ્રતીક રચના —જેને રજપૂત ચિત્રો સાથે સંબંધ છે—અને એ રીતે પ્રણાલીને જીવતી રાખે છે અભિવ્યક્તિના આવા પ્રકારો ૧૯મી સદીમાં મૃતપ્રાય થઇ ગયા હતા ત્રીન્દ્રનાથ એમના વ્યક્તિત્વના પ્રભાવ અને આગના વર્ણનથી એ માટલી થઈ ગયેલા ફલામાં પ્રાણ પૂરી શક્યા કલાકાર નંદલાલ બોઝે કહ્યું છે –'આપણે પુનર્શિક્ષણ લેવું જોઇએ—કલાના મૂળભૂત સિધ્ધાંતોનું અને તે બીજું કોઈ કરી શકે તેમ નથી–સિવાય કે જે આપણી આંખ સામે જ એની આકૃતિઓ સર્જે છે, જેવું તે જ આપણા શાસ્ત્રીય મૂલ્યોને મૂઝવે છે જેવું ઓજસ્ કલાકારની પ્રશસ્તિની ફરજ પડે છે જો રવીન્દ્રનાથ આગ્રા અને સહારક લાગે તો એનું કારણ એ છે કે, તેઓ આપણે માટે નવી ધરતી ખેડે છે કે જેનાથી આપણા ભવિષ્ય પુષ્પાને એમના જોગા રસ-પ્રાપ્તિની નિગત થાય

૧૯૨૮થી ઘણા ચિત્રકારાએ મહત્ત્વના પ્રદાનો કર્યા છે એમાના કોઈની શૈલી ટાગોરના કાર્ય સાથે સરખાવી શકાય તેવી નથી આધુનિક ભારતીય કલાનું અસ્તિત્વ જ ટાગોરની મહાનતાના પ્રમાણરૂપ છે

અનુ ગુ મો શેખ ]

# રવીન્દ્રની ચિત્રકલા

— આનંદકુમાર સ્વામી

રવીન્દ્રનાથ ટાગોરનાં રેખાંકનોનું પ્રદર્શન વિશેષ રસપાત્ર છે કારણ કે તે સર્વપ્રથમ આપણી સમક્ષ આદિમિક યુગનાં લક્ષણોવાળી આધુનિક કલાના સાચકલા નમૂનાઓ રજૂ કરે છે. કોઈને આશ્ચર્ય પણ થતું હશે કે જે કલાકારો અને વિવેચકોએ ઘણા સમય મથી મથીને યુરોપીય સંસ્કૃતિના પ્રાથમિક યુગો, જૂનવાણી અને બર્બરયુગ જેવા કલા પ્રવાહોનું વધારે મૂલ્ય આંક્યું છે અને પ્રશંસા કરી છે, તેઓ આની સામે કેવી રીતે વર્તશે? શું તેઓ સાચી વસ્તુની પ્રશંસા કરી શકશે?

કારણ કે રવીન્દ્રનાથ એક મહાન અને વિત્ત કવિ છે. વિશ્વ નાગરિક છે. સ્વાનુભવે એમણે જીવનને પિછાણ્યું છે એશિયા–યુરોપના સાંસ્કૃતિક પ્રતિહાસના પરિચય માત્રથી, કવિની છેલ્લાં બે વર્ષની પ્રવૃત્તિના આ સર્જનો પણ ચિંતનમુક્ત અને આધિભૌતિક છે, તેવો નિર્ણય લઈ શકાય નહિ. એમાંથી કોઈ પણ જાતની ગુપ્ત આધ્યાત્મિક પ્રતીક રચના શોધવાનું પણ ગાંડુ જ મૂં ભરેલું ગણાય; એ છૂપા સંદેશાઓ કે કોયડાઓની જેમ ઉકેલવા માટે સર્જાયાં નથી. એને એમના ભત્રીજાઓ

અવનીન્દ્રનાથ અને ગગનેન્દ્રનાથ ટાગોરે શરુ કરેલી સાંપ્રત બંગાળ શૈલી સાથે કે બીજે ચાલતી એવી કોઈ સમકાલીન પ્રવૃત્તિ સાથે ચોક્કસ સંબંધ નથી. એ તો દેખીતુ જ છે કે કવિએ એમના લાંબા જીવનકાળ દરમ્યાન ઘણાં ચિત્રો જોયાં હશે; પણ એમના ચિત્રો જોતાં એવું જરાય લાગતું નથી કે એમણે એવું કાંઈ જોયું હોય. આ તો સાવ આગવી, મૌલિક, સાચે સાચી નિર્દોષ અભિવ્યક્તિ છે; ધવલકેશી અને પૂજનીય વ્યક્તિત્વમાં સ્થિત શાશ્વત યુવાકાળના અભૂતપૂર્વ પ્રમાણ રૂપ.

બાળક જેવું-પણ બાલીશ નહિ જેમ તમે બાળકના જગત-દર્શનને જોઈ આનંદ પામો છો તેવી જ રીતે આમાંનાં કેટલાંક સર્જનોથી તમે આનંદ પામો કે એની સામે હસો તે અનુચિત નથી, પણ એને ઉતારી પાડવા તે સંપૂર્ણ રીતે અયોગ્ય છે કેટલાક ચિત્રો જોઇને, એવું કહી શકાય કે કલાકાર 'કેમ દોરવુ તે જાણે છે,' પરંતુ આ કાંઈ હંમેશાં ગુણ નથી. જ્યારે આ જ્ઞાન દેખીતું હોય ત્યારે તેની પ્રશંસા કરીએ, અથવા તેની બધી કૃતિઓને લક્ષમા રાખી, તે દોરવાનુ જાણે જ છે, તે માટે તેની ટીકા કરીએ, ને યોગ્ય મૂલ્યાકન ન કહેવાય. હમણા હમણા તો આપણે આવા અકૌશલનો પંથ ઉભો થતો જોઇએ છીએ. જેમને દોરતા ન આવડતું હોય તેવા અજાણ્યા કલાકારોની કૃતિઓને ય વખાણવાનું આપણે જાહેર કર્યું છે, અને એ ઉપરાંત કલાની તાલિમ પ્રત્યેના

તેમના અનુગમામાં પૂરતો સૂર પૂર્યો છે. રવીન્દ્રનાથ તાલીમ કે કૌશલના અનુગમાથી પર છે. સીધે સીધું કહીએ તો, એમની પાસે એવું કશું નથી, અને એ (નહિ હોવાના) જ્ઞાનને લીધે તેઓ આપણી સમક્ષ તદ્દન અનુદાસીન ભાવે એમના સ્મતિયાળ દર્શનની સરળતા રજુ કરે છે, જેને આપણે ફાવે તેમ વાપરીએ. આની સાથે બીજો એક ગુણ એ છે કે, આ ચિત્રો જોતાં વેંત એની વિશિષ્ટતા દ્વારા તે ભારતીય જ લાગે છે. આ ગુણ, ચિત્રના સંયોજનમાં, સ્પષ્ટ લય-રચનામાં અને નિશ્ચિત રૂપોમાં વ્યક્ત થઈ સંતોષ આપે છે. આ રૂપો નિશ્ચિતતાનું સૂચન કરતાં નથી; તેઓ પોતેજ નિશ્ચિત-ચોક્કસ છે.

અને આ રીતે એને સાચા અર્થમાં 'રહસ્યપૂર્ણ' કહી શકાય. શિશુ સહજ સાદાઈ હોવા છતાં પુખ્ત અને આભાસી, તેમજ લાગણીવેડા દર્શાવતા અર્ધદગ્ધ રહસ્યધારીઓની કૃતિઓથી સાવ વિરોધી. વિલિયમ બ્લેઈકની કૃતિઓ સાથેનું સામ્ય સ્વાભાવિક જ સૂચવાઈ જાય છે, કારણ કે કુદરતમાં શોધી ન જડે એવી આકૃતિઓનો આવિર્ભાવ એની ભાનીગળ દશ્ય-કલ્પનામાંથી જ થયો હતો; તોય એનાં રૂપોમાં કુદરતી આકારો અને એની ચોકસાઈ ભારોભાર હતી. આ તુલના હજી આગળ લઈ જઈ શકાય, કારણ કે બ્લેઈકની મોટાભાગની (ચિત્ર) કૃતિઓ તે એક જાતની કવિતા પરની હાંસિયાનોંધ જ હતી, અને અત્યારે પ્રદર્શિત થયેલા રવીન્દ્રનાથ ટાગોરના

આ સ્વતંત્ર ચિત્રો પણ ખરેખર તો, તેઓ પોતેજ કહે છે તેમ, હાંસિયા અને લીટીઓની વચમા, હસ્તપ્રતમા ગોઠવતાં અને સુધારતા કરેલી, કલમની રમતનું જ એક વિકસિત રૂપ છે.

કવિ એમના ચિત્રોને વર્ણનાત્મક શિર્ષકો પણ આપતા નથી અને આપેય કેવી રીતે? એ ચિત્રો કાંઈ વસ્તુ વિષેનાં નથી, પણ આત્મ વિષયક છે. આ સંદર્ભમા કદાચ તેઓ એમની કવિતા કરતાં એમના સંગીતની વધુ નજીક છે. કવિતામા જ્યાં સુધી વિષય વસ્તુનો સંબંધ છે, કવિની પ્રમુખવૃત્તિ સંશોધકની નથી, પણ તેઓ રાષ્ટ્રીય કે જાતીય ( racial ) પ્રણાલિકાના ઊર્મિશીલ પ્રદર્શક છે, અને તેથીજ એમનાં વચનો કોઇ બીજી મેવાવાત વ્યકિતના કરતા વધારે સચોટ રીતે આધારભૂત અને તાત્પર્યયુકત છે. એમની કવિતા એમની મહાનતા સ્થાપન કરે છે. પણ એમના વ્યકિતત્વનું કશું પ્રગટ કરતી નથી પરંતુ ચિત્રો તો ખાનગી પત્રવ્યવહારના પ્રકાશન સાથે સરખાવી શકાય તેવી ઘનિષ્ટતાવાળા છે એમનું એક ચિત્ર શાવલોક અને 'ભયંકર ઈવાન' વચ્ચેની સંકરતા દર્શાવે તેવું છે અને એને જોતા, રંગીન કાચની બારીઓ યાદ આવે, તેવા આશ્ચર્યજનક ગુણવાળુ છે. બીજા ચિત્રો કવિના પોતાના શબ્દોમા કહીએ તો 'જે અનેકવાર અસ્તિત્વ પામવાની તક ગુમાવી ચૂકયુ,' તેની કોઈ શકય

પશુ આકૃતિની જરા સંયમપૂર્વક કરેલી અતિશયોક્તિ છે અથવા 'આપણા કેન્વાસ પરની સંસ્કારતી રેખાઓમાં જે માળો કરે છે તેનું, આપણાં સ્વપ્નોમાં જ વિહરી શકે તેવું પક્ષી' છે બીજામાં પશુઓના નિકૃતિ ચિત્રોદ્વારા મનુષ્યના ગાંભીર્યની ઠેકડી ઉડાડી છે એક ચિત્રમાં કોઈ વાંસળી વગાડનારની પાછળ ટોળું ધ્યાનમગ્ન છે તે કૃષ્ણનું અથવા કવિ જેને પોતાની કવિતામાં સાદ દીધા કરે છે, તે અનંતનું જ દેહસ્વરૂપ હશે, અને એક તો નર્તક ગણેશનું છે હિન્દુ પ્રતિમાશાસ્ત્રના નિયમોથી સાવ જુદું, 'પક્ષીઓની સભા' તો સંજોગવશાત્ રાષ્ટ્રસંઘ પરની ટીકા જેવું જ લાગે છે આ સિવાય એમાં મુખ ચિત્રો પણ છે, એક બંગાળી યુવતિનું—ભયંકર ઈર્ષ્યાનથી તદ્દન C કું, અને એ સિવાય રંગીન ફૂલોના ગુચ્છ, સાચેસાચી હસ્તપ્રતોના જ પાનાં, સૌમ્ય, સ્વર્ગીય ભૂમિ દૃશ્યો

બધા ચિત્રો પેનથી કરેલા છે—પેનને ઊંધી વાપરીને કરેલા, રંગબેરંગી શાહીઓ અને એના હળવા રંગોથી જ જે ક્ષણે જેની જરૂર લાગી અથવા જે હાથે ચડી તે પદ્ધતિ કામ કરતા કરતા અખત્યાર કરી છે, છતાં ચિત્ર વસ્તુની જેમજ પદ્ધતિમાં વૈવિધ્ય છે કલાકાર બાળકની જેમજ કામ કરતા કરતા પોતાની આગવી રીત શોધી કાઢે છે એની લગનીમાં આડખીલી આણવાની કોઈની દેન નથી સાધ્યને દૃષ્ટિ સમક્ષ રાખતા સાધનો હંમેશા

યોગ્ય જ રહે છે; અને આ સાધ્ય તે કળાનો મૂળાક્ષર નથી. આ રીતે કે તે રીતે થયેલી, એ માત્ર ઊર્મિશીલ આત્માભિવ્યક્તિ નથી. એ કલા આપણા માનસને સુધારવા માગતી નથી અને કલાકારને 'છટકી જવાનો' અવકાશ પણ આપતી નથી; એ તો બાહ્ય હેતુઓ વિનાની સાચેસાચી વિશ્વસર્જનના જેવી જ નિર્દોષ છે.

૧૯૩૦ ] [ અનુ : ગુલામ મોહંમદ શેખ

# રવીન્દ્રનાથની કવિતા

—હુમાયું કબીર

જગતના શ્રેષ્ઠતમ ઊર્મિકવિઓમાં રવીન્દ્રનાથની ગણના થાય છે. સંવેદનાઓની સચ્ચાઇ અને કલ્પનોની સજીવતા એમની પદ્યરચનાના સંગીતની સાથે મળી જઇને એવી કાવ્યસૃષ્ટિ ઊભી કરે છે કે જે શબ્દોના ભુલાઇ ગયા પછી પણ ભાવકમનને મંત્રમુગ્ધ કરી રહે છે. સંવેદના, કલ્પન અને સંગીતનો આ પ્રકારનો સમન્વય એમના જીવનમાં શરૂઆતથી જ દેખાવા લાગે છે. 'નિર્ઝરેર સ્વપ્નભંગ''ની રચના એમની વીસ વર્ષની ઉંમર પહેલાં થયેલી, પણ એ માત્ર બંગાળીનાં જ નહીં પણ જગતની, કોઇપણ ભાષાનાં શ્રેષ્ઠતમ ઊર્મિગીતોમાંનું એક છે. આ કાવ્ય માત્ર સંગીત અને ભાવની ઉત્કટતાને કારણે જ નોંધપાત્ર છે એવું નથી; એના ભાવકલ્પનોની સબળતા પણ એમાં કારણભૂત છે. કદાચ એના કરતાં પણ વધુ મહત્ત્વની વાત તો એ છે કે એમાં પ્રકૃતિ અને માનવને એકચના એવા યોગસૂત્રમાં બાંધી દેવામાં આવ્યાં છે કે જે કદીય જુદાં ન થઈ શકે. પ્રકૃતિ અને માનવનું આ સાયુજ્ય આજીવન રવીન્દ્રનાથની કવિતાની એક મહાન વિશેષતા રહી છે.

ધરતીને આટલી ઉત્કટતાથી ચાહનાર બીજો કવિ કદાચ હજી સુધી નથી થયો. રાત્રિ દિવસ કે ઋતુચક્રની એવી કોઈ ભાવભંગિમા કદાચ ભાગ્યે જ રહી હશે જેને રવીન્દ્રનાથે એમની કવિતામા વણી લીધી ન હોય. બંગાળના દૃશ્યો અને અવાજભંગિઓ, અને ખાસ કરીને ત્યાના ગ્રામવિસ્તારના ભૂ-વિભાગો એમની મુગ્ધકર પદ્યરચનામા વારંવાર પકડાઈ ગયા છે. કાલિદાસના સમયથી ભારતીય કવિઓએ વર્ષાઋતુની કીર્તિગાથા ગાઈ છે. રવીન્દ્રનાથે વર્ષાના વૈવિધ્યસભર ભાવોને* પોતાની સેકડો કાવ્યરચનાઓ અને ગીતરચનાઓમા ઝીલ્યા છે. સાચું પૂછો તો એમના વર્ષાના કાવ્યો અને ગીતો તો આપણા રાષ્ટ્રીય વારસાના એક અંગરૂપ બની ગયા છે. વર્ષાગમનના થોડા સમય પહેલાની તૃષાતુરા ધરતીની ઉત્કંઠા, પ્રથમ વર્ષા પછીની ભીની ધરામાથી ઊઠતી ભારે ભારે ગંધ, નવા ઊગેલા ઘાસના હરિત અંકુરોમા રહેલો જીવનનો ચમત્કાર, પ્રભાતના સ્વચ્છ પ્રકાશને ઝાંખો કરી દેતા અને સાન્ધ્ય પડછાયાઓને જાદુથી ભરી દેતા કાળા કાળા વાદળો, રાત્રિની નિસ્તબ્ધતામા અવિરત ટપકતા વર્ષાના ફોરા—આ અને આવા અનેક ચિત્રો રવીન્દ્રનાથની મનોરમ પદ્યરચનાઓમા આપણા મનઃપ્રદેશ સમક્ષ ખડા થાય છે. પ્રકૃતિ અને માનવ એકબીજાના ભાવોને પ્રતિબિંબિત કરે અને પોતાનું ભિન્નત્વ ખોઈ બેસે, એટલી હદે રવીન્દ્રનાથે માનવહૃદયનાં આનંદ અને વિષાદને એમની સાથે વણી લીધા છે. ૧૮

અન્ય ઋતુઓને રવીન્દ્રનાથે અવગણી નથી શરદ અને વસંતના અસંખ્ય ભાવો એમની કવિતામાં ઝિલાયા છે નવવસંતનો ઉદ્દામ ઉન્માદ, શિશિરના બંધનોમાંથી મુક્તિ પામવાનો અભિલાષ, અને રંગ તેમ જ કલધ્વનિઓનો ત્વરિત ગતિએ થતો આવિર્ભાવ વગેરે—એમની અનેક કાવ્ય અને ગીત રચનાઓમાં સ્થાન પામી ચૂકેલા છે

એમાં વસંતના માત્ર આનંદપ્રમોદ અને શક્તિમત્તાને જ સ્થાન મળ્યું છે એવું નથી, પણ એની અનિત્યતા અને ક્ષણભંગુરતા પણ પ્રતિબિંબિત થયેલી છે પૂર્ણતા અને પરિપકવતાયુક્ત શરદ અને એના સ્વચ્છ મેઘધોયા આકાશોએ રવીન્દ્રનાથના ઘણાખરા કાવ્યોમાં આગવો ભાગ ભજવેલો છે એમના એક અત્યંત સફળ સંગીત-રૂપકની રચના શરદને પસંદ કરીને થયેલી છે, જેમાં તાત્કાલિક કાર્યભારમાંથી મુક્તિ પામવાનો ભાવ ગુંથાયેલો છે શિયાળો અને ઉનાળો પણ ભૂલાઈ ગયા નથી પોતાની એક જાણીતી કવિતામાં રવીન્દ્રનાથે ઉનાળાને એક એવો કઠોર તપસ્વી માન્યો છે, જે શ્વાસરુંધન કરીને નવજીવનના આવિર્ભાવની પ્રતીક્ષા કરે છે

રવીન્દ્રનાથને ધરતી સાથે અજબ આત્મીયતાથી બાંધી રાખનાર પ્રકૃતિની સુંદરતા જ એકમાત્ર તત્ત્વ છે એવું નથી, માનવીના નિવાસસ્થાનરૂપે પણ એમણે ધરતીને ચાહ્યા કરી છે, અને માનવ પ્રત્યેના પ્રેમને એમણે એમના કેટલાય કાવ્યો અને ગીતોમાં મુક્તકંઠે

ગાયો છે માનવહૃદયની ભાગ્યે જ એવી કોઈ લાગણી હશે જેનાથી કવિહૃદય સ્પંદિત નહિ થયું હોય આનંદ-વિષાદભર્યાં માનવની ગહન પ્રેમલીલાની અભિવ્યક્તિ એવા શબ્દોમાં કંડારાઈ ગઈ છે કે, જે કદી ભૂલી શકાય એમ નથી

નિરાશા, વ્યથા અને મનની નિષ્ફળ પ્રતિક્ષાની અસહ્ય પીડા એની તો સચ્ચાઈપૂર્વક આલેખાઈ છે કે એ વાચકને મંત્રમુગ્ધ બનાવી મૂકે પ્રકૃતિની ચિરંતન સાક્ષિતા માનવીય સંવેદનોની સહયોગિની હોય એવો ભાવ પણ એમાં રહેલો છે તેઓ જાણતા હતા કે જીવન અનેક સંઘર્ષો અને મુશીબતોના નામનાઓથી ભરેલું છે અને જીવન પૂર્ણતાથી ઘણું દૂર છે પણ એમને લાગ્યું હતું કે અપૂર્ણતાઓ અને ભૂલો, મુશીબતો અને આરતો તો માનવી માટે આપણા સાંસારિક જીવનને વધુ પ્રિય બનાવે છે

રવિન્દ્રનાથને માટે સંસાર એ માત્ર એવો રંગમંચ નથી, જ્યાં માનવી પૂર્ણતર જીવનની પ્રાપ્તિ માટેના ઉધામા ચાલુ રાખે, પણ નવા જ અનુભવોમાંથી સમૃદ્ધતર હાર્દ શોધવાના એના પ્રયત્નો પર નજર રાખનારી પડાવભોમી માત્ર સમ કે રવીન્દ્રનાથ સંન્યાસી ન હતા શૃંગારના વૈવિધ્યસભર જીવનને અવગણનાર આદર્શનો તો એમણે જાણીજોઈને અસ્વીકાર કર્યો છે પણ તેઓ ભોગલિપ્સુ ઈન્દ્રિયમર્યાદાવાદી ય ન હતા એમને

લાગ્યા કર્યું છે કે પૂર્ણતર અને સમૃદ્ધતર અનુભૂતિની પ્રાપ્તિ માટે અવિરત સાધના કરવી એમાં જ જીવનની સાચી તેજસ્વિતા રહેલી છે. પૂર્ણતર જીવન માટેની આ ઝંખના એમનાં કાવ્યોમાં વારંવાર ઝબક્યા કરે છે.

'વસુન્ધરા' નામની પોતાની કવિતામાં પૃથ્વીના ઉભરાતા જીવન અને સૃષ્ટિની આદિમ શક્તિના ધસમસતા તરંગની સાથેના માનવીના પ્રગાઢ સંબંધનું એમણે ગાન કર્યું છે. એમના એક વિખ્યાત ઊર્મિકાવ્ય 'સ્વર્ગ હોઇતે વિદાય'માં તેઓ ઉચ્છ્વાસરહિત, શાન્ત સ્વર્ગસુખની સાથે દુન્યવી અનુભૂતિના સુખદુઃખસભર અજસ્ર પ્રવાહને સરખાવે છે; અને એમની પસંદગી કઈ તરફ રહેલી છે, તે વિશે કવિ આપણને સાશંક રહેવા દેતા નથી.

રવીન્દ્રનાથ મુખ્યત્વ ઊર્મિકવિ છે, પણ એમના પ્રકૃતિપ્રેમે અને જીવનવૈવિધ્ય સાથેની એમની અંતરંગતાએ એમની ઘણીખરી કવિતાઓને સમૃદ્ધ નાટ્યાત્મકતાની લાક્ષણિકતા બક્ષેની છે. એમની ઊંડી માનવતા અને ન્યાયને માટેની ઉત્કટ ઝંખના જોતાં, તેઓ સામાજિક અને રાજકીય વિષયો તરફ આકર્ષાય એ આશ્ચર્યની વાત ન લાગે. કોઇ પ્રસંગ ભલેને અનુભવરોધ માત્ર હોય, પણ જે કંઇને રવીન્દ્રનાથ સ્પર્શે છે, તેને સનાતનત્વની ઊંચી ભૂમિકા પર લાવીને મૂકી દે છે. પોતાના લોકોના પૂર્વગ્રહો અને કુસંસ્કારોની સામે એમણે

કેટલાક કટુ કટાક્ષો કરેલા છે. પણ, બહુ જ વિરલ અપવાદોને બાદ કરતાં, તેમની રચનાઓ બતાવી આપે છે કે એમના રોષ અને ક્રોધની સીમાને એમની અંતર્ગત માનવતા ઉલ્લંઘી જાય છે. એમની દેશભક્તિની કવિતા પણ સમગ્ર માનવજાતિ તરફના પ્રેમથી અનુપ્રાણિત હોય છે.

રવીન્દ્રનાથને માટે દેશપ્રેમ એ સહજ ગુણ હતો, જે પોતાની ભૂમિ અને પોતાના લોકો પ્રત્યે પ્રેમ પ્રકટાવે, પણ પરદેશીઓ પ્રત્યે ઘૃણા દર્શાવતું નકારાત્મક વલણ તો કદાપિ નહીં જ નહીં. આનું એક સુંદર ઉદાહરણ એમની 'ગુરુ ગોવિંદ' નામની કવિતામાં મળે છે, જેમાં સ્વદેશ અને દેશભાઈઓ પ્રત્યેનો ઉત્કટ પ્રેમ સમગ્ર માનવજાત માટેના પ્રેમમાં પરિણમીને ગહન બનતો દેખાય છે. રવીન્દ્રનાથે કદીય એ સ્વીકાર્યું નથી કે કોઈ પણ માનવીય એમને માટે વિ-દેશી હોઈ શકે. પોતાની સુપ્રસિદ્ધ કવિતા 'પ્રવાસી'માં એમણે કહ્યું છે કે સર્વ જગા માનવીનું ઘર છે અને જગતના સર્વ ભાગોમાં એનો દેશ છે. સમગ્ર માનવજાત સાથેના એકાત્મભાવની સુંદર અભિવ્યક્તિ આપણા રાષ્ટ્રગીતમાં સધાઈ છે, જેમાં રવીન્દ્રનાથે સમગ્ર વિશ્વના જનગણમન અધિનાયકનું ભારતભાગ્ય-વિધાતાના રૂપમાં આહ્‌વાન કર્યું છે.

માનવ પ્રત્યેનો રવીન્દ્રનાથનો પ્રેમ અસંપ્રજ્ઞાતપણે અને અપરિહાર્યરૂપે પરમાત્મપ્રેમમાં પરિણમે છે. રવીન્દ્-

નાથની અનુભૂતિની કલ્પનાત્મક પકડમાં પ્રકૃતિ અને માનવ એકરૂપ બની ગયા છે એ આપણે જોયું છે. એમણે એ કદી પણ નથી વિચાર્યું કે વિભુ એ માનવજીવનથી દૂર અને બહારની વસ્તુ છે એમને માટે તો પ્રેમ એ જ પરમાત્મા સંતાનો પ્રત્યેનું માતાનું વાત્સલ્ય કે પ્રિયતમા પ્રત્યેનો પ્રેમીનો પ્રેમ એ પરમાત્મરૂપ ઉન્નત પ્રેમના ઉદાહરણમાત્ર છે આ પ્રેમ માત્ર રહસ્યવાદી ભાવવિહ્વળ ભજનામાં જ કંઈ અભિવ્યક્ત થતો નથી, પણ સાધારણ માનવીની દૈનંદિન જીવનયાત્રામાં પણ પ્રકટ થાય છે

રવીન્દ્રનાથે ફરીફરીને કહ્યું છે કે, સંસારને ટકાવી રાખનાર જીવનના સહજ સાધારણ સબંધોમાં ને હંમેશના કામકાજમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરવો જોઈએ એમાં કોઈ સંશય નથી કે રવીન્દ્રનાથ પર વૈષ્ણવ પદાવલિ અને સૂફી રહસ્યવાદનો ઘેરો પ્રભાવ પડ્યો હતો એમનાં કાવ્યો અને ગીતો એવા ભાવકલ્પનો અને વિષયવસ્તુથી ભરેલાં છે કે, આપણને રહસ્યવાદીઓના ભાવોલ્લાસની યાદ આપી જાય છે પણ સાથોસાથ એમાં દૈનંદિન જીવનયાત્રાની વાસ્તવિકતાઓ તરફની નિર્ભ્રાન્ત સૂઝ પણ રહેલી છે, એ ભુલાવું જોઈએ નહીં એમના શબ્દોમાં અને પદાવલિમાં અભિવ્યક્તિનું એક એવું સામર્થ્ય છે કે જે વૈયક્તિક અનુભૂતિમાંથી જ જન્મી શકે. સંવેદનાનાં આલેખનો પ્રકૃતિના ભાવો સાથે એવાં તો સંપૃક્ત થઈને રહેલાં છે કે એમની સમાન્તરતા જગન-

કવિતામા બહુ ઓછી જગાએ જોવા મળ એમ છે

રવીન્દ્રનાથની રહસ્યવાદી કવિતાની વિશેષતા વિશે કઈક કહેવુ જોઈએ જ્યારે 'ગીતાજલિ' નો અ ગ્રેજી અનુવાદ સર્વપ્રથમ પ્રકટ થયો, ત્યારે યુદ્ધથી આકુળવ્યાકુળ થયેલા જગતના પશ્ચિમી દેશોએ એના પ્રેમ અને શાતિના સ દેશને માટે એનો ઉમળકાભેર સત્કાર કર્યો એ વિવાદાતીત વાત છે કે એ નાનકડા પુસ્તકમા સ ગ્રહાયેલી કવિતા શાતિ અને શુચિતાની ઊડી સૂઝની મુદ્રા ધારણ કરેલી કવિતા છે એનો વિષય જાણીતો અને ભાષા તથા કલ્પનો સાદા હોવા છતા પણ એનામા સૌન્દર્ય અને સુદૂરના ઇગિતની એક એવી વિલક્ષણતા રહેલી છે કે જે અવર્ણનીય છે

યુરોપ અને અમેરિકાના વાચકો માટે આ કવિતા સાનદાશ્ચર્ય ઉપજાવનાર આવિષ્કારરૂપ હતી પણ મૂળ બગાળી રચનાર રવીન્દ્રનાથના વાચન માટે તો આ કવિતા એમની પ્રારભિક રચનાઓના સ્વાભાવિક પરિણતિ માત્ર હતી પ્રકૃતિ અને માનવ પ્રત્યેનો એમનો પ્રેમ અસ પ્રજ્ઞાત સોપાનો દ્વારા પરમાત્મ પ્રેમમા વિલીન થઈ ગયો હતો, એમની સ્વ-ગત ગભીર વ્યથાઓએ એમના કલ્પનો અને વિષયવસ્તુને મધુરતા અને ગહનતાનુ પ્રદાન કર્યુ હતુ અનુભૂતિના વિકાસક્રમે એમને માટે અસ દિગ્ધપણે તથ્ય પ્રકટ કર્યુ હતુ કે જીવનમાત્ર રહસ્યના અવગુઠનમા સગોપાયેલુ છે માનવજીવનની વિસ્મયના

અને કરુણાએ એમની કલ્પનોત્થ રચનાઓમાં એક પ્રકારની અભિનવ સહાનુભૂતિ અને અભિજ્ઞતાનું આગમન કરાવેલું છે

રવીન્દ્રનાથના અંતિમ દિવસોના ઊર્મિકાવ્યોની એક વિશેષતા એ છે કે તેઓ અત્યંત સરલ છે શરૂઆતની એમની રચનાઓ સંસ્કૃતના સમૃદ્ધ સંસ્કારો અને વેદાન્ત પર આધારિત હતી એમાંની ઘણીખરી રચનાઓ તો પ્રશિષ્ટ ભારતીય સાહિત્યના વિષયવસ્તુ અને આત્મતત્ત્વને ઝીલનારી છે એમાં શંકા નથી કે એમણે પ્રાક્તનને નવીન વળાંક આપ્યો છે, પણ એ સમજવામાં એક ભૂલ ન થવી જોઈએ કે, સુસમૃદ્ધ ભારતીય પુરાણ-સાહિત્ય સાથે એનો નાડીધબકારનો સંબંધ છે માનવ અને પરમાત્મા પ્રત્યે નિવેદિત કરેલી પોતાની કાવ્યરચનાઓમાં એમણે સર્વ પ્રકારની અલંકૃતિનો પરિત્યાગ કરેલો છે

મનુષ્યની સાધારણમાં સાધારણ પરિસ્થિતિનો પણ ઉપયોગ એમણે પરમતત્ત્વની પોતાની અનુભૂતિને અભિવ્યક્ત કરવામાં કરેલો છે ભાષા પણ સર્વસામાન્ય ભાષાની સહજતા અને સરળતા ધારણ કરે છે એમના અંતિમ દિવસોના ઘણાખરા કાવ્યો અને ગીતોમાં આપણે અનુભૂતના સામીપ્યનો સાક્ષાત્કાર અનુભવીએ છીએ શબ્દો પારદર્શક બની ગયા છે અને નિર્ભેળ સંગીતની સૂરાવલિ જેવી તેમનામાં એવી તો સરળતા અને સઘનતા

આવી છે કે, ઘણી વખત તો તેઓ આપણને મંત્રમુગ્ધ બનાવી મૂકે છે

આપણે એ ભૂલી શકીએ તેમ નથી કે રવીન્દ્રનાથ જીવનભર સત્યના આગ્રહી અને નિર્ભીક પરિશોધક રહ્યા છે પ્રતારણા અને પાખંડના દેખાતા સ્વરૂપને જેનું નિર્માણ આપણે આપણા દૈન્યને છુપાવવા માટે કરીએ છીએ, રવીન્દ્રનાથની બુદ્ધિના ઓજસે છિન્નભિન્ન કરી નાખ્યું છે જેમણે રવીન્દ્રનાથને મૂળમાં વાંચ્યા નથી તેઓ એમની રચનાઓની અનંતવિધ અને ઊર્જસ્વી લાક્ષણિકતાઓથી મહદ્ અંશે અનભિજ્ઞ રહ્યા છે એનું એક કારણ તો એ છે કે અનુવાદને માટે તો માત્ર ચૂંટેલી રચનાઓ જ લેવાઈ છે, અને રવીન્દ્રનાથના દૂરદર્શી ઉદ્બોધનોની પરિચાયક કેટલીક માર્મિક કૃતિઓનો તો એમાં સમાવેશ પણ થયો નથી બીજું કારણ એ છે કે મોટા ભાગનું અનુવાદકાર્ય તો માત્ર છાયાગ્રાહીપણાનું છે, જેમાં મૂળની શક્તિમત્તા તો ખોવાઈ ગયેલા જેવી લાગે છે

મનુષ્ય અને એના દાનાત્મક ધર્મ વિશેની દૃષ્ટિ રવીન્દ્રનાથના જીવનમાં શરૂઆતથી જ દેખાય છે એમના શરૂશરૂના કાવ્યગ્રંથ 'સંધ્યા-સંગીત'માં પણ રવીન્દ્રનાથ આપણને અસ્તિત્વના પ્રશ્ન પરત્વેનું ચિંતન કરતા દેખાય છે માનવનો સ્વાર્થ જ્યારે પ્રેમનું આવરણ ઓઢે છે ત્યારે પરિણમતા કદર્ય પ્રત્યે તેઓ સાવધપણે જાગ્રત રહે છે 'નૈવેદ્ય' સુધી આવી પહોંચતાં તો એમનું આ ચિંતનાત્મક દૃષ્ટિબિન્દુ

ગંભીરતા અને ઉત્કટતા ધારણ કરે છે પણ બૌદ્ધિકતા અને ભાવમયતાનું સુંદરતમ સામંજસ્ય તો કદાચ 'બલાકા' માં વધુ અંશે જોવા મળે છે 'બલાકા' ની રચનાઓ વિચાર અને સંવેદનાની સમન્વિતાને પ્રકટ કરે છે, જેણે પરાત્પરના સિદ્ધાન્ત વિચારોને અનવદ્ય ઊર્મિકવિતામાં સંક્રાન્ત કર્યા છે.

પોતાના જીવનના અંતિમ દિવસ સુધી રવીન્દ્રનાથ અભિનવ અનુભૂતિઓ અને અભિવ્યક્તિઓને આણવા માટે પ્રયત્નશીલ રહ્યા છે. સાઠ વર્ષની એમની ઊર્મિ-કવિતામાં જાણે કે એક ભરતી ચઢી હતી, જેને કારણે તત્કાલીન રચનાઓ એમની યુવાવસ્થાની ઉત્તમ રચનાઓ સાથે સરખામણીમાં મૂકી શકાય એવી બનેલી છે આ સમયની રચનાઓમાં ઘેરી સંવેદના અને ભાવાવેગ રહેલા છે, જે વ્યથામાં સંતપ્ત થઈને વિશુદ્ધિ પામીને એક નવો સૂર પ્રકટાવે છે. સાઠીના આ દસકામાં વ્યક્તિત્વનો જે ઘનિષ્ઠ સૂર અને વૈયક્તિક ભાવ જોવા મળે છે, તેમનું સ્થાન પછીના દસકામાં સમૃદ્ધ અને ગહન માનવતાવાદને મળે છે એમની શરૂઆતની રચનાઓમાં ભાવ અને ભાષાનું જે પ્રાચુર્ય હતુ, તેનું સ્થાન હવે વિચાર અને અભિવ્યક્તિની એક વિરલ કરકસરતાએ લીધેલું છે

અંતિમ દિવસોની એમની કેટલીક રચનાઓમાં સામર્થ્ય અને આત્મ વિશ્વાસની એક એવી મુદ્રા ઊઠી

છે કે જેનું બૌદ્ધિક ઓજસ આપણને આંજી નાખે છે. આ રચનાઓમાં જીવનનાં પરમ અને ચરમ લક્ષ્યો વિશેના પ્રશ્નો એમણે નવી જ રીતે ઉદ્‌ભાવિત કર્યા છે અને સાથે સાથે જ શાતા અને સ્નિગ્ધતાથી જીવનનો, એની સર્વ ન્યૂનતાઓ અને સંભાવનાઓ સાથે, એમણે સ્વીકાર કર્યો છે.

[ સંક્ષિપ્ત અનુવાદક: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ]



# રવીન્દ્રનાથનાં ચિત્રો

—કે. જી. સુબ્રહ્મણ્યન્

રવીન્દ્રનાથનાં ચિત્રો વિશે કંઈક અંશે વિરોધી દેખાતા બે મતો અસ્તિત્વમાં છે. એક તો એ કે, એક બહુમુખી પ્રતિભા ધરાવનાર વ્યક્તિએ શોખ ખાતર અને સમય વીતાવવા કરેલું એ કાર્ય છે અને એની ગણના એ રીતે જ થવી જોઈએ; બીજો મત એ છે કે, રવીન્દ્રનાથના ચિત્રો તો તાલીમની ઊણપને સંવેદના સંપત્તિથી ભરી દેનાર મહાન કલાકારનું ગણનાપાત્ર કાર્ય છે.

રવીન્દ્રનાથે પોતે એક યા બીજા સમયે પોતાનાં ચિત્રો વિશે જે કંઈ કહ્યું છે, તેનાથી આ બન્ને મતોને સમર્થન મળે છે. કોઈક જગાએ એમણે કબૂલ પણ કર્યું છે કે, પોતાના હાથ, પગ અને આંખોને કોઈ વસ્તુ કલાત્મક રીતે કરવા માટે એમણે કેળવ્યાં નથી, એ એમના જીવનનો મોટામાં મોટો વસવસો છે. "મારા બાળપણમાં મને એક જ શિક્ષણ મળ્યું છે અને તે લયનું,—સ્વરગત અને વિચારગત લયનું." એમનાં ચિત્રો જો કોઈપણ ગણનાના અધિકારી હોય તો તે એમણે કહ્યું છે તેમ, "પ્રથમતઃ તો, સ્વરૂપ,

જે આખરી છે, તેની એક પ્રકારની લયાન્વિત ઈયત્તાને કારણે, નહી કે કોઈ વિચારના અર્થઘટન કે હકીકતની રજૂઆતને માટે."

એમના ચિત્રોની વિચિત્રતા, એમને ડર હતો કે, એમની સાવ અનુભવહીનતા કે વૈયક્તિક મર્યાદાઓમાથી જન્મી હોય ઉપરના શબ્દો તેમને એક ડર રાખતા શિખાઉ જેવા દર્શાવે છે બીજે પક્ષે, અન્ય સદર્ભમા એમણે કહ્યુ છે કે, કેટલાક ફ્રેન્ચ કલાકારોએ "મારા આલેખનો માટે ઘણો જ ઉત્સાહ પ્રદર્શિત કર્યો અને પારીસમા એમાના કેટલાકને પ્રદર્શિત કરવા માટે આગ્રહ પણ કર્યો એક અધિકારી વ્યક્તિએ તો મને એમ પણ કહ્યુ કે, આ ચિત્રોમા મે કઈક એવુ પ્રાપ્ત કર્યુ છે, જેને મેળવવા ત્યાના કલાકારો નિષ્ફળ પ્રયત્નો કરી રહ્યા છે હુ તે માની શક્યો નહી પણ તે એમા છે આ બધી વસ્તુઓને ધ્યાનમા લઈને હુ અતે એ નિર્ણય પર આવ્યો કે, મારી કલાકાર તરીકેની શક્તિઓમા મને થોડોઘણો પણ વિશ્વાસ હોવો જોઈએ છે'ના એકેએક વરસમા ચિત્રમા વાસ્તવની અભિવ્યક્તિના સાધનને હુ પામ્યો છુ. આ બાબે મને ગર્વ અને અત્યન્ત સતોષ આપ્યો છે આ ગર્વ તે પોતાની સિદ્ધિમા કલાકારને હોવો જોઈએ તે ગર્વ છે." એક આત્મનિર્ભર કલાકારના આ શબ્દો છે

પહેલો મત સામાન્ય રીતે તાલીમ અને શિસ્તને કોઈપણ પ્રકારની અભિવ્યક્તિ માટે આવશ્યક ગણતા, ચુસ્ત, શિષ્ટ ધોરણોમાં માનનારાઓ અને પ્રણાલિકા વાદીઓ રજૂ કરે છે માત્ર સવેદનાની કુમારિકા ધરતી પર જન્મી શકે તેવી કોઈપણ કલાના ગભીર સ્વરૂપને તેઓ સ્વીકારી શકતા નથી

બીજો મત આધુનિક મૂર્તિભજકોનો છે, જેઓ રગદર્શી અભિવ્યક્તિને પ્રોત્સાહન આપે છે અને શિસ્ત તથા કૌશલને ઝાઝુ મહત્ત્વ આપતા નથી તેઓ માને છે કે કોઈ પણ પ્રકારની શિસ્ત કલાભિવ્યક્તિને ગૂગળાવે છે

રવીન્દ્રનાથના ચિત્રોનો અભ્યાસ આનાથી રસિક અને ઉપયોગી બને છે કારણ કે તે અતર્ગત સવેદના અને શિસ્તયુક્ત અભિવ્યક્તિના આવશ્યક વિવાદને છેડે છે કલા એ શિસ્તથી પર એવા અસપ્રજ્ઞાતનુ પદનવન છે, કે પછી કલાભિવ્યક્તિના ક્ષેત્રમા શિસ્તનો પણ ફાળો આવશ્યક છે?

રવીન્દ્રનાથે એમના જીવનના શરૂઆતના વર્ષોમા ઝાઝા ચિત્રો કર્યા નથી યુવાનીમા એમણે એમના ઓળખીતા લોકોના રેખાકનો જેવા મુખચિત્રો કરેલા, જે એ વખતના સુધરેલા લોકોનો એક શોખ ગણાતો ટાગોરકુટુમ્બ ખરેખર કલા પ્રત્યે સભાન એવુ કુટુમ્બ હતુ કુટુમ્બના સભ્યોની રસવૃત્તિ ભદ્રકક્ષાની હતી

કેટનાક લખતા અને ચિત્રો પણ કરતા તો કેટલાક કના–સાહિત્યની ચર્ચાવિચારણા કરતા. પણ રવીન્દ્રનાથ પોતેજ સ્વીકારે છે તેમ, શરૂઆતના વર્ષોમા એમણે કઇ ચિત્રકાર્ય કેર્યું નહોતુ. તેઓ એ પણ જણાવે છે કે, એમના ભત્રીજા અવનીન્દ્રનાથની વિકસિત ચિત્રકલાએ એમની ચિત્ર દોરવાની ઇચ્છાને કેટલેક અંશે કુંઠિત પણ કરી હોય

છેક ૧૯૨૮ મા, જ્યારે તેઓ સડસઠ વરસની ઉમરે પહોચ્યા, ત્યારે એમણે ચિત્રો કરવાનુ શરૂ કર્યું. એ હજાર કે તેથી વધારે ચિત્રો, જે તેઓ આપણે માટે મૂકી ગયા છે, તે સર્વ ૧૯૨૮ થી ૧૯૪૧ વચ્ચેના ગાળાની સરજત છે એ વખતે તો એમને સાહિત્યિક વિભૂતિમત્તા અને ગષ્ટ્રીય વ્યક્તિ તરીકેની મહત્તા વરી ચૂકી હતી એટને તેઓ જે કઇ કરે તે જનતાની ધ્યાન બહાર રહી શકે તેમ નહોતુ.

રવીન્દ્રનાથના મોટા ભાગના ચિત્રો કાગળ પર શાહીથી, ક્રેયોનથી કે ઘટ્ટ રગોથી થયેના છે ચિત્ર સાધનોની બાબતમા તેઓ બહુ ચુસ્ત નહોતા પેન અને ક્રેયોન ઉપરાત ચિંથરો, ચીંથરા કે ક્યારેક આગળીનો ઉપયોગ દોરવા અને રગ લગાડવાના કાર્યમા તેઓ કરતા. એ સર્વનો વિભિન્ન રીતે ઉપયોગ કરીને ચિત્રોમા એક પ્રકારની ધ્યાન ખેચે તેવી, પોતીકીનિરૂપ્ય યુક્ત (Graphic) વિશેષતા તેઓ લાવતા આ

ઉપરાંત જકડી લેતી અવકાશીય રચનાઓ, ઉપરા છાપરી ભરેલા રંગોમાંથી ઝળકતા રંગવિભાગો, છેક-છેકથી ભરેલી આગી સપાટીઓ, તૂટતી અને સાદડીના રેસા જેવી રેખાઓ, પ્રવાહમયતાની વિવિધતાના છગકાઓ—વગેરે તેમના ચિત્રોની ધ્યાન ખેંચે તેવી લાક્ષણિકતાઓ છે

મૂર્તિ-શાસ્ત્રની રીતે જોઈએ તો એમના ચિત્રોમાં મનુષ્યાકૃતિઓ, આકૃતિજૂથો, ચહેરાઓ મ્હોરાઓ, પ્રાણીઓ, પક્ષીઓ, ભૂમિદશ્યો અને ફૂલોનો પણ સમાવેશ થાય છે. મનુષ્યાકૃતિઓ અને ચહેરાઓમાં છેક રંગદર્શીથી માંડીને વિચિત્ર-વિકૃત સુધીનું વૈવિધ્ય છે.

આકૃતિ જૂથો પણ અનેક પ્રકારના છે, કેટલાકમાં એમના જડ-સ્વરૂપોની ક્રમશઃ રચના કરી છે; બીજા કેટલાકમાં સુંવાળી અને કોમળ આકૃતિઓની આયોજના ચેતન સ્વરૂપોની ગૂંથણીમાં કરી છે, અને ક્યારેક તો એની રચના સંકીર્ણ, અવળસવળ આકારોમાં પણ કરાઈ છે પણ આકૃતિઓ સામાન્યતઃ મૂઢ, મૂઢ અને પાશવતાના પ્રતીકરૂપે રજૂ કરાઈ છે. બીજે પક્ષે, પક્ષીઓ ગતિ, લાવણ્ય અને હળવાશના પ્રતીકો છે ભૂમિ-દશ્યોના મોટા ભાગના ચિત્રો સ્વરૂપે સુગ્રથિત અને રંગની તાજગીવાળા છે તેઓ રવીન્દ્રનાથની આજુબાજુના પદાર્થો પ્રત્યેની ઊંડી સંવેદના પ્રકટ કરે છે—કબાટ ઘેરા વૃક્ષો વચ્ચે રત્ન જેવું ઝળકતું

પરોઢ, કયાક એકમેકમા ગૂથવાની ક્રીડા કરતા છાયા-પ્રકાશવાળા વનપ્રદેશ, કયાક આટીઘૂટીવાળો રસ્તો, કયાક સરી જતી સરિતા

ચિત્રોનુ સામાન્ય વલણ હમેશા એક સરખુ નથી, કે એમને જોવાથી થતી અસર પણ એક સરખી નથી એમના કેટલાક ચિત્રો તો અસપ્રજ્ઞાતની આતરિક રક્તવાહીનીમાથી છૂટેલા સરલ-સહજ અને અભિવ્યક્તિ દ્યોતક છે બીજા કેટલાક રગદર્શી અને પોચટ જણાય છે, જે બગાળ પ્રણાલીની અસર તળે આવેલા લાગે છે કેટલીક અરૂઢિગત શોભનીય રચનાઓ કેટલાક આધુનિક યુરોપીય ચિત્રોનુ સ્મરણ જગવે છે કેટલાક ચિત્રોની આકૃતિઓ નિગ્રો અને હાઈડા-કલા સાથે સરખાપણુ ધરાવતી જણાય છે કેટલાક આલેખનમા ઈમ્પ્રેશનીસ્ટીક ચિત્રપદ્ધતિનુ સૂચન પણ થાય છે એકીસાથે જોતા આ બધી કૃતિઓ વિવિધ પ્રકારની જણાય છે આ બધામા કોઈ એકસૂત્રીય વલણ દેખાતુ નથી પણ જે એમને જોડી રાખે છે, તે છે અવકાશ-રચનાની ઊડી સૂઝ, રગવિન્યાસોની તાજગી, અત્યત સૂક્ષ્મતાયુક્ત પોતનુ વૈવિધ્ય

રવીન્દ્રનાથની કૃતિઓને યોગ્ય રીતે સમજવા માટે, આપણે એમના ચિત્રોના વિકાસના જુદાજુદા તબક્કાઓનુ અવલોકન કરવુ પડશે તેઓ પોતે જ કહે છે તેમ એમની કલા-પ્રવૃત્તિનો વિકાસ પટેલવટેનો, એમની

હસ્તપ્રતોમા વચ્ચે અને આજુબાજુ કરેલા લીટાઓ નથી થયો. એમના જેવી પરિસ્થિતિમા રહેનાર કોઈપણ વ્યક્તિ જેવા જ, રવીન્દ્રનાથ પણ શોખીન રસવૃત્તિવાળા હતા. એમને ઘનિષ્ઠતાપૂર્વક જાણનારા લોકો ય એ હકીકત સાથે સંમત થશે કે, તેઓ એમનો દેખાવ, એમના કપડા, અને એમની સામેની બધી વસ્તુઓની ખૂબ જ કાળજી રાખતા. એની સાથોસાથ એમણે સુદર અને મરોડદાર હસ્તાક્ષરો કાઢવાનુ પણ કેળવ્યુ. એમની મોટા ભાગની હસ્તપ્રતો મજબૂત અને આગવા હાથે લખાઈ છે, જે તે સમયમા ઈર્ષ્યાપાત્ર ગણાતી અને ઘણા યુવાનો તો એની નકલખોરી કરતા. રવીન્દ્રનાથને આમાથી એક વિશિષ્ટ પ્રકારનો આનદ મળતો, તેમા તો કોઈ શકા જ નથી. એમના પાન પરની ચિત્ર-લિપિ જેવી રેખા-ગૂથણી એમને કાવ્યમા આપોઆપ ઉપસી આવતા અર્થના જેવો આનદ આપતી. એ દરેક એમના માટે એક સળગ અને આગવી આકૃતિ-રચના જેવી જ હતી. તેથી આપણા માટે એ આશ્ચર્યની વાત નથી કે, આ છેકછાક અને અધવચ્ચે ઊભા પડતા લીટાઓએ એમને થકવી નાખ્યા. 'ત્રુટક-રેખાઓ એમની આતરિક અસગતિ દ્વારા આપણા સ્વૈર દર્શનમા વિઘ્નરૂપ છે—આ કારણે જ મારી હસ્તપ્રતોમા વિખરાયેલા લીટાઓ અને સુધારાઓ મને ચીડ ઉપજાવે છે' એવુ તેઓ લખે છે.

એમને તે ચિત્રલિપિના તાણુંવાણુંમાં છેદ જેવા લાગતા તેઓ એને પૂરી દેવા માગતા હતા. તેમની કલાકારવૃત્તિએ તેમને એ લીટાઓને સુધારવા અને આંખને અનુકૂળ લાગે તેવી ભાત જોડે સંગત કરવા તરફ વાળ્યા, 'હું સુધારાના લીટાઓને નાચવવાનો, એક જાતના લયબદ્ધ સંગીતમાં જોડવાનો અને છેક છાકના વિભાગોને અલંકારમાં રૂપાંતરિત કરવાનો પ્રયત્ન કરું છું' એમ તેઓ લખે છે આવી રીતે કરવાથી જે અવળસવળ આકૃતિનો જન્મ થયો, તેનાથી તેમને આશ્ચર્યાનંદ થવા એમના માટે આ રીતે કલાપ્રવૃત્તિની નવી ક્ષિતિજો ઊઘડી 'સામાન્યતઃ જે બધી વસ્તુઓમાં રહેલી છે, તે અંતર્ગત સામગ્રીને લય જીવંત સર્જનોમાં પલટી નાખે છે મારી એના પ્રત્યેની લાગણી અને એના ઉપયોગની તાલીમથી હું શીખ્યો છું કે, કલામાં રંગો અને રેખાઓ માહિતી પૂરી પાડતા સાધનો નથી તેઓ તો ચિત્રમાં લયબદ્ધ અવતાર પામવાની અપેક્ષા રાખે છે દરેક પ્રયત્ને દશ્યાકૃતિઓનું ઉપરથી આવવું ફરજિયાત બને છે અને તે એમની આંખો તળે જ જન્મતી હતી 'આ જગતનો એકએક પદાર્થ એ હકીકતનું ઉચ્ચારણ કરે છે કે, તે માત્ર એક જાતની તાર્કિક નિરપેક્ષતા કે માન ચપરાશની વસ્તુ નથી, પણ એ ગ્રંથ સંપૂર્ણ છે અને એ પણ અસ્તિત્વની ચમત્કૃતિનો ધારક છે' એમ રવીન્દ્રનાથે કહ્યું છે

આ જાતનો વિકાસ આપણે લોકપ્રિય કળામાં પણ જોઈએ છીએ જો કે સંવેદનશીલતા કલાની પ્રયોજન-પ્રવૃત્તિને પતંદી નાખી, એને નવી મૂર્તિ અને દિશા અર્પે છે એક મીવનાગી બાઈ કિનારને કે ફાટેલ ભાગને થીગડ દેવાનો નિર્ણય કરે છે, પણ એની લોકસહજ સંવેદના ને સૂઝને કારણે એનું કાર્ય ભરતમાં ફેરવાઈ જાય છે ખામીમાંથી જ તે કોઈ ગુણ ખોળી કાઢે છે

રવીન્દ્રનાથની શરૂઆતની કૃતિઓની ઉત્ક્રાન્તિ આવી રીતે જ થઈ છે હસ્તપ્રતોની છેકછાક અને લીટાઓમાંથી એમની સંવેદનાએ શોભનીય આકૃતિઓ શોધી કાઢી, સીવનારી ટાંકાનું રૂપાંતર ભાત-શોભામાં કરે છે તેમ બન્નેમાં કોઈ હેતુને માટે થતું સુશોભન આખરે પ્રતીકાત્મક આકૃતિનું રૂપ ધારણ કરે છે અનળસરગ ગૂંચણીવાળી શોભન આકૃતિમાંય પશુ કે માનવીય આકૃતિઓનું સૂચન રહેતું હોય છે, અને તે મીઘેમીધું અસંપ્રજ્ઞાતમાંથી ઊપસેલું હોય છે ને આકૃતિઓ કશી ધાધન કર્યા વિના પ્રકટે છે. તેઓ એમનો પરિચય આપતી નથી કે, એમના વંશને પ્રકટ કરતી નથી એમના વિષે સમજાવવું, કે એમને નામ આપવું, તે અત્યંત કનિષ્ઠ છે. રવીન્દ્રનાથ એને પોતાની અનનુકરણીય રીતે અભિવ્યક્ત કરે છે 'ચિત્રોને નામ આપવાં તે પૂર્ણતયા અશક્ય છે. હું કોઈ વિષયનો

વિચાર કર્યા પછી દોરતો નથી. અકસ્માત્ જ કોઈ અજ્ઞાત પાત્ર કે પાત્ર-જૂથની આકૃતિ મારી પેનના અગ્રભાગના ફરવાની સાથે જ ઉપસવા માંડે છે— જનકના હળની અણી પરથી જન્મેલી સીતાની જેમ.'

લગભગ બે વર્ષ સુધી ચિત્રો કર્યા પછી રવીન્દ્રનાથની ચૂંટેલી કૃતિઓ ભારત અને પરદેશમાં પ્રદર્શિત કરવામાં આવી હતી. ભારતમાં તો રવીન્દ્રનાથ દંતકથાના પાત્ર જેવી કોઈ સ્થિતિએ પહોંચી ગયા હતા: તેઓ જે કાંઈ પણ સરજે તે, કશાય પ્રશ્ન વિના મહાવિભૂતિનું ચિહ્ન હોવાથી સ્વીકૃત થઈ જતું હતું. પણ પરદેશીય કલા-રસજ્ઞોએ પણ એમના ચિત્રો જોવામાં ઉત્સાહ દર્શાવ્યો. દક્ષિણ ફ્રાન્સના કેટલાક કલાકારોએ તેમના ચિત્રને પ્રશંસાપાત્ર ગણ્યા અને પ્રદર્શિત કરવા માટે ઉત્સાહ પ્રેર્યો. કેટલાક ફ્રેન્ચ અને જર્મન વિવેચકોએ તેમની ઊંચી કક્ષાના વ્યવસાયી કલાકારની કૃતિઓ તરીકે ગણના કરી. રશિયામાં એક અસાધારણ વિભૂતિની કૃતિઓ તરીકે એમનો ઉલ્લેખ કરવામાં આવ્યો, અને એ ચિત્રો ઘણા સ્થાનિક ચિત્રકારોને પ્રેરણા અને માર્ગદર્શનરૂપ બની રહ્યા.

એ આશ્ચર્ય જેવું નહિ લાગે કે, આ ચિત્રોના સૂક્ષ્મ પોત-વૈવિધ્યના ગુણોએ, તેમજ સરળ-સહજ પ્રતીકાત્મકતાએ પશ્ચિમના વિવેચકોને અભિભૂત કર્યા, ખાસ કરીને તો એ વેળાએ, જ્યારે ઘણી મોટી સંખ્યામાં

યૂરોપના ચિત્રકારો આ દિશાની શક્યતાઓ તાગી ગયા હતા, વળી પાછા તે ભારતમાંથી આવ્યા, અને તે પણ વ્યવસાયે કલાકાર નહિ, તેના ચિત્રકાર પાસેથી,—આ વસ્તુએ તેમને અચંબામા નાખ્યા. તદુપરાંત, આ ચિત્રોમા 'ઊર્મિ અને તાજગીના' કેટલાક ગુણો હતા, જેનો તે વખતની ભારતીય કલામા અભાવ હતો.

પશ્ચિમની સ્વીકૃતિએ રવીન્દ્રનાથમા એક નવી શ્રદ્ધા જગાડી અને એમણે વધારે આત્મ-જાગૃતિપૂર્વક ચિત્રો કરવા માંડ્યા, એમણે અનેક વિષયો ખેડ્યા.—એમણે દેશપરદેશમા જોયેલી આકૃતિઓને કલામા ખોળવા માંડી. એમણે સ્કેચ કરવા માંડ્યા, આલેખન કરવા માંડ્યું. અને પદ્ધતિકુશળ થવાના પ્રયત્નો તેઓ કરવા લાગ્યા. તેઓ રસજ્ઞ પ્રજાએ ચૂંટી કાઢેલ કલાકાર હતા.

વિલિયમ આર્ચર જેવા કેટલાક લેખકો એવુ દૃષ્ટિબિન્દુ ધરાવે છે કે, આ તેમની કલાને મૃત:પ્રાય કરી નાખતો ઘા હતો. શ્રી. આર્ચરના માનવા પ્રમાણે રવીન્દ્રનાથની શરુઆતના બે વર્ષની કૃતિઓ જ એક જાતની નિશ્ચિત પ્રતીક રચના હતી આ પછી એમણે જે કાઈ કર્યું, તેને શ્રી. આર્ચર સ ક્રુદ્ધ અને અશિષ્ટ ગણે છે. એમના મતે, હવેની એમની કૃતિઓ અસંપ્રજ્ઞાતના માતૃ-સ્તોત્રમાંથી ઉદ્ભવી નહોતી.

જે કૃતિઓ શ્રી. આર્ચરની રસવૃત્તિને પાત્ર થાય છે, તેને રવીન્દ્રનાથનું પણ પૂરુ સમર્થન મળે છે. તેઓ

શોધી કાઢે છે કે રવીન્દ્રનાથને સર્જન પ્રવૃત્તિનું પરિપક્વ દૃષ્ટિબિન્દુ લાધ્યું હતું અને અસંપ્રજ્ઞાતના જાતની તેમને પ્રતીતિ થઈ હતી. 'મારામાં એક શક્તિ કામ કરી રહી છે, જે મારા બધા સંબંધોની ઈર્ષા કરે છે, અને એ શક્તિ પોતાના માટે મનેય જીતી લેવાનો પ્રયત્ન કરે છે, એના જ કોઈ છૂપા પ્રયોજનને ખાતર... આ જે જીવનબીજની હું વાત કરું છું, તે મારા અહંકારનીય ઉપર, મારા વ્યક્તિત્વના તાબામાં છે...કલા આંતરપ્રેરણાના, અસંપ્રજ્ઞાતના અને અતિ-પ્રમાણતાના પ્રદેશમાં વસે છે,' તેઓ રવીન્દ્રનાથના શબ્દોમાં જ એ મૂકે છે. રવીન્દ્રનાથ અને (પોલ) ક્લીના ગ્રન્થાનોમાં જ દેન છે તેવી એક પ્રચંડ, લૈંગિક પ્રતીકાત્મકતાનું તેઓ આરોપણ કરે છે.

એ વરસના ગાળા પછી રવીન્દ્રનાથની કુશળતા અને પ્રૌઢિમાં અચાનક, શ્રી. આર્ચર કહે છે તેમ, શૈથિલ્ય કેવી રીતે પ્રવેશે? શ્રી. આર્ચર કહે છે કે વ્યવસાયી કલાકારો અને વિવેચકોની પ્રશંસાને કારણે આમ બન્યું. એનાથી એમના સર્જનની નમ્રતા છીનવાઈ ગઈ, સર્જનનો રાહ રૂંધાઈ ગયો રવીન્દ્રનાથ પ્રયોજનશીલ અને ગંભીર બન્યા ખરા, પણ એમની અનૌપચારિક ક્રીડા-પ્રવૃત્તિ જ વધારે સારા પરિણામો લાવી હોત.

શ્રી. આર્ચરની ગુણ-ચર્ચા સાથે કોઈ સહમત થાય

કે ન થાય પણ એ હકીકત છે કે, રવીન્દ્રનાથની કૃતિઓ જે શરુઆતમાં સરળ–સહજ શોભન પદ્ધતિની હતી, તે વરસો વીતવાની સાથે વધારે ને વધારે ભડકતા તરફ ઢળતી ગઈ, શૈલીના આગ્રહનું વલણ ધૂસ્યું. એમણે માત્ર જુદી જુદી જાતની દૃશ્ય અસરો ઉપજાવવાના અખતરા કરવા માંડ્યા. શૈલીની એકસૂત્રતા નાશ પામી. વૈચિત્ર્યની મૂળ સંપત્તિ હતી, તે પણ કેટલેક અંશે ઘટી ગઈ.

અહેતુક અભિવ્યકિતમાંથી સભાન કલા તરફના પ્રસ્થાનમાંથી કોઈ કલાકાર છટકી શકે નહિ. કલાકાર સર્જન–પ્રવૃત્તિની શરુઆત કોઈ અનિશ્ચિત ચેતના–શકિત પર સ્વાર થઈને જ કરતો હોય છે, તે સાચું જ છે. પણ એને સ્વાભાવિક જ જડી આવતી કોઈ પ્રકારની અભિવ્યકિતની રીતમાં, એને મળતી જતી પૂર્ણતા એક જાતની ચોક્સાઈનો ઉમેરો કરતી જ હોય છે. જો એ સર્જન–પ્રવૃત્તિને ગંભીરતાપૂર્વક જોતો હોય તો ફરી એ, પેલી અભિવ્યકિતની રીતની ઉપેક્ષા કરી શકે નહિ. આનાથી ઊલટું આવું કાંઈક ખરેખર શોધવું, તે જ એની પ્રામાણિક આવશ્યકતા છે.

તેથી રવીન્દ્રનાથે અનેકવિધ અભિવ્યકિતના જે પ્રયત્નો કર્યા, તે એમના માટે આવશ્યક અને અનિવાર્ય હશે. કલાકાર રહેવા ઇચ્છતો કોઈપણ કલાકાર પોતાની મૂળ સાહજિકતા જાળવી શકતો નથી. પદ્ધતિસરની અભિવ્યકિતનું દમન એને ખમવું જ પડે છે. ખરેખર તો

આની પ્રામાણિક લાગણી અને પદ્ધતિની આવશ્યકતા અસંપ્રજ્ઞાતના પ્રવાહ-છિદ્રને બંધ ન કરે પણ વિસ્તારે. એનાથી શરૂઆત વેળાનું જે જોશ હતું, તેનો નાશ નહિ થવો જોઈએ, બલ્કે એ વધવું જોઈએ.

કલા કલાને સંગોપે છે અને સાચો કલાકાર એની ખૂબીને બહાર ડોકાવા દેતો નથી, એ વિરોધાભાસો ઉપર્યુક્ત ચર્ચાના પ્રકાશમાં સમજવા જોઈએ. જ્યારે અસંપ્રજ્ઞાત અભિવ્યક્તિ ઇચ્છે છે, ત્યારે સ્વાભાવિક રીતે એક બાજુ પ્રણાલિકાજન્ય માનસિક પૂર્વનિશ્ચિતતા અને બીજી બાજુ કૌશલીય અસમજતા એની આડે આવે છે. કલાત્મક અભિવ્યક્તિ માટેની શિસ્તથી પ્રથમ પ્રકારની મુશ્કેલીને દૂર કરવી જોઈએ, જે સંવેદના અને મનની સ્થિતિ-સુસ્તામાંથી પરિણમે છે. અને એ દ્વારા બીજા પ્રકારની મુશ્કેલીમાંથી પણ માર્ગ કાઢવો જોઈએ. કે ઘણા કલાકારો ને કલાવિવેચકો કહે છે કે માનસિક પૂર્વ-નિશ્ચિતતાને દૂર કરવાની ક્રિયા પોતે જ સાચી કલા-અભિવ્યક્તિની ખાત્રી આપે છે પણ એ સંપૂર્ણ સત્ય નથી. નવેસરથી પગ જ છોડી દેવાય તો મનના આંતરિક વેગ-પ્રવેગો કલાકૃતિમાં અંતઃસ્વરૂપે સ્થાન પામશે અને યોગ્ય અભિવ્યક્તિ નહિ પામી શકે. કૌશલ-સજ્જતાના પ્રમાણમાં જ તેઓ અભિવ્યક્તિ સાધી શકશે. કૌશલને સ્વીકારવાની સભાનતા અભિવ્યક્તિને સબળી બનાવશે, પણ જો એ સ્વીકારમાં ઉદારતા હશે, તો

અભિ વ્યક્તિના પરિમાણો વિસ્તરશે જેમ સ્વર્ગ ગાના અવતરણ માટે ભગીરથને શિવની પાછળ પડવુ પડયુ હતુ, તેમ અસપ્રજાતને કલાકૃતિમા પૂર્ણરૂપે દેહધારણ કરાવવા માટે કલાકારે એના યોગ્ય સત્કાર માટે સજ્જ રહેવુ પડશે

જો કે રવીન્દ્રનાથે એમના અતિમ વર્ષોમા પોતાની જાતને તૈયાર કરવા ખૂબ પ્રયત્નો કર્યા, પરતુ એ કાઈ સત્યથી વેગળુ નહી ગણાય કે, જેમ તેઓ કવિતામા સ્વત્વની પ્રાપ્તિ કરી શક્યા હતા, તેમ ચિત્રમા પૂર્ણ રીતે પામી શકયા નહિ એમનો ચિત્રો કરવા માટેનો ઉત્સાહ વધતો જ ગયો અને તેઓ વધારે ને વધારે સમય એમા ગાળવા લાગ્યા, છતા તે એમની એક વધાગની પ્રવૃત્તિ જ રહી એણે એમને આનદ અને કદાચ સતોષ, તેમજ વિમુક્તિનો અનુભવ કરાવ્યો પણ એમની સ પ્રાપ્તિમા એણે ખાસ કાઈ ઉમેર્યું નહિ આગળ તરી આવતુ રચના-કૌશલ, રગ અને પોતના ગુણતત્ત્વો જો કે એમના ચિત્રોમા રહ્યા પરતુ રવીન્દ્રનાથ હજી અભિવ્યક્તિના અનુકૂળ પ્રકારને ઝખી રહ્યા હતા

આ કાઈ રવીન્દ્રનાથના ચિત્રોનુ આધુનિક ભારતીય કળામાથી મહત્ત્વ ઘટાડતા નથી લખ્યુ એમના સમયના મોગ ભાગના ચિત્રોને પાસે મૂકીને જોતા એમના ચિત્રો તાજગી ભરેલી નવા જેવા લાગે છે એક વખતે જ્યારે અવકચરી શૈલીના પચારા

કલાકૃતિના સર્જનાત્મક કેન્દ્રને રૂંધીને બેઠા હતા ત્યારે એમના ચિત્રોએ એને ઉપેક્ષી અસમ્પ્રજ્ઞાતના શબ્દોમા શ્રદ્ધા મૂકી અને જુદી જ તાજગી લઈને બહાર આ યા વળી નાના ક્ષેત્રમા રાષ્ટ્રીય વલણની ઉગ્ર બનતાનો અતિરેક થયો હતો, તેના યોગ્ય સુધારા રૂપે પણ એ આ યા "જ્યાર આપણે ભારતીય કલાને નામે કોઈ પુરાણી પેઢીની અર્ધદગ્ધ પર પગને ઈરછાપૂર્વક પરાણે નિકમાનનાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે દટાઈ ગયેલ સંસ્કૃતિના રીતરિવાજો ખોદી કાઢી, આપણે એમા આપણા આત્માને ગૂગળાવી નાખીએ છીએ કલાના બધા રૂઢ ઘડતરમા ય, જીવનના મૃદુ કે પૌરુષેય એના ભિન્નભિન્ન પ્રકારને આવકાર માટેની, પૂરતી નમનીયતા હોવી જોઈએ " એમણે તદ્દન યોગ્ય રીતે જ કહ્યુ છે રૂઢિ વિરુદ્ધ જવાને ચિત્રકારનો એમણે સ્વીકાર કર્યો, એનાથી નવયુવાન કલાકારો માટે નવી ક્ષિતિજો ઊઘડી ગઈ (કલામા) મ લિખિત વિષયવસ્તુ પ્રત્યેનો એમનો અભિગમ અને ચિત્રની એક કૃતિ તરીકેની સભાન કલાની સાધારણ વિચારસરણીમા મૂળભૂત ફેરફાર કરવાનો ફાળો આપ્યો

આ કાંઈ નાનાસૂના પ્રદાનો નથી એ મૂળભૂત અને ચિર-સ્થાયી છે એની સાચી ઓળખ રૂપે આચાર્ય નંદલાલ બસુએ અંજલિ આપતા લખ્યુ છે કે 'આપણે બધાએ કલાના મૂળભૂત મૂલ્યોનુ પુનર્નિશ્ચય લેવાની

આવશ્યકતા છે અને તે એના સિવાય કોઈ આપી શકે તેમ નથી કે જે આપણી આંખો સામે એવી આકૃતિઓ સર્જે છે; જેનું ઓજસ્ આપણાં બધાં વર્ગીકરણોને મૂંઝવી મારે છે, એનું તેજ પ્રશસ્તિની ફરજ પાડે છે. ને રવીન્દ્રનાથ કર્કશ અને સંહારક લાગે તો એનું કારણ એ છે કે, તેઓ આપણા માટે નવી ધરતી ખેડે છે, જેથી આપણાં ભવિષ્યપુષ્પોને એમની રસપ્રાપ્તિની નિરાંત થાય.' મને લાગે છે કે કોઈ આનાથી અસંમત નહિ થાય.

—અનુવાદકો : ગુલામ મોહમ્મદ શેખ
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## ‘નિર્ઝરનો સ્વપ્નભંગ’

—સુરેશ હ. જોષી

‘નિર્ઝરેર સ્વપ્નભંગ’ નામના કાવ્યના ઉદ્‌ભવ વિશે રવીન્દ્રનાથે જે કહ્યું છે, તે આપણને એમની સમગ્ર કવિતાના ઉદ્‌ગમસ્થાનનો પરિચય આપી દે છે. એક પ્રભાતે કવિએ ઝાડના પાંદડાં વચ્ચેથી સૂર્યોદય થતો જોયો. ત્યારે વિશ્વના સાચા રૂપને ઢાંકી રાખતું તુચ્છતાનું આવરણ એકાએક અળગું થઈ ગયું ને વિશ્વસમસ્તને કવિએ સાચા મહિમાથી મણ્ડિત થયેલું જોયું. પ્રકાશના કિરણે એમની ચેતનાના સર્વ સ્તરને અજવાળી દીધા. ત્યારે કવિના ચિત્તમાં વ્યાપી રહેલા એક અજાણ્યા વિષાદનું ધુમ્મસ વિખરાઈ ગયું. જડ સંસ્કારના હિમથી રુંધાઈ ગયેલો ચેતનાનો નિર્ઝર મુક્ત થઈને વહી ગયો. એ મુક્ત નિર્ઝરનો કલનાદ પછીથી તો મહાનદ બનીને ઘૂઘવી રહે છે.

ફ્રેન્ચ ફિલસૂફ બર્ગસોંએ કહ્યું છે તેમ આપણી ચેતના તે સ્મૃતિનું જ બીજું નામ છે એની અંદર જેમ ભૂતકાળ સંચિત થઈને રહેલો છે તેમ ભવિષ્યને માટેની પ્રતીક્ષા પણ રહેલી છે. ચેતનતાની આ અખણ્ડ બનીને રહેવાની ઝંખના જ કવિને પીડા કરતી હતી,

વર્તમાનનું ભૂત અને ભવિષ્ય સાથે અનુસન્ધાન કરવાની અદમ્ય ઈચ્છા, અનેક સંસ્કાર અને અભ્યાસથી પરિમિત વ્યક્તિગત ચેતનાને વિશ્વચેતનામાં ફાલવી નાખવાની ઝંખના, સીમાની અસીમને માટેની પ્રબળ આકાંક્ષા કવિને વ્યાકુળ બનાવી દેતી હતી આ અદમ્ય અનુસન્ધિત્સા જ કવિની કવિતાનું પ્રધાન પ્રેરક બળ છે

કાલિદાસના 'મેઘદૂત'માં જે વિરહ છે, તેમાં પણ રવીન્દ્રનાથે સાન્તના અનન્તથી થયેલા વિચ્છેદને જ જોયો છે સંસારના આપણા અનેકવિધ અનુભવો ચિત્તવીણામાં જે અનેકવિધ સૂર છેડી જાય છે, તે બધાની પાછળ પેલો આદિવિરહનો કરુણ સૂર, દબાવી રાખેલા 'મા'ની જેમ સદા બજ્યા જ કરતો હોય છે કદિક એ સૂર ચિત્તના બધા કોલાહલને વટાવીને આપણા મર્મને વીંધી જાય છે ત્યારે એ વિરહની વેદના આપણને જંપવા દેતી નથી ત્યાંથી મિલનનો સેતુબન્ધ બંધાવા માંડે છે રવીન્દ્રનાથની કવિતા તે સીમા અને ભૂમા વચ્ચેનો આવો સેતુબંધ છે

કસ્તુરી મૃગના દૃષ્ટાન્ત દ્વારા કવિએ કહ્યું છે કે, આપણે જેને ઝંખીએ છીએ તે આપણી બહાર નથી એને પામતા પહેલાં અંદર અને બહારનો ભેદ ઓગાળી દેવો પડે છે આથી જ તો રવીન્દ્રનાથની કાવ્યસૃષ્ટિમાં કશાનો નિષેધ નથી ઈશ્વરે સર્જેલી આ અજસ્ર ઐશ્વર્યમયી સૃષ્ટિનો નિષેધ કરીએ તો તો ઈશ્વરનું

અપમાન થાય. માટે સર્વ ઈન્દ્રિયોના દ્વાર ખુલ્લાં રાખીને રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને વર્ણને ઉમળકાથી આવકારવાં, એને ચિત્તધાતુમાં ઓગાળી દેવાં, અને એ રીતે સમૃદ્ધ અને કૃતાર્થતાના આનંદનું જ નૈવેદ્ય ઈશ્વરને ધરવું. આનંદ જ આનંદમયની સાચી ઉપાસના છે. આથી અસહ્ય દુઃખની અનુભૂતિને પણ પોતાના સત્ત્વથી રસીને ઘૂંટીઘૂંટીને એ આનંદમાં પરિણમે નહીં ત્યાં સુધી વ્યક્ત કરવી નહીં.

'સાન્ધ્યગીત'થી તે 'સોનાર તરી' સુધીનો સમય તે કવિની કાવ્ય રચનાનું ઉદ્યોગપર્વ છે. એ સમય દરમિયાન કવિના ચિત્તમાં પોતાના કથયિતવ્ય વિશે તથા એના વાહન વિશે સંઘર્ષ ચાલી રહ્યો હતો. અભિવ્યક્તિની મુખ્ય બે રીતિ છે; એકમાં કવિ ભાષાના સંગીતધર્મને પારખીને એનો વિનિયોગ કરે છે, બીજમા કવિ સુરેખ ચિત્રો આંકીને કથયિતવ્યને તાદૃશ બનાવે છે.

આ બન્ને રીતિને આ સમય દરમિયાન કવિ પ્રયોજી જોતા હતા. કથયિતવ્ય પુરત્વેનો સઘર્ષ કવિએ પોતે આમ રજૂ કર્યો છેઃ "મને કદિક કદિક એમ લાગે છે કે મારામા બે વિપરીત શક્તિઓનું દ્વન્દ્વ ચાલી રહ્યું છે. એક મને હમેશા વિશ્રામ અને પરિસમાપ્તિની દિશામા લઈ જાય છે, તો બીજી મને સહેજે જપ લેવા દેતી નથી. એક બાજુ વૈરાગ્ય તો બીજી બાજુ વેદના. ખરેખર હું સમજી શકતો નથી કે મારા

મનમાં સુખદુઃખ, વિરહમિલન, પૂર્ણ પ્રેમ પ્રબળ છે કે, સૌન્દર્યની નિરુદ્દેશ આકાંક્ષા પ્રબળ છે! સૌન્દર્યની આકાંક્ષા આધ્યાત્મિક સ્વરૂપની, ઉદાસીન, ગૃહત્યાગી, નિરાકારની અભિમુખી છે; પ્રેમ લૌકિક સ્વરૂપનો, આકારની સાથે જડાયેલો છે. એક અનંત સુધાનું દાન કરે છે, બીજું અનંત સુધાને યાચે છે. હું જો આ બેને એક કરી શકું તો?" પણ એમની કવિતામાં આ બેનો સમન્વય ક્વચિત્ જ થયો હશે. કવિ જાણે છે કે અસંપૂર્ણ અને પરિપૂર્ણના મિલનમાં જ કવિતાનું સૌન્દર્ય રહેલું છે કલ્પનાનો કેન્દ્રોત્સારી વેગ અસંપૂર્ણને પરિપૂર્ણ પ્રત્યે ખેંચી જાય છે ને અનુરાગનો કેન્દ્રાનુગામી વેગ અસંપૂર્ણની તરફ પરિપૂર્ણને ખેંચી જાય છે આ બે વેગની સમતુલા જાળવવાનું હમેશાં બની શકતું નથી. જ્યારે એમ બનતું નથી, ત્યારે કવિતા કાં તો વિક્ષિપ્ત ને હવાઈ બની રહે છે કાં તો અત્યન્ત સંક્ષિપ્ત અને સંકીર્ણ બની જાય છે

રવીન્દ્રનાથની કવિતા સૌન્દર્યની નિરુદ્દેશ આકાંક્ષા તરફ વધારે ઝૂકી છે આથી જ તો એમની કવિતામાં સગુણ કરતાં નિર્ગુણની પ્રતિષ્ઠા થયેલી જોઈએ છીએ. માનવીની શોધમાં નીકળેલા કવિ હાડમાંસના ઘડેલા વિશિષ્ટ માનવને પામતા નથી રૂપસાગરમાં ડૂબકી મારતાં અરૂપ રતન જ એમના હાથમાં આવે છે. માનવના ગૃહસંસારમાં કવિ પ્રવેશી શકતા નથી

રવીન્દ્રનાથ માનવજીવનના સિંહદ્વારના કવિ છે. મનુષ્યથી વેગળા એવા ભગવાનનો પણ એમને ખપ નથી. એમની કવિતામા નિર્ગુણ પ્રેમનો જ અણસારો મળે છે, છતા સગુણને માટેની ઝંખના એમને સદા પીડે છે, એ અતૃપ્ત આકાંક્ષા એમને ચચળ બનાવી મૂકે છે. અતૃપ્ત કવિ આખરે તુષ્ટિ પામે છે એમની બાલ્યસંગિની પ્રકૃતિના સંસર્ગમાં. માનવ સાથેના સંબંધમાં અનેક દ્વન્દ્વ અને ઘાતપ્રતિઘાતની સંભાવના રહેલી છે, પણ શિશુ અને પ્રકૃતિ સાથેના સંબંધમા એવું નથી. પ્રકૃતિ અને શિશુ બન્ને સરળ, સહજ, અબોધ અને મૂક. એની સાથે આપણે ગમે તે ભાવ માણી શકીએ આથી એમણે વૃદ્ધાવસ્થામા 'પૂરબી' અને 'શિશુ ભોળનાથ' રચ્યા. વાસ્તવિકતા અને કલ્પનાના સીમાડા પર વિહરતા શિશુચિત્તને કવિએ બગબર ઓળખ્યુ છે, 'શિશુ અને શિશુ ભોળાનાથ'ની કવિતા આ હકીકતની આપણને પ્રતીતિ કરાવે છે.

ચચળતા અને ગતિ રવીન્દ્રનાથની કવિતાનો પ્રાણધર્મ છે. આથી અભિવ્યક્તિની સંગીતરીતિ એમને વધુ અનુકૂળ થઈ પડે છે, સૂરની પાંખ મળતા એમના શબ્દો આપણા ચિત્તના સપ્તલોકમા સહેજે ઘૂમી વળે છે. વૈષ્ણવ પદાવલિની કવિ પર થયેલી અસર તે એમની કવિતાના વિકાસમા એક મહત્ત્વની ઘટના છે આથી કવિની વાણીમા માધુર્ય અને લાલિત્યનો સંચાર

થયો છે, જે ક્રમશ વિરામ પામીને કવિ પાસેથી આપણને શ્રેષ્ઠ નિર્ઝર અપાવે છે 'માનસી' અને 'સોનાર તરી'ની અધિષ્ઠાત્રી પણ નદી કવિની વ્યાકુળ ચંચળ ચેતનાનું જ પ્રતીક બની રહે છે એ જ પણ આગળ જતાં બલાકા'ની આકાશગંગારૂપે આપણને ફરી મળે છે વચમાં એક જ વાર 'ચૈતાલી'માં એ ઇચ્છામતી નદીનું રૂપ ધારણ કરીને માનવ જીવનની અડોઅડ આવીને વહે છે એમાં નદીના પ્રવાહ કરતાં કાંઠાને વધારે સ્થાન મળ્યું છે કવિ ઘડીક પ્રવાહમાંથી કાંઠા પરના જનસમુદાયના ચિત્રો આંકે છે કવિનો માનવપ્રેમ એની વિક્ષિપ્ત અવસ્થાને વટાવી અહીં કંઈક ઘનીભૂત થતો લાગે છે

આવી જ રીતે ભૂત અને ભવિષ્ય પર નજર કરતા કવિ 'ક્ષણિકા'માં આશુવિલીયમાન વર્તમાનમાં ગીત ગાઈ રહે છે જીવનનો નમતો પ્હોર થવા આવ્યો છે ત્યારે કવિ વર્તમાનની બારીએ બેસીને, નિરાસક્ત ભાવે જે કાંઈ બની રહ્યું છે તેને આલેખતા જાય છે એ બધી ક્ષણો કેવી છે! કોઈક અશ્રુધૂસર તો કોઈક વળી આનંદના ભારથી હળુહળુ થતી, કોઈક વિરહ વેદનાથી થડકતી તો કોઈક ક્ષણિક મિલનથી સ્પંદિત — ખરે જ 'ક્ષણિકા' લિરિક કવિતાની એક અદ્ભુત રચના છે

કેટલાક લિરિક કવિતાને શ્રેષ્ઠ કવિતા પંક્તિમાં

બેસાડતાં ખચકાય છે. પણ એક રીતે વિચાર કરીએ તો લિરિક સિવાય બીજે ક્યાંય વિશુદ્ધ કવિતા આપણને ભાગ્યે જ મળે. લિરિક આપણું હૃદય હરવાને નથી કોઈ કથા કહેતું કે નથી ઘટનાની અટપટી જાળ રચતું, એ નાટકની જેમ સંઘર્ષની ચૂડમાં પણ આપણને ભીંસતું નથી. એ ફૂલની ક્ષીણ સુવાસની જેમ, અણજાણપણે આપણા ચિત્તમાં વ્યાપી જાય છે. આપણામાં એક નવી જ ભાવસ્થિતિને સંકેત કરે છે ને આપણા ચૈત્ય પુરુષનો ચહેરો બદલી નાખે છે. આપણને એક નવી જ આબોહવામાં મૂકી દે છે. એ સંગીતના જેવું સૂક્ષ્મ છે. ચિત્તમાં પ્રવેશવા માટે અર્થબોધ થાય તેની એને રાહ જોવી પડતી નથી. રવીન્દ્રનાથે એમના પ્રવૃત્તિસંકુલ જીવનમાં સાઠ વરસ સુધી લિરિકની તાજગીને જરાય કરમાવા દીધી નથી, તે એમની જેવી તેવી સિદ્ધિ નથી.

રવીન્દ્રનાથ કાલિદાસ, બાણ વગેરે સંસ્કૃત કવિઓના સાચા ઉત્તરાધિકારી છે. સંપત્તિમાં અપ્રમત્તતા, ઐશ્વર્યમાં સંયમ, વૈચિત્ર્યવિન્યાસમાં સુનિપુણ વૈવિધ્ય —કાલિદાસની આ ગુણસંપત્તિ એમને વારસામાં મળી છે. બાણનો કલ્પનાવૈભવ પણ એમણે આત્મસાત્ કર્યો છે. રવીન્દ્રનાથની ઉપમા-ઉત્પ્રેક્ષાનો સંચય કરવામાં આવે તો એના વૈવિધ્ય અને કલ્પનાના ઉત્કર્ષથી આપણને ચકિત કરી દે. 'કલ્પના' નામના સંગ્રહમાંના

ઘણાં કાવ્યો તો જાણે રવીન્દ્રનાથે કાલિદાસ સાથે બેસીને જ લખ્યાં હોય એવું લાગે છે!

'નૈવેદ્ય' 'ખેયા', 'ગીતાંજલિ', 'ગીતિમાલ્ય', 'ગીતાલિ'નો સમય તે રવીન્દ્રનાથની કવિતાનું વનપર્વ છે. એ સમય દરમિયાન કવિપત્ની તથા સન્તાનોનું મૃત્યુ, દેશની તત્કાલીન પરિસ્થિતિથી થયેલો વિક્ષોભ —આ બધાંથી કવિનું ચિત્ત ભૂતકાલ તરફ વળે છે. પિતા દેવેન્દ્રનાથે પાડેલા સંસ્કાર પ્રબુદ્ધ થાય છે અને કવિને ભારતવર્ષની આધ્યાત્મિકતા આકર્ષે છે. આ સમયમાં, ખાસ કરીને 'ખેયા' અને 'ઉત્સર્ગ'ની કવિતામાં વિદાય વેળાનો કરુણ સૂર સંભળાય છે. કવિની કવિતા સાન્ધ્ય સમયે ઘેરાતા અન્ધકારની વચ્ચે દૂરના અગોચર લોક તરફ મીટ માંડે છે, ત્યાં દૂરદૂરથી અન્ધકારને વીંધતી એમની દૃષ્ટિ નાની શી તટરેખા ભાળે છે. એ તટરેખા તે જ 'બલાકા'નો પૂર્વાભાસ. એ પહેલાં 'ગીતાંજલિ,' 'ગીતિમાલ્ય' અને 'ગીતાલિ' નો નાનો શો દીપ વચમાં આવી જાય છે. એ રવીન્દ્રનાથની કવિતાની ઉપશાખા છે; એ એમની કવિતાની સાચી દિશા નથી. 'ગીતાંજલિ'નો રંગ 'ગીતાલિ'માં સાવ ફિક્કો પડી જાય છે,

ને કવિ : હેથા નય, અન્ય કો થા,
અન્ય કોથા, અન્ય કોનો ખાને.

'અહીં નહીં', બીજે ક્યાંક, બીજે કોઈ સ્થળે,' એમ પુકારીને યાત્રા આગળ આરંભે છે. પશ્ચિમે રવીન્દ્રનાથને 'ગીતાંજલિ'ના કવિ તરીકે બિરદાવ્યા છે. ટેનિસન, બ્રાઉનિંગ, જ્યોર્જ એલિયટ વગેરેનું સાહિત્ય વાંચીને ધરાઈ ગયેલા ઇન્ગ્લૅણ્ડને ત્યારે અતીન્દ્રિય રાજ્યના અનિર્વચનીય રસની તરસ લાગી હતી. 'ગીતાંજલિ'ના અંગ્રેજી ગદ્યનો સૂક્ષ્મ લય, ભાષાની પ્રાંજલતા ને અનલંકૃતિ તથા એમાં વ્યક્ત થયેલી અનુભૂતિનો સચ્ચાઈનો રણકો—આ બધાને કારણે એણે પશ્ચિમનું મન જીતી લીધું.

૧૯૦૨થી તે ૧૯૧૪ સુધીનો બાર વરસનો વનવાસ સેવીને રવીન્દ્રનાથની કવિતા 'બલાકા'માં એનું સૌથી ઉન્નતશૃંગ પ્રકટ કરે છે કવિએ એ અરસામાં કરેલી પશ્ચિમની યાત્રા દરમિયાન માનવમહેશ્વરનું દર્શન કર્યું, માનવનો પ્રચણ્ડ પુરુષાર્થ, એના આશાનિરાશાના સંઘાત ને ભવિતવ્યની કેડી પર, એની આગળ વધતી યાત્રાનું દૃશ્ય કવિને જાણે ઢંઢોળીને જગાડી ગયું. ને 'બલાકા'માં ગતિનો ચંચલ સ્રોત ફરીથી ઉદ્દામ ગતિએ વહી નીકળે છે.

એ જીર્ણના વિસર્જનનું, નૂતનના શુભદ જયનાદનું ગાન છે. કવિનો છન્દ પણ અહીં નવી જ છટા દાખવે છે 'બલાકા'માં ગતિ અને સંહતિનું અપૂર્વ સામંજસ્ય જોવા મળે છે, અહીં સ્તબ્ધતાનો તપોભંગ થયો છે. અચળ પર્વતથી માંડીને તે તુચ્છ તૃણાંકુર

સુધીનું બધું જ શિખવા અધીરું થઈ ઊઠ્યું છે, પણ એ ગતિ તે બાર્ગસોંની નિરુદ્દેશ ગતિ નથી. એ પરિણતિ તરફ અગ્રેસર થયેલી ગતિ છે. તેથી જ કવિને પ્રશ્નને પેલે પાર નૂતનનાં અભ્યુદયની ઝલક દેખાય છે.

'કવિને ધરતીના સન્તાન માનવીની ખૂબ માયા છે. માટીના પાત્રમાં આનન્દરસ રેડવો એને જ કવિએ પોતાનું કર્તવ્ય લેખ્યું છે. એ ધરતીને એમણે કેવે કેવે સ્વરૂપે જોઈ છે? શરદમાં ગત જન્મના પ્રિયતમને આરાધનારી મહાશ્વેતા જેવી, હેમન્તમાં પ્રકાશનું પીતાંબર પહેરેલી, ગ્રીષ્મમાં કાલિદાસની તપપરાયણા ઉમાના જેવી, વૈશાખમાં અગ્નિસ્નાને સીતાની જેમ પૂત થયેલી, વર્ષામાં છાયાનું આસન પાથરીને, હરીતવર્ણ ચોળી પહેરી, આંખમાં મેઘનું અંજન આંજી, વક્ષે કદમ્બકેસરનો લેપ કરી પ્રસાધનમાં પરોવાયેલી-પ્રકૃતિને તો કિશોરાવસ્થાથી જ એમણે મુગ્ધ બની વિસ્મયથી જોયા કરી છે, એ વિસ્મયનો કદી અન્ત આવ્યો નથી./

રવીન્દ્રનાથની કવિતાનો શ્રેષ્ઠ અર્ધ્ય તો પામી છે નારી. નારીનાં કવિએ મુખ્ય બે સ્વરૂપો કલ્પ્યાં છેઃ એક ઉર્વશીનું અને બીજું લક્ષ્મીનું. ઉર્વશી વિક્ષુબ્ધ કરી મૂકનાર શક્તિનું પ્રતીક છે તો લક્ષ્મી શાન્તિનું. ગતિને પ્રેરનારી ઉર્વશી, પણ એનું નિયંત્રણ કરીને પરિણતિને માર્ગે વાળી સાર્થક કરનાર તો લક્ષ્મી જ. માટે જ લક્ષ્મી કલ્યાણી. પણ ગતિ વિના પરિણતિ

સંભવે નહીં. ચંચળ કરનાર શક્તિને ટાળીને જે શાન્તિ મળે તે મરણનું જ બીજું નામ. ગૌરીમા આ બંને રૂપ સાથે દેખાય છે. તપ પહેલાંની દેહસૌન્દર્યથી શિવને રીઝવતી ઉમા તે ઉર્વશીનું રૂપ, તપોપૂત ઉમા તે લક્ષ્મીનું રૂપ. આ શ્રેયગી કલ્યાણી નારીને ઉદ્દેશીને જ કવિએ કહ્યું છે:

સર્વશેષેર ગાનટિ આમાર
આછે તોમાર તરે.

મારું સૌથી છેલ્લું ગીત તારે માટે છે. 'મહુયા'માં કવિએ નારીત્વની જુદી જુદી છટાના સત્તર સ્વરૂપોનું 'નામ્ની' શીર્ષક કાવ્યગુચ્છમાં અત્યન્ત સુંદર આલેખન કર્યું છે.

રવીન્દ્રનાથના પ્રાણ સૃષ્ટિમંગલના પ્રાણ સાથે આદિકાળથી લીલા કરતા આવ્યા છે. વિશ્વાવિશ્વકારના સહેતુક આનન્દે જે અસ્થિર છે, સ્થિર ચચળ છે તેના જ એ લીલા-સહચર છે. એ લીલાનો ક્યાંય અન્ત નથી, માટે જ મૃત્યુ કવિને મન વિભીષિકા નથી. મરણ અને માનવ વચ્ચે માતા અને શિશુનો સંબંધ સ્થાપીને કવિ આપણને મૃત્યુ વિષે કેવા નિર્ભય બનાવી દે છે! કવિપત્નીના મરણ પછી લખાયેલા 'સ્મરણ'ના કાવ્યોમાં પણ વિચ્છેદના શોક પછી તરત જ ચિરમિલનના અશોકલોકમાં કવિ આપણને લઈ જાય છે.

વ્યાપ્તિ એજ પ્રાણનો ધર્મ છે. એ પ્રકાશની જેમ સર્વવ્યાપી થવા ઇચ્છે છે. પ્રકાશને વ્યાપવા માટે આકાશની અમીમતા સિવાય બધું ઓછું પડે. કવિના પ્રાણ પણ સચરાચરમાં વ્યાપી જઈને બધાની સાથે આત્મીયતા અનુભવે છે. આ આત્મસમ્પ્રસારણ, ચેતો-વિસ્તાર કવિતાનું મૌલિભૂત પ્રયોજન છે. કવિ દૃઢ આત્મવિશ્વાસથી કહે છેઃ

લક્ષ જોજન દૂરેર તારકા
સેઓ મોર નામ જાને

'લાખ જોજન દૂરનો પેલો તારો પણ મારું નામ જાણે છે.' આ ઉક્તિ કોઈ ધૃષ્ટની આત્મશ્લાઘા નથી. રવીન્દ્રનાથની કવિતામાં વૈયક્તિક ચેતનાનો આવો સર્વાશ્લેષી પ્રસાર જોવા મળે છે, અને એનો આસ્વાદ કરતી વેળાએ જે રસ પામીએ છીએ, તેનું નામ જ અવકાશરસ.

કવિએ પોતે અત્યંત નિર્મળતાથી પોતાની મર્યાદાઓને પણ જોઈ છે. એમણે 'જન્મદિને' નામના કાવ્યમાં આવતી કાલના કવિને નિમન્ત્રણ આપતાં કહ્યું છેઃ "હું પૃથ્વીનો કવિ છું, પૃથ્વીના જે જે તાર રણઝણી ઊઠે છે, તેનો પ્રતિધ્વનિ મારી બંસીના સૂરમાં પડે છે. પણ એના બધા જ ઝંકાર મારી બંસીએ ઝીલ્યા નથી, તે હું જાણું છું. માણસના અંતરમાં

પ્રવેશ મેળવવો સૌથી દુર્ગમ છે. એના અંતરમાં, જાતને સાવ ઓગાળી દઈને, અન્તરમય ન થઈએ ત્યા સુધી એનું પ્રવેશદ્વાર આપણે માટે નહીં ખૂલે. માનવસમાજમાં ઉચ્ચ મંચ પર બેસીને સાંકડી બારીમાથી મં જોયું છે. કવિતાના હાટમા નકલી માલનું જગાય ચલણ નથી, હું મારા સૂરની અપૂર્ણતા સ્વીકારી લઉં છું. અનેક માર્ગે મારી કવિતાએ વિહાર કર્યો છે. છતા ય એ સર્વત્રગામી તો નથી બની. સાચું મૂલ્ય ચૂકવ્યા વિના સાહિત્યમા ખ્યાતિની ચોરી કરવી તે તો ઠીક નથી, માટે હે અખ્યાત જનના નિર્વાક મનના કવિ, હું તને સાદ દેતો જાઉં છું. આ પ્રાણહીન દેશની જ્ઞાનહીન ચારે દિશા અવજ્ઞાના તાપથી શુષ્ક, નિરાનન્દ મરુભૂમિ બની ગઈ છે, એને તું રસથી પૂર્ણ કરી દેજે. એના અંતરમા જે સ્રોત રુંધાઇને પડયો છે, તેનો તુ ઉદ્ધાર કરજે. સાહિત્યની સંગીતસભામા જેને માથે એકતારો બજાવવાનું આવ્યું છે, તેનું પણ અસમ્માન ન થાઓ. જે લોકોના સુખદુઃખને વાચા નથી, જે લોકો વિશ્વસમ્મુખે નતશિર થઇને ઊભા છે, જેઓ પાસે છતા બહુ દૂર રહી ગયા છે, તેની વાણી સંભળાય એવું કરજે, તું એ સૌનો જ થઇને રહે, જેથી તારી ખ્યાતિ તે એમની ખ્યાતિ બની રહે. હે કવિ, હું તને નમસ્કાર કરું છું."

આપણે પણ આજે એવા જ કવિની પ્રતીક્ષામા છીએ.

# રવીન્દ્ર-ગ્રંથ : સમય સૂચિ

[ પ્રથમ પ્રગટ થયાની સાલ ]

૧૮૭૮ : કવિ-કાહિની ( કથા કાવ્ય )
૧૮૮૦ : વનફૂલ ( કથા કાવ્ય )
૧૮૮૧ : વાલ્મિકી પ્રતિભા ( સંગીત-નાટક )
ભગ્નહૃદય ( કાવ્ય-નાટક )
યુરોપ પ્રવાસીર પત્ર ( પ્રવાસ )
૧૮૮૨ : સન્ધ્યા સંગીત ( ઊર્મિ કવિતા )
કાલમૃગયા ( સંગીત-નાટક )
૧૮૮૩ : બૌઠાકુરાનિર હાટ ( નવલકથા )
પ્રભાત સંગીત ( ઊર્મિ કવિતા )
વિવિધ પ્રસંગ ( નિબંધો )
૧૮૮૪ : છબી ઓ ગાન ( કવિતા )
પ્રકૃતિર પ્રતિશોધ ( કાવ્ય-નાટક )
નલિની ( ગદ્ય-નાટક )
શૈશવ સંગીત ( શૈશવની કવિતા )
ભાનુસિંહ ઠાકુરેર પદાવલી ( કવિતા )
૧૮૮૫ : રામમોહન રૉય ( જીવન )
આલોચના ( નિબંધો )
રવિછાયા ( ગીતો )

૧૮૮૬ : કડી ઓ કોમલ ( કવિતા )
૧૮૮૭ : રાજર્ષિ ( નવલકથા )
ચીઠી પત્ર ( પત્રો )
૧૮૮૮ : સમાલોચના ( નિબંધ )
માયાર ખેલા ( સંગીત નાટક )
૧૮૮૯ : રાજા ઓ રાણી ( કાવ્ય-નાટક ),
૧૮૯૦ : વિસર્જન ( નાટક )
મંત્રીર અભિષેક ( વ્યાખ્યાન )
માનસી ( કવિતા )
૧૮૯૧ : યુરોપ યાત્રીર ડાયરી ( પ્રવાસ )
છોટોગલ્પ ( ૧૫ ટૂંકી વાર્તા )
ચિત્રાંગદાઓ વિદાય અભિશાપ (કાવ્ય-નાટક)
વિચિત્ર ગલ્પ ભા. ૧-૨ ( ટૂંકી વાર્તા )
કથા ચતુષ્ટય ( ૪ ટૂંકી વાર્તા )
૧૮૯૫ : છેલે ભુલાનો છડા ( બાળ સાહિત્ય )
ગલ્પદશક ( ૧૦ ટૂંકી વાર્તા )
૧૮૯૬ : નદી ( લાંબુ કાવ્ય )
ચિત્રા ( કવિતા )
સંસ્કૃતિર શિક્ષ ભા. ૧-૨ ( પાઠ્ય પુસ્તક )
માલિની (નાટક )
ચૈતાલી ( કવિતા )
૧૮૯૭ : વૈકુંઠેર ખાતા ( પ્રહસન )
પંચભૂત ( નિબંધ )

૧૮૯૯ : કણિકા ( મુક્તકો )
૧૯૦૦ : કથા ( કથા કાવ્ય )
બ્રહ્મ ઉપનિષદ ( નિબંધ )
કલ્પના ( કવિતા )
ક્ષણિકા ( કવિતા )
૧૯૦૧ : બ્રહ્મ મંત્ર ( નિબંધ )
નૈવેદ્ય ( કવિતા )
ઔપનિષદ બ્રહ્મ ( નિબંધ )
બાંગ્લા ક્રિયાપદેર તાલિકા ( વ્યાકરણ )
૧૯૦૩ : ચોખેર બાલિ ( નવલકથા )
સ્મરણ ( પત્નીની સ્મૃતિમાં કાવ્ય )
શિશુ ( બાળ કાવ્ય )
૧૯૦૪ : અંગ્રેજી સોપાન ભા. ૧ ( પાઠ્ય પુસ્તક )
સ્વદેશી સમાજ ( નિબંધ )
ચિરકુમાર સભા ( નવલકથા )
૧૯૦૫ : આત્મશક્તિ ( રાજકીય પ્રબંધ )
બાઉલ (ગીતો)
૧૮૯૨ : ચિત્રાંગદા ( કાવ્ય–નાટક )
૧૮૯૩ : ગાનેર વાહી ( ગીતો )
૧૮૯૪ : સોનાર તરી ( કવિતા )
૧૯૦૬ : નૌકાડૂબી (નવલ કથા)
ભારતવર્ષ (નિબંધ)
રાજભક્તિ ,,

દેશ નાયક ”
અગ્રેજી સોપાન ભા. ૨ (પાઠ્યપુસ્તક)
ખેયા (કવિતા)
૧૯૦૭: વિચિત્ર પ્રબંધ (નિબંધ)
ચારિત્ર પૂજા (જીવન)
પ્રાચીન સાહિત્ય (નિબંધ)
લોક સાહિત્ય ”
આધુનિક સાહિત્ય ”
સાહિત્ય ”
હાસ્ય કૌતુક (હાસ્ય)
વ્યંગ કૌતુક ”
૧૯૦૮: પ્રજાપતિર્ નિર્બંધ (નવલકથા)
પ્રહસન
રાજા—પ્રજા (નિબંધ)
સ્વદેશ ”
સમાજ ”
કથા ઓ કાહિની (કથાકાવ્ય)
શરદોત્સવ (નાટક)
શિક્ષા (શિક્ષણ-નિબંધો)
મુકુટ (નાટક)
૧૯૦૯: બ્રહ્મસંગીત (ધાર્મિક ગીતો)
શાંતિનિકેતન (ઉપદેશ)
ધર્મ (નિબંધ)

પ્રાયશ્ચિત (નાટક)
૧૯૧૦: રાજા (નાટક)
ગોરા (નવલકથા)
ગીતાંજલિ (ગીતો)
૧૯૧૨: ડાકઘર (નાટક)
ધર્મ શિક્ષા (નિબંધ)
ધર્મેર અધિકાર ,,
ગલ્પ ચારિતિ (૪ વાર્તા)
જીવન સ્મૃતિ (આત્મકથા)
છિન્નપત્ર
અચલાયતન નાટક)
૧૯૧૪: ઉત્સર્ગ (કવિતા)
ગીતિમાલ્ય (ગીતો)
ગાન ,,
ગીતાલિ (કાવ્ય ગીતો)
ધર્મ સંગીત (ધાર્મિક ગીતો)
૧૯૧૬: ફાલ્ગુની (નાટક)
ઘરેબાહિરે (નવલકથા)
પરિચય (નિબંધ)
બલાકા (કવિતા)
ચતુરંગ (નવલકથા)
ગલ્પસપ્તક (૭ વાર્તા)
૧૯૧૮: પલાતકા (કથા કાવ્ય)

૧૯૧૯: જાપાનયાત્રી (પ્રવાસ)
૧૯૨૧: શિક્ષાર મિલન (સંસ્કૃતિ નિબંધ)
વર્ષામંગળ (ઉત્સવ નાટ્ય)
૧૯૨૩: મુક્તધારા (નાટક)
શિશુ ભોળાનાથ (બાળકાવ્ય)
વસંત (સંગીત નાટક)
૧૯૨૫: પૂરવી (કવિતા)
શેષનર્વણ (સંગીત નાટક)
ગૃહપ્રવેશ (નાટક)
૧૯૨૬: પ્રવાહિણી (ગીતિ)
શોધબોધ (પ્રહસન)
નટીર પૂજા (નાટક)
રક્તકરબી (નાટક)
૧૯૨૭: ઋતુરંગ (ઉત્સવ-નાટક)
૧૯૨૯: જાત્રી (પ્રવાસ)
જોગાજોગ (નવલિકથા)
તપતિ (નાટક)
શેષેર કવિતા (નવલકથા)
મહુઆ (કવિતા)
૧૯૩૦: સહજ પાઠ, પાઠપરિચય, (પાઠ્યપુસ્ત
ભાનુસિંહેર પત્રાવલિ (પત્રો)
૧૯૩૧: નવીન (સંગીત)
રશિયાર ચીઠી (પ્રવાસ)

ગીતોત્સવ (સંગીત)
બનબાની (કવિતા)
શાપમોચન (સંગીત નાટક)
૧૯૩૨ : કાલેર જાત્રા (બે નાટ્યકૃતિ)
મહાત્માજીર શેષવ્રત (વ્યાખ્યાન)
પરિશેષ (કવિતા)
પુનશ્ચ (કવિતા)
૧૯૩૩ : વિશ્વવિદ્યાલયેર રૂપ (વ્યાખ્યાન)
દુઈબોન (નવલકથા)
માનુષેર ધર્મ (વ્યાખ્યાનો)
ચાંડાલિકા (નાટક)
તાશેર દેશ (સંગીત નાટક)
બાંસરી (નાટક)
૧૯૩૪ : માલંચ (નવલકથા)
શ્રાવણગાથા (ગીતો)
ચાર અધ્યાય (નવલકથા)
૧૯૩૫ : શેષસપ્તક (કવિતા)
સુર ઓ સંગતિ (સંગીતલેખ)
વિચિત્રા (કવિતા)
૧૯૩૬ : પત્રપુટ (કવિતા)
છન્દ (કાવ્ય શાસ્ત્ર)
જપાને-પરાશ્યે (પ્રવાસ)
શ્યામલી (કવિતા)

સાહિત્યેગ પથ (નિબંધ)
આકૃતની (પ્રવચન)
૧૯૩૭ ખાપ છાડા (બાળ-જોડકણાં)
કાલાતર (નિબંધ)
નિશ્વપરિચય (વિજ્ઞાન)
૧૯૩૮ પ્રાતિક (કવિતા)
પથે એ પથેર આતે (પ્રવાસ પત્રો)
સેજુતિ (કવિતા)
બાંગ્લા ભાષા પરિચય (સાહિત્ય)
૧૯૩૯ શ્યામા (નૃત્યનાટક)
૧૯૪૦ નવજાતક (કવિતા)
શાણાઈ (કવિતા)
ચિત્રલિપિ (ચિત્રાવલિ)
છેલેલા (આત્મ વૃત્તાંત)
તિન સંગી (ટૂંકી વાર્તાઓ)
રોગશય્યાર (કવિતા)
આરોગ્ય (નિબંધ)
૧૯૪૧ આરોગ્ય (કવિતા)
જન્મદિને (કવિતા)
સભ્યતાર સંકટ (નિબંધ)
ગપસલ્પ (બાળ સાહિત્ય)

## રવીન્દ્ર જીવન : સમયસૂચિ

૧૮૬૧ મે ૮ (કલકત્તા- -તા. ૭ ની મધરાતે અઢીવાગે) જન્મ :
—પિતા : મહર્ષિ દેવેન્દ્રનાથ; માતા : શારદા દેવી (જમીનદાર સુધારક કુટુંબ)
—રવીન્દ્ર ચૌદમું સંતાન (નવમો દીકરો)

૧૮૬૭—૧૮૭૬ (વય ૬ થી ૧૫)
—૧૮૬૭ ઓરિએન્ટલ સેમિનરીમાં તથા નોર્મલ સ્કૂલમાં વિદ્યાભ્યાસ.
—૧૮૬૮ : ૭ વર્ષની વયે જોડકણાં બનાવતા થયા; ૧૮૭૩ માં નાટક (પૃથ્વીરાજ પરાજય); પિતા સાથે ઉત્તર ભારતનો પ્રવાસ;
—૧૮૭૪ : માં સેંટ ઝેવિયર સ્કૂલમાં દાખલ; 'તત્ત્વબોધિની' પત્રિકામાં પ્રથમ કવિતા પ્રકાશિત— 'એક વિદ્યાર્થી' ને નામે.
—શાળા છોડી દીધી, ખાનગી શિક્ષકો દ્વારા વિદ્યાભ્યાસ: વિજ્ઞાન, ભૂમિતિ, ગણિત, ઈતિહાસ, ભૂગોળ, શરીર વિજ્ઞાન; સંસ્કૃત, અંગ્રેજી, અને બંગાળી, ચિત્રકળા અને સંગીત.
—૧૮૭૫ : માતાનું અવસાન; 'રાષ્ટ્રીય 'હિંદુમેળા'

આ પોતાનું કાવ્ય વાંચ્યું, 'મૅકબેથ' નું બંગાળી ભાષાંતર,

—'ભાનુસિંહ' ને નામે વૈષ્ણવ પદાવલિ જેવાં પદો રચ્યાં (આ પદોનો કર્તા કોઈ જૂનો ભક્ત કવિ છે—એવી માન્યતા હેઠળ જર્મનીમાં એક જણે સંશોધન–અધ્યયન કરી પી એચ ડી ની પદવી પ્રાપ્ત કરી!)

**૧૮૭૭–૧૮૮૪** (વય ૧૬ થી ૨૩)

૧૮૭૭—પોતાના નાટકમાં અભિનય, નિબંધો સાહિત્યિક વિવેચન લેખો, 'ભિખારિણી' વાર્તા 'કરુણા' '(અધૂરી નવનકથા)', 'કવિ કહાણી', ગજદ્રોહી હરે એવું કાવ્ય 'હિંદુમેળા' માં વાંચ્યું; મોટાભાઈ સત્યેન્દ્રનાથ ટાગોરની (અમદાવાદમાં ડિસ્ટ્રિક્ટ જજ) પાસે અંગ્રેજી સાહિત્ય ભણવા ગયા; ૧૮૭૮—મોટાભાઈ સાથે ઈંગ્લેન્ડ ત્યાં બ્રાઈટન શાળામાં અભ્યાસ પછી કૉલેજમાં —નાટકો કાવ્યો, પત્રધારાનું લેખન.

૧૮૮૦—ભારત પાછા નાટકોનું લેખન (વાલ્મિકી પ્રતિભા કાલમૃગયા) તથા અભિનય. ચીનમાં ઈંગ્લેન્ડના અફીણના વેપાર સામે મૃત્યુસમું તો લેખ નિબંધો અને લેખો.

૧૮૮૨—ખ્યાતિનો આરંભ (બંકિમચંદ્ર અને રમેશ

(કલકત્તા) માં 'વંદેમાતરમ્' ગાયું; ભત્રીજા સુધીન્દ્રનાથ સાથે મળી 'સાધના' માસિક— અરધાથી વધુ લખાણો; (કાવ્ય, વાર્તા, નિબંધોથી માંડી સાંપ્રત પ્રવાહ-નોંધ) યુરોપયાત્રાની ડાયરી શરૂ; 'હિતવાદી' (બંગાળી સાપ્તાહિક) શરૂ કરવામાં સાથ; ૧૮૯૨-ચિત્રાંગદા (કાવ્ય નાટક) જાગીરદારી અંગે ઉત્તર બંગાળ, ઓરિસ્સાના આંટાફેરા. 'સ્ત્રીમજૂર' અંગે બે લેખો;

૧૮૯૩-૩૬ ગીતોનો સંગ્રહ પ્રગટ; 'અંગ્રેજ અને ભારતવાસી' વિખ્યાત રાજકીય નિબંધ;

૧૮૯૪-૮ ટૂંકી વાર્તાનો સંગ્રહ પ્રગટ; શિક્ષણમાં વિશેષ રસ—બંગાળીના માધ્યમ અંગે ઉહાપોહ, 'કાબુલીવાલા' વાર્તા; 'પંચભૂતેર ડાયરી' માં જીવન, સાહિત્ય, કલા અંગેના ચિંતનો; કોંગ્રેસને ચીમકી-હિંદુ-મુસ્લિમ એકતા તરફ બેદરકાર રહેવા માટે; 'સ્વદેશી' અંગે વિચારણા;

—'મને પાછો વાળો' કવિતા. સંકુચિત, કપાળા 'શીશમહેલ' માંથી બહાર નીકળી જનતા વચ્ચે આવવા કવિને (પોતાને) ઉદ્‌બોધન; ભારતીય સમાજ અંગે લેખો; બંગીય સાહિત્ય પરિષદના સ્થાપક ઉપપ્રમુખ, 'સાધના' નું પ મું સંપાદન; સરકારી-અમલદારી અન્યાયો સામે ઉકળાટ;

૧૮૯૫-'સ્વદેશી ભંડાર' ની સ્થાપના અને

ભાગીદારી; 'ક્ષુધિત પાષણ' (વાર્તા), અને 'છેલે ભુવાનો છડા' નુ લેખન; રાજકીય લેખો—'આબદારેર આર્ઇન' વગેરે.

૧૮૯૬—કોંગ્રેસની ૧૨ મી બેઠક (કલકત્તા) માટે 'અયી ભુવન મનમોહિની' નુ ગીત; ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ઉપર નિબંધ.

૧૮૯૮—૯૯—'ભારતી' સામાહિકનુ સંપાદન; તિલક મહારાજની ધરપકડ સામે હિંદ સરકાર ઉપર સખ્ત પ્રહાર કરતા લેખો તથા તેમના બચાવ ફંડમા સીધી સહાય; નવા 'રાજદ્રોહ કાનૂન' સામે 'કંઠરોધ' નામે લેખ લખી કલકત્તા ટાઉનહૉલમા વાચ્યો; કલકત્તામા પ્લેગ શરૂ થતા સરકારે અપનાવેલી પ્રજાવિરોધી નીતિ સામે તથા બંગાળાના ભાગલા પાડવાની નીતિની આશંકા આવતા તેની સામે પ્રખર ટીકા.

**૧૯૦૦—૧૯૦૫** (વય ૩૯ થી ૪૪)

૧૯૦૦—'ચિરકુમાર સભા' (કટાક્ષ નાટક)—બે દિવસ કેવળ પ્રવાહી અન્ન ઉપર રહીને લખ્યુ,—બેભાન થવા સુધીનો અતિશ્રમ.

૧૯૦૧—'બંગદર્શન' (બંકિમચંદ્રનું માસિક) પુનરૂજ્જીવિત કર્યું; બિપિનચંદ્ર પાલ વગેરેનો સહકાર; દક્ષિણ આફ્રિકામા 'બોઅર યુદ્ધ' સમયની

બ્રિટિશ શાહીવાદની નીતિ સામે કડક લેખ, નૈવેદ્ય—ભારતીય સંસ્કૃતિ ઉપરનું લાંબુ કાવ્ય; હિંદુ સંસ્કૃતિ ઉપર વિશેષ લખાણો; પશ્ચિમી સંસ્કૃતિના અંધ અનુકરણ સામે ચીમકી: બંગાળીની સર્વ પ્રથમ માનસ-વિશ્લેષણીય નવલ કથા 'ચોખેર બાલી'નું સર્જન. ટાગોર કુટુંબની જાગીરદારીની વ્યવસ્થા છોડી દઈ, ૧૯૦૧ માં શાંતિનિકેતન (રવીન્દ્રના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથે સ્થાપેલ, રવીન્દ્ર અવારનવાર ત્યાં જઈને રહેતા હતા) ગયા; ત્યાં 'બોલપુર બ્રહ્મચર્યાશ્રમ'—પ્રાચીન ભારતીય પદ્ધતિની શિક્ષણ પ્રથાનો આરંભ, દેશી-વિદેશી અધ્યાપકોવાળી સંસ્થાની સ્થાપના, આર્થિક સંકડામણ—અગાઉ ભાગીદારીમાં શણનો વેપાર કરેલો તેની મોટી ખોટ, અને આ નવી સંસ્થાનું ખર્ચ વગેરેને લીધે—પોતાની લાયબ્રેરી વેચી નાખી; પત્નીએ પોતાના ઘરેણાં વેચીને સાથ આપ્યો; બંગાળી સાહિત્ય, અને 'ભારત-ઇતિહાસ' ઉપર ખાસ નિબંધો.

—૧૯૦૨ લોર્ડ કર્ઝને પૂર્વની પ્રજાની સચ્ચાઈ અંગે કરેલી અણછાજતી ટીકા સામે દેશભરમાં જાગેલા વિરોધમાં ટાગોરે બ્રિટિશ ઓબર પ્રજા અંગે વહાવેલા છૂપા પ્રકાશના આપ્યા;

—પત્નીનું અવસાન (નવેમ્બર, ૨૩) 'કાવ્યમાળા';

૧૯૦૩—પુત્રી રેણુકાનું અવસાન; નાનાદૂખી (નવલ

કથા) ધર્મ અને લેખો (ધર્મબોધિક દૃષ્ટાંત, ધર્મ પ્રચાર) —આથી બ્રહ્મસમાજમાં ખળભળાટ.
—૧૯૦૪ કવિતાના ૯ મ ગ્રંથનું પ્રકાશન; પશ્ચિમી દેશોમાં પ્રવર્તતી 'રાષ્ટ્રભકિત' ના અંધઅનુકરણની કડક સમાલોચના; સ્વદેશી સમાજ' ઉપરના વિખ્યાત નિબંધનું જાહેર સભામાં વાચન. (પ્રમુખ રોમેશ ચંદ્રદત્ત) અને ભારતીય સમાજના પુનર્ઘટન અંગેનો વીગતવાર કાર્યક્રમ; શાળાના અભ્યાસના પુસ્તકોનું લેખન;
—૧૯૦૫–મહર્ષિ દેવેન્દ્રનાથ (કવિના પિતા) નું અવસાન; આ પૂર્વે (વિકો માત્ર રૂા. ૨૦૦) મા પોતાની ટૂંકી વાર્તાઓ, ત્રણ નવલકથાઓ, ૭ નાટકો, તમામ ગીતો, કેટલાક સાહિત્યિક વિવેચન લેખો અને પરચુરણ નિબંધો વગેરેના એક આવૃત્તિના હક્કો (રવીન્દ્ર ગ્રંથાવલિના પ્રકાશન માટે) આપી દીધા! વિદ્યાર્થીઓને ગામડાં તરફ વળવા જાહેરભાષણ; નવા સ્વદેશી આંદોલનના મુખપત્ર 'ભાંડાર'નું સંપાદન, ચાલુ સમસ્યાઓની ચર્ચાઓ; દેશીરાજ્યો અંગે ત્રિપુરા સાહિત્ય સંમેલનમાં છાપેલું ભાષણ; ભારતીય નૂતન ચિત્રકલાની સંસ્થાની સ્થાપનામાં (ઈ. બી હેવેલ તથા રવીન્દ્રના ભત્રીજા અવનીન્દ્રનાથે સ્થાપેલી) સક્રિય સહાય, કલકત્તામાં વણાટશાળા તથા શાળ કામનું આયોજન;

'રાજા પ્રજા'—ભારતના આર્થિક શોષણ અંગે 'ભાંડાર'માં લેખ;

—બંગાળના ભાગલાની કર્ઝન-નીતિ સામે રાષ્ટ્રવ્યાપી 'સ્વદેશી આંદોલન'માં મુખ્ય હિસ્સો; જાહેર પ્રવચનો, લેખો; ગીતો; તથા આમસંગઠન અને રચનાત્મક અસહકારનું સૂચન; ભરચક પ્રવૃત્તિઃ લાખોને પ્રેરણા આપનારા આંદોલનના એક અગ્રણી (બિપિનચંદ્ર પાલ તથા અરવિંદ ઘોષની સાથે) 'રક્ષાબંધન'ની પ્રથા રાષ્ટ્રીય આંદોલન રૂપે પુનર્જીવિત (બંગાળની એકતાની શ્રદ્ધા માટે)– એક જ સભામાં રૂ. ૫૦,૦૦૦નું રાષ્ટ્રીય ફંડ; વિદ્યાર્થીઓ ઉપર રાજકારણમાં ભાગ લેવા સામે પ્રતિબંધ તેના વિરોધના આંદોલનમાં અગ્રસર; રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાની સ્થાપના (સરકારી શિક્ષણસંસ્થાઓમાંથી રાજકારણને કારણે બરતરફ થયેલા વિદ્યાર્થીઓ માટે); પંચમ જ્યોર્જના આગમન પ્રસંગે 'રાજ-ભક્તિ' –ટીકાત્મક લેખ :

**૧૯૦૬-૧૯૧૧** (વય ૪૫થી ૫૦)

—૧૯૦૬–પોલિસદમન સામે ઝૂઝનારાને ધન્યવાદ આપતો લેખ; બંગીય સાહિત્ય સંમેલનના પ્રમુખપદે બંગાળના રાજકારણમાં ભાગના પડતા સુરેન્દ્ર બેનરજીને એક મતે નેતા સ્થાપવા અનુરોધ; શિક્ષણ સમસ્યા અને તેના કાર્યક્રમ અંગે વીગને રૂપરેખાની જાહેર સભામાં રજુઆત તથા લેખ માળા

—રાજકારણી ઝઘડા અને સંકુચિતતાથી ત્રાસીને તેમાંથી નિવૃત્ત,—'વ્યાધિ અને તેનો ઉપાય' નામે લેખ; સાચા સ્વરાજ માટે 'આત્મિક શુદ્ધિ,' 'હૃદય પરિવર્તન,' તથા નવા ઉદ્દામ સમાજ સુધારાનો નિર્દેશ;—૧૯૦૭—અરવિંદને રાજદ્રોહની સજા થતા અંજલિ કાવ્ય;

—૧૯૦૮—સૌથી નાના પુત્ર સમીન્દ્રનાથનું અવસાન; ગોરા નવલકથાનો આરંભ;

—૧૯૦૭મા સુરતમા કોંગ્રેસમા થયેલા ભંગાણ પછી, બંગાળ પ્રાંતિક રાજકીય પરિષદના પ્રમુખ (વળી રાજકારણમા !) હિંદુ મુસ્લિમ એકતા સહિતના રચનાત્મક કાર્યક્રમ ઉપર ભાર; બંગાળમા પ્રથમવાર બોમ્બ પ્રકરણનો બનાવ બનતા આતંકવાદીઓને ઉદ્દેશી લખેલ 'પથ ઓ પાથેય' નિબંધનુ જાહેર વાચન, 'પૂર્વ અને પશ્ચિમ'ની સંસ્કૃતિ અંગેનો વિખ્યાત નિબંધ; 'શારદોત્સવ' નાટક; 'પ્રાયશ્ચિત્ત' નાટકમા સત્યાગ્રહનુ તત્ત્વજ્ઞાન; (બંને નાટકમા પોતે અભિનેતા ;)

—'ગીતાંજલિ'ના ગાનોનુ સર્જન;

—૧૯૧૧: શાંતિનિકેતનમા ૫૦મી વર્ષગાંઠનો ઉત્સવ—'રાજા' નાટકમા પોતે અભિ. 'જીવન સ્મૃતિ'નુ પ્રકાશન; 'અચલાયતન' નાટક—જડ રૂઢિચુસ્તતા સામે પ્રહાર, તેથી બંગાળભરમાં

ઉહાપોહ; જનાગમાં 'ધર્મનો અર્થ' નામક ગ્રંથનું વાચન–સાધારણ બ્રાહ્મસમાજ હૉલમાં; આનંદકુમાર સ્વામીની શાંતિ-નિકેતન-મુલાકાત; 'ડાકઘર' નાટક; 'જનગણમન અધિનાયક' (વિખ્યાત રાષ્ટ્ર ગીત) કોંગ્રેસની ૨૬મી બેઠક (કલકત્તા) માટે લખ્યું;

**૧૯૧૨–૧૯૧૮—** (વય ૫૧ થી ૫૭)

—૧૯૧૨–કવિની ૫૦ મી જન્મ જયંતિનો જાહેર સમારોહ (કલકત્તા ટાઉન હૉલમાં); 'આત્મ-પરિચય' ગ્રંથ 'સાધારણ બ્રાહ્મ સમાજ'માં વાંચ્યો—બ્રાહ્મ અને બ્રેકટન ઉપર ભાર મૂકી બંનેના સંકુચિત અહમની ટીકા; આથી બ્રાહ્મ સમાજીઓ છંછેડાયા; 'ભારતવર્ષની ઇતિહાસ ધારા' ગ્રંથનું જાહેર વ્યાખ્યાન, તેમાં ભારતની વિરલ સમન્વય-શક્તિ ઉપર ભાર; આસામ અને પૂર્વ બંગાળની સરકારોનો ગુપ્ત પરિપત્ર કે 'શાંતિનિકેતનમાં સરકારી અમલદારોનાં સંતાનોને શિક્ષણ ન આપવું–'

—યુરોપની ત્રીજી યાત્રા: પોતાના બંગાળી ગીતો કાવ્યોનો પોતે અંગ્રેજી અનુવાદ કર્યો, ઇંગ્લેન્ડમાં વિખ્યાત કલાકાર વિલિયમ રોથેનસ્ટેઇન સાથે મુલાકાત; તેની દ્વારા કવિના અંગ્રેજી અનુવાદો કવિ યિટ્સ વગેરેને પહોંચ્યા; અંગ્રેજ કવિઓ (એઝરા પૌંડ, ટ્રેવેલિયન, રાઇસ અર્નેસ્ટ, અંડરહિલ વગેરે) સમક્ષ એ કાવ્યોનું વાચન યિટ્સે કર્યું; દીનબંધુ

એન્ડ્રુઝ સાથે પ્રથમ મુલાકાત; બ્રિટિશ બુદ્ધિજીવીઓ સાથે મુલાકાતો (બર્નાર્ડ શૉ, એચ. જી. વેલ્સ, જોન મેસફિલ્ડ, બર્ટ્રાન્ડ રસેલ, ગાલ્સવર્ધી વગેરે) કવિના 'રાજા,' 'ડાકઘર' નાટકોના અંગ્રેજી અનુવાદો થયા;

—અમેરિકાની પ્રથમ યાત્રા: આ દરમ્યાન ઇન્ડિયન સોસાયટી ઑફ લંડન તરફથી 'ગીતાંજલિ'નું અંગ્રેજી ભાષાંતર–૧૦૩ કાવ્ય–ગીતોનો સંગ્રહ પ્રગટ–નવેમ્બર ૧૯૧૨; અમેરિકા પ્રવાસ દરમ્યાન ભારતીય સંસ્કૃતિ ઉપર વ્યાખ્યાનો; જાતીઓની કોંગ્રેસમાં હાજરી, ત્યાં જર્મન તત્ત્વજ્ઞ રુડોલ્ફ યુકેન સાથે મુલાકાત;

—૧૯૧૩—અને જાતીય સંઘર્ષ ઉપર પ્રબંધ વાંચ્યો; હારવર્ડ યુનિવર્સીટીમાં 'સાધના'ના વ્યાખ્યાનો; અંગ્રેજીમાં 'ચિત્રાંગદા' તથા 'ચિત્રા' પ્રગટ; એન્ડ્રુઝનું ભારતમાં કવિના જીવન–કવન ઉપરનું વ્યાખ્યાન–એશિયાના મહાકવિનું બિરુદ;

—કવિ અમેરિકાથી ઇંગ્લેન્ડ પાછા; 'ભારતીય ધર્મ અને તત્ત્વજ્ઞાન' ઉપર વ્યાખ્યાનો; એને અંગેની દૃષ્ટિની ટીકા; ભારત પાછા (ઑક્ટોબર–૧૯૧૩):

—નોબેલ પારિતોષિક કવિને એનાયત (૧૩ નવેમ્બર ૧૯૧૩) ભારતીય પંડિત–વિદ્વાનો કવિને અભિનંદવા ગયા, ત્યારે કવિનો કડક જવાબ–

'પશ્ચિમે કદર કર્યા પછી કદર કરવા નીકળ્યા!' કલકત્તા યુનિવર્સીટીએ કવિને ડી. લિટ.ની માનદ પદવી આપી; નોબેલ-પારિતોષિક આપવાનો સમારંભ—વિદેશી વિદ્વાનોને હાથે. કાવ્ય નાટકોના અનુવાદો;

—કવિના 'સ્ત્રીનો પત્ર' નામક લખાણથી ઊહાપોહ; બિપિનચંદ્ર પાલની ટીકા કે 'કવિ વાસ્તવતાથી દૂર છે' તેનો જવાબ–'વાસ્તવ' અને 'લોકહિત' લેખો દ્વારા;

—૧૯૧૪—પ્રથમ વિશ્વયુદ્ધ (ઑગષ્ટ ; કવિનું 'મા મા હિંસી' (દ્વેષ ન કરીશ) નું યાદગાર વ્યાખ્યાન; ૪૬ દિવસમા ૧૦૮ ગીતો લખ્યાં (ગીતાલિ) જાતે તેના સૂર શીખવ્યા; કાવ્યો, ટૂંકી વાર્તાઓનું લેખન; અલ્હાબાદ પ્રવાસ વખતે 'શાહજહા' લખ્યું;

—૧૯૧૫—ગાંધીજી સાથે પ્રથમ મુલાકાત (માર્ચ–૬) ગાંધીજીની પ્રેરણાથી જાતે રાંધવું, જાતે સફાઈ કરવી–ના પ્રયોગો શાંતિનિકેતનમા; 'ઘરે બાહિરે' નવલકથાનો આરંભ (પૂરું ૧૯૧૬);

—સરનો ખિતાબ શહેનશાહ તરફથી (૩ જૂન ૧૯૧૪) શિક્ષણનું માધ્યમ (માતૃભાષા) ઉપર નિંબંધ-વાચન:

—વિદ્યાર્થીઓ ઉપર સરકારી દમન સામે 'છાત્ર–

'શિરસ્ત' નો લેખ,...

—સંગ્રહિત કાવ્ય-ગ્રંથો ૧૦ ગ્રંથમાં;

—૧૯૧૬—જાપાન-પ્રવાસ : (એન્ડ્રૂઝ, પીઅરસન સાથે); જાપાનની ચીન વિરોધી શાહીવાદી નીતિની ટીકા. યુનિવર્સીટીમાં જાપાનને ભારતનો મ દેશ તથા 'જાપાનની રાષ્ટ્રભાવના' વ્યાખ્યાનો; આથી જાપાની અધિકારી મંડળમાં અસંતોષ-રોષ; બ્રિટિશ વસાહતોમાં ભારતીય પ્રત્યેના અયોગ્ય-અપમાન વર્તનના કારણે કેનેડાના આમંત્રણનો અસ્વીકાર;

—અમેરિકા પ્રવાસ : 'રાષ્ટ્રવાદ' ઉપર કઠોર વ્યાખ્યાનો; (તેમાં બ્રિટિશની ભારત ઉપરની જોહુકમી, તથા પશ્ચિમની શાહીવાદી લોલુપ રાષ્ટ્રીયતા ઉપર પ્રહાર; બીજી બાજુ એક ભારતીય 'ક્રાંતિકારી' ગણાતા શીખ-નેતા રામચંદ્રે કવિ ઉપર આક્ષેપ કર્યો-ઉપરથી બ્રિટિશ વિરોધી દેખાવા છતાં અંદરથી એનાજ માટે કામ કરનાર, 'સર' ખિતાબધારી વગેરે...ઉશ્કેરણી થઈ, ને અફવા ઊડી કે કવિના ખૂનનું કાવતરું રચાયું છે - કવિને જલદી પાછા જવા મિત્રો અને યજમાનોનો આગ્રહ; પોલિસની રક્ષા માટે સૂચના; પરંતુ આ બધાનો વિરોધ કવિએ કર્યો, ને નિર્ભય બની રહ્યાં; 'સંકુચિત રાષ્ટ્રવાદ' ઉપર પ્રહારયુક્ત વ્યાખ્યાનો; અમેરિકાની ભારત-વિરોધી નીતિની ટીકા; વિભૂતિ દર્શન, કલા, વગેરે વિષયો ઉપર વ્યાખ્યાનો;

—૧૯૧૭—અંતે, 'સત્યના મશોધક' નું બિરૂદ પામી ભારત પાછા;

—બંદીવાસી બનેલા એની બેસંટને કોંગ્રેસ બેઠક કલકત્તા ના પ્રમુખ બનાવવા અંગેની ખેંચતાણમાં સુરેન્દ્રનાથની સામે કવિનો ક્ષોભ; સ્વાગત સમિતિનું પ્રમુખપદ સ્વીકારવા દબાણ; કોંગ્રેસ બેઠકમાં 'ભારતની પ્રાર્થના' ('India's Prayer') નું વાચન; ગાંધીજી, તિલક મહારાજ, માલવીઆજી, શ્રીમતિ એની બીસંટ વગેરેની સમક્ષ 'ડાકઘર' નાટક ભજવાયુ, તેમા કવિનો પોતાનો અભિનય; બિહારમા કોમી હુલ્લડ થતા 'નાના અને મોટા' એ નામે પ્રબંધનું જાહેર વાચન; ભારત સરકારની શિક્ષણનીતિ સામે પ્રખર કટાક્ષ કરતુ "તોતા કહાની."

—૧૯૧૮—'કવિને ગુપ્ત રીતે જર્મનીથી પૈસા મળે છે, તથા પરદેશમા વસતા ભારતીય ક્રાંતિકારીઓ સાથે ગુપ્ત સબંધ રાખે છે,' એવી સરકાર તરફથી આશંકા, તેથી અમેરિકા પ્રવાસનો વિચાર માંડી વાળ્યો. તિલક મહારાજે યુરોપ અમેરિકાના સંસ્કાર પ્રવાસ માટે રૂ. ૫૦,૦૦૦ આપવાનું જણાવ્યુ, તેનો ય અસ્વીકાર; પૂર્વીય દેશોનું સસ્કૃતિક એકતા કેન્દ્ર સ્થાપવાનો પ્રયાસ

૧૯૧૯–૧૯૨૪ (વય ૫૮ થી ૬૩)

—૧૯૧૯ દક્ષિણ ભારતનો પ્રવાસ, પ્રવચનો.—

—રૉલેટ કાયદાના વિરોધમાં ગાંધીજીનો સત્યાગ્રહ શરૂ કરવાનો નિર્ણય, લાગે કવિને શંકા કે એકદમ બળ એવાણું તો નહિ બને ? પરંતુ, જલિયાંવાલાના અત્યાચારોની માહિતી મળતાં જ વાઈસરોયને પત્ર લખી 'સર' નો ખિતાબ પાછો વાળ્યો; જાહેર સભાનો નિષ્ફળ પ્રયાસ,
—'લિપિકા'નું લેખન; 'શાંતિ નિકેતન પત્રિકા'નો આરંભ, સંપાદન;
—'વિદ્યાભવન'ની સ્થાપના—પ્રાચીન ભારતીય તથા તિબેટી અને ચીની સાહિત્યના અભ્યાસનું કેન્દ્ર; નૃત્ય કેન્દ્રની સ્થાપના.
—૧૯૨૦—ગુજરાત સાહિત્ય પરિષદ માટે અમદાવાદ —ગાંધીજીના આગ્રહથી, ભાવનગર, લીમડીનો પ્રવાસ; લીમડી મહારાજા તરફથી શાંતિનિકેતન માટે રૂા ૧૦ હજારની ભેટ; સુરત, મુંબઈ થઈ પાછા.
—યુરોપની યાત્રા: નિકોલાસ રોરિક, બર્નાર્ડ શૉ, ગિલ્બર્ટ મરે, બ્રિટનના રાષ્ટ્ર કવિ રોબર્ટ બ્રિજિસ, કર્નલ લૉરેન્સ વિખ્યાત અંગ્રેજ નટી સિબિલ થોર્નડાઇક, કેયન્સ તથા ઑક્સફર્ડ, કેમ્બ્રિજના વિદ્વાનો સાથે મેળાપ; પાર્લામેન્ટના સભ્યો તથા અધિકારીઓ સાથે જલિયાંવાલા વગેરે અંગે ચર્ચા; બ્રિસ્ટલ ખાતે રામમોહનરૉયની સમાધિના દર્શન;
—ફ્રાન્સ પ્રવાસ—'પૂર્વ અને પશ્ચિમનું મિલન'

ઉપર વ્યાખ્યાન કવિ–વિદ્વાનો સાથે મુલાકાતો હોલાન્ડનો પ્રવાસ—અમેરિકા પ્રવાસની ઇચ્છા, પરંતુ કવિ માટે ત્યાં અનુકૂળ આયોજના ન હોઈ, ન આવના સંજોગ છતાં બેલ્જિયમનો પ્રવાસ કરી, લંડન પાછા આવી, અમેરિકાનો પ્રવાસ ખેડયો જ—'પૂર્વની અરજ એમણે સાંભળવી જ રહી'।

—૧૯૨૧— કવિ ની ગેરહાજરીમાં ગાંધીજી શૌકતઅલી સાથે શાંતિનિકેતન (સપ્ટેમ્બર ૧૯૨૦) શાંતિનિકેતન ની શાળાએ ગાંધીજીની પ્રેરણાથી, સરકારી મેટ્રીકપરીક્ષા માટે વિદ્યાર્થીઓને ન મોકલવાનો ઠરાવ કર્યો કલકત્તાની કોલેજોના અનેક વિદ્યાર્થીઓ 'ગ્રામસેના'ના કાર્યમાં જોડાયા,—આને અંગે અમેરિકામાં પૂછતાં કવિએ કહ્યું, 'અંતર ભાવના ઉપર તેમનો વધુ વિશ્વાસ છે, શરીરબળ ઉપર નહિ' ફિલાડેલ્ફીઆ પ્રિન્સ્ટન, ન્યુયોર્ક, શિકાગો, વગેરે યુનિવરસીટીઓ અને સરકાર સંસ્થાઓમાં વ્યાખ્યાનો પરંતુ વિશ્વ ભારતી માટે ફંડ ભેગું કરવામાં સફળતા ન મળી (કવિ બ્રિટન વિરોધી અને જર્મન તરફી છે, એવી લાગણી કૈનાડાની ટોઈ) ફરી લંડન, પારિસનો પ્રવાસ–ત્યાં રોમાં રોલાં સાથે મુલાકાત (એપ્રિલ ૧૭) જીનિવા કવિની ૬૧ મી જયંતિ આખા જર્મનીમાં ઉજવાઈ, હેમ્બુર્ગ અને કોપન

હેગન યુનિવર્સિટીઓમાં વ્યાખ્યાનો; સ્વીડનમાં ઉત્સાહી આવકાર; ફરી જર્મની—ટૉમસ માન સાથે મુલાકાત;

—ભારત પાછા (જુલાઈ); અસહકારનો જુવાળ ચાલુ—કવિને તેમાં જોડાવા દબાણ; કવિ પોતાનું મંતવ્ય 'સંસ્કૃતિઓનું મિલન'—જાહેર વ્યાખ્યાન દ્વારા પ્રગટ કરે છે; શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાય (નવલકથાકાર) એ સામે 'સંસ્કારનો સંઘર્ષ' લખે છે; જનાસમાં કવિ 'સત્યનું આહ્વાન' લખે છે—અને ગાંધીજીના અસહકાર આંદોલનના વિરોધનાં પોતાનાં કારણો આપે છે; જવાબમાં ગાંધીજી 'યંગ ઈન્ડિયા'માં 'મહાન પ્રતિહારી' નામે લેખ લખી ઉમદા અંજલિ આપે છે; ગાંધીજી સાથે (જોડાસાંકોના ઘરે ૧૯૨૧, સપ્ટેમ્બર, ૬) એકાંતે ચર્ચા-વિચારણા—કેવળ એન્ડ્રુઝ હાજર; એલ્મહર્સ્ટ કુટુંબ તરફથી ગ્રામ નિર્માણનાં કાર્ય માટે રૂ. ૫૦,૦૦૦ની ભેટ; તિબેટી અને ચીની અભ્યાસને ગતિ આપવા પ્રો. સિલ્વેન લેવી શાંતિનિકેતન આવી રહ્યા.

—વિશ્વભારતીનું ઉદ્ઘાટન; કવિએ શાંતિનિકેતનની તમામ મિલ્કત તથા નોબેલ પારિતોષિકની રકમ, તથા પુસ્તકોની રૉયલ્ટી 'વિશ્વ ભારતી ટ્રસ્ટ'ને સુપ્રત કર્યાં.

—૧૯૨૨—'મુક્તધારા' નાટક લખ્યું :

—દક્ષિણ અમેરિકાને પ્રનામ પેરુની સ્વાધીનતાના શતાબ્દી ઉત્સવ પ્રસંગે)

૯૨૫-૩૦— (વય ૬૪ થી ૬૯)

—૧૯૨૫—યુરોપનો ટૂંકો પ્રવાસ ભારત પાછા (૧૭ ફેબ્રુ)

—ગાંધીજીની શાંતિનિકેતન મુલાકાત (૨૭ મે'; ગાંધીજીના 'રેંટિયા શાસ્ત્ર,' અંગે કવિનો પત્ર; 'સ્વરાજ સાધન' લેખ દ્વારા વિશેષ પ્રકાશ; ભારતીય પ્રથમ દર્શન–પરિષદના પ્રમુખપદે,

—૧૯૨૬—મોટાભાઈ અને નાટ્યકાર દ્વિજેન્દ્રનાથનું અવસાન— (જાન્યુઆરી ૧૪),

—૮મી વિદેશયાત્રા—મુસોલિની સાથે મુલાકાત; જાગીને મુસોલિનીએ ગેરલાભ લીધો (કવિ પોતાના ફાસિસ્ટને ટેકો આપે છે—એમ દેખાવો કર્યા) ત્યારે કવિનો સ્પષ્ટ ઈન્કાર, ઈટાલિયન તત્ત્વજ્ઞ બેને-દોત્ત ક્રોસે સાથે મુલાકાત, રોમા રોલા તથા ઈટા-લિયન પ્રો સાલ્વેડોરી વગેરેની મુલાકાતો દ્વારા મુસોલીનીના ફાસિસ્વાદનું સ્વરૂપ વિશેષ ખુલ્લું થયું; ઈંગ્લેન્ડમાં વિખ્યાત શિલ્પી ઈપ્સ્ટીને કવિનું શિલ્પ તૈયાર કર્યું; નોર્વે, જર્મની, ઝેકોસ્લોવાકિયા, હંગેરી, બલ્ગેરીઆ, રૂમાનીઆ, ગ્રીસ, ઈજીપ્ત, અફઘાનિસ્તાન થઈ ભારત પાછા.

—૧૯૨૭ બંગાળ ઓર્ડિન્સને 'આદિયુગનો બર્બર હુકમ' કહી ટીકા,

—અમદાવાદમાં સાહિત્ય પરિષદ તરફથી સન્માન
—અર્જેન્ટિના, જાવા, બાલી, સીઆમ (થાઇલેન્ડ)નો
પ્રવાસ—'બૃહત્ ભારત'ની યાત્રા!
—૧૯૨૮—શેષ કવિતા (નવલકથા) મહુવા
ના યશુર
—૧૯૨૯ કેનેડા જાપાન ચીનનો પ્રવાસ
'સાહિત્ય સ્વરૂપ' 'સાહિત્ય વિચાર' એ વ્યાખ્યાનો
—૧૯૩૦— ૧૧મી વિદેશ યાત્રાએ પારિસમાં
પોતાના ૧૨૫ ચિત્રોનું પ્રદર્શન પારિસમાં ૬૯મી
વર્ષગાંઠની ઉજવણી લંડનમાં સત્યાગ્રહ અને
સરકારી દમનના સમાચાર જાણી 'વિદેશી નો શાંતિ
ને બિનજવાબદાર સરકાર'ની ઓટલી નરકાગ્નિ
અધિકારીઓ સાથે ચર્ચા, હિબર્ટ વ્યાખ્યાનો—
'માનવધર્મ'
—જર્મનીમાં આઇન્સ્ટાઇનની મુલાકાત (૧૪
જુલાઈ ૧૯૩૦) કોપનહેગનમાં કવિના ચિત્રનું
પ્રદર્શન—રશિયાનો પ્રવાસ (ભત્રીજા સૌમ્યેન્દ્રનાથ
તથા તેમના સાહિત્યમંત્રી અમીય ચક્રવર્તી સાથે)
રશિયાની સિદ્ધિઓથી અત્યંત પ્રભાવિત(ત્યાંના
પુસ્તક પાછળથી લખ્યું). જર્મની વગેરે અમેરિકા
ગાંધીજીએ લંડનના ગોળમેજી પરિષદમાં આવવું
જોઈએ' એવો અભિપ્રાય જાહેર કરી બોસ્ટન
અને ન્યુયૉર્કમાં કવિના ચિત્રોનું પ્રદર્શન-અધવચ્ચેથી

હેલન કેલર તથા વિલ ડ્યુરાં સાથે મુલાકાત;—ઇંગ્લેન્ડ પહોંચ્યા; ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યો અંગે અલગ મતદાર બનવાના સૂચનનો અસ્વીકાર કર્યો; બર્નાર્ડ શૉ સાથે મુલાકાત.

**૧૯૩૧–૧૯૩૫** (વય ૭૦ થી ૭૪)

૧૯૩૧—રશિયાના પત્રોનું પ્રકાશન—કવિની ૭૦મી વર્ષગાંઠ.

—વાઇસરૉયના નવા હુકમ નીચે પકડાયેલા ને બક્સા જેલમાં ગોંધી રખેલા યુવાનોને સંબોધેલું કાવ્ય સરકારે કેદીઓને પહોંચવા ન દીધું, ઉત્તર બંગાળમાં ભયંકર પૂર, દુકાળ અને રોગચાળો, તથા કોમી રમખાણ; હિજલી જેલમાં રાજદ્વારી કેદીઓ ઉપર ગોળીબાર; આ બંને પ્રસંગે કવિએ પોતાનો અવાજ ઉઠાવ્યો; 'બંગાળના વણકરો' ઉપર નિબંધ—પી. સી. રેના સ્વાવલંબી આંદોલનને ટેકો;—૭૦ મી જયંતિનો મોટા પાયા પર ઉત્સવ; રાધાકૃષ્ણનના પ્રમુખપદે, દેશ-વિદેશના મહેમાનોના પ્રતિનિધિ મંડળની હાજરીમાં; દેશવિદેશની અંજલીઓ સાથે સંપાદિત 'ધી ગોલ્ડન બુક ઑવ ટાગોર'નું પ્રકાશન સ્વચિત્રોનું પ્રદર્શન વગેરે

—૧૯૩૨—ગાંધીજીની ધરપકડથી કવિને આઘાત; સ્વાતંત્ર્યદિન (જાન્યુઆરી, ૨૧) નું નિવેદન બંગાળ સરકારે પૂરું પ્રગટ થવા ન દીધું; સરકારના કોમી

ચુકાદા સામે ગાંધીજીના યરવડા જેલમાં આમરણાંત ઉપવાસની જાણ થતાં કવિ પૂના દોડી પહોંચ્યા; રામસે મેકડોનાલ્ડ (બ્રિટનના વડા પ્રધાન) ને તાર; ઉપવાસ પૂરા થતા કવિએ ગાંધીજીને પ્રિય ગીત ગાયું.

—૧૯૩૨—રામમોહન રૉયની જન્મશતાબ્દિના સમારોહમા અગ્રણી; ભારત સામેના જુદાણાં વહેતાં મૂકવાની બ્રિટનની નીતિ સામે શ્રી વિઠ્ઠલભાઈ પટેલે ઉપાડેલી ઝુંબેશમા કવિનો ટેકો; ત્રીજી વાર ગાંધીજી ઉપવાસ કરે છે એવી ખબર મળતા તાર; આંદામાનમા રાજદ્વારી કેદીઓને ઉપવાસ છોડવા આગ્રહ. મેનગુપ્તાનુ જેલમા મરણ (૨૪ જુલાઈ ૧૯૩૩) તેનો આઘાત; ઉદયશંકર (નૃત્યકાર) નું શાંતિનિકેતનમા સન્માન; 'આડાલિકા' તથા 'ગંજીપાનો દેશ' ભજવ્યા; 'ટાગોર-નાટ્ય-સપ્તાહ' નિમિત્તે શાન્તિનિકેતન-ટુકડી સાથે મુંબઈ; સરોજીની નાયડુએ એની ગોઠવણીની મુખ્ય જવાબદારી ઉપાડી; દેશમા પ્રવાસ અને વ્યાખ્યાનો;

—'બાંસરી' (નાટક) 'બે બહેન' (નવલકથા);

—બિહારમા ધરતીકંપથી વિનાશ, તે સમયે, અસ્પૃશ્યતાના પાપે ધરતીકંપ થયો છે, એ પ્રકારના ગાંધીજીના નિવેદનનો વિરોધ; છતા ગાંધીવિરોધી આંદોલનનો સામનો, તથા રાહત-કાર્યમા પ્રવૃત્ત.

—૧૯૩૪ શાંતિનિકેતન ટુકડી સાથે સિલોનયાત્રા; પ્રો. ગિલ્બર્ટ મરે સાથે 'પૂર્વ અને પશ્ચિમ' અંગે બે લેખ પ્રગટ, મદ્રાસ, આંધ્ર, બનારસનો પ્રવાસ.
—૧૯૩૫ બંગાળના ગવર્નર એન્ડરસનનો શાંતિનિકેતનનો પ્રવાસ—તે પ્રસંગે સાવચેતીનાં વધારે પડતાં પગલાંથી ત્રાસી ઊઠી, કવિએ વિરોધમાં પોતાના આશ્રમનાં બધાં અંતેવાસીઓને બીજે ખસેડયાં—ગવર્નરે ખાલી આશ્રમની મુલાકાત લીધી! પંજાબ વિદ્યાર્થી પરિષદનું પ્રમુખપદ; 'શેષસપ્તક'નું પ્રકાશન, જપાની કવિ નોગુચીને આવકાર (પાછળથી આજ કવિ સાથે, જપાનના ચીન ઉપરના આક્રમણ અંગે સંઘર્ષ)

**૧૯૩૬—૧૯૪૧** (વયઃ ૭૫ થી ૮૦)

—૧૯૩૬ શાંતિનિકેતનના નિભાવ માટે કવિનો પ્રવાસ; ગાંધીજીની પ્રેરણાથી તેમના એક અનુયાયી તરફથી રૂ. ૬૦,૦૦૦ની ભેટ: બંગાળના કોમી ચુકાદા સામે કવિનો વિરોધ—હિંદુ વિરોધ પત્રમાં સહી; (આમાં જાણે નાનમ હોય તે રીતે ઘણાની ટીકા) બ્રસેલ્સની વિશ્વશાંતિ પરિષદને સંદેશ: "પૂરી કિંમત આપીને આપણે લાયક ન બનીએ, ત્યાં લગી આપણને શાંતી મળવાની નથી; સબળાએ લોભ બંધ કરવો જોઈએ અને નિર્બળાએ

હિંમતવાન બનવું જોઈએ." બંગાળ નારી પરિષદમાં વ્યાખ્યાન;

—૧૯૩૭ કલકત્તા યુનિવરસીટીના પદવીદાન સમારંભમાં પ્રથમ કવિને—બિન અમલદારને મુખ્ય મહેમાન તરીકે આમંત્રણ; કવિનું બંગાળીમાં વ્યાખ્યાન; રામકૃષ્ણ જન્મશતાબ્દી પ્રસંગે 'ધર્મ પરિષદ'ના પ્રમુખ; 'વિશ્વ પરિચય' (વિજ્ઞાન પુસ્તિકાનું લેખન; ગંભીર માંદગી; સ્વજન મિત્ર જગદીશચંદ્ર બોઝનું અવસાન (નવેમ્બર, ૨૩, ૧૯૩૭), 'પ્રાંતિક'ના કાવ્યો.

—૧૯૩૮ કલકત્તામાં ગાંધીજીની મુલાકાત; 'સેંજુતી'ના કાવ્યો.

—૧૯૩૯ સુભાષ બોઝ અને પં. જવાહર નહેરુ શાંતિનિકેતનમાં;

—૧૯૪૦ ગાંધીજી શાંતિનિકેતનમાં (૧૭ ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૦,) ૫ મી માર્ચે પરમ મિત્ર એન્ડ્રુઝનું અવસાન; (૧૨, ૧૮૭૧ જન્મ); ઓક્સફર્ડ યુનિવરસીટી તરફથી શાંતિનિકેતનમાં ખાસ પદવીદાન સમારંભ—કવિને પદવી આપવા સારુ—।

—સપ્ટેમ્બર ૨૭ મીએ ફરી બે માસની ગંભીર માંદગી; 'નવજાતક,' 'સનાઈ,' 'રોગ શય્યા,' 'આરોગ્ય'ના કાવ્ય ગુચ્છો, તથા 'બાળપણ' (આત્મકથા), 'તિનસંગી' (નવલકથા),

—૧૯૪૧ ૮૦મી જન્મ તિથિનો ભારતભરમા સમારોહ તે પ્રસગે 'સસ્કૃતિની કટોકટી'નુ વ્યાખ્યાન (યુરોપીય સસ્કૃતિની છિન્ન ભિન્નતા ઉપર નીકર નકાશ એકરારની એના ઉપર બાંધેલી આશાઓ ચૂરચૂરા થવાનો એકરાર) 'જન્મદિને' કાવ્ય ગુચ્છ 'ગલ્પસલ્પ' (બાળ સાહિત્ય)

—છેલ્લી ગભીર લાંબી માંદગી જૂન ૪થીએ નિવેદન પ્રગટ કર્યું–બ્રિટિશ પાર્લામેન્ટની સભ્ય મિસ એલેનોર રેથબોને ભારતવાસીઓને બ્રિટિશની પડખે યુદ્ધમા ઊભા રહેવા સલાહ આપી, તેને કવિએ 'ભારતીય અતરાત્માને ઉદ્ધત પડકાર' તરીકે ઓળખાવી આ નિવેદનથી ખળભળાટ

—માંદગી વધુ ગભીર ઓપરેશન (૩૦ જુલાઈ) આ ઓપરેશનના અર્ધા કલાક પૂર્વે છેલ્લી કવિતા (આ અકમા જ જુઓ ૭ મી ઓગસ્ટે બપોરના ૨ા થી ૩ વચ્ચે અતિમ શ્વાસ-કલકત્તાના બાપીકા ઘરના, ૮૦ વર્ષ અને ૩ માસ અગાઉ જન્મ લીધો હતો, તે ઘરમા કવિએ દેહ છોડ્યો

—રાષ્ટ્રમા શોક ગગા કિનારે અતિમવિધિ

★



## હું જાણું છું—

જદિ દુઃખે દહિતે હય તણુ મિથ્યા ચિંતા નય.
જદિ દૈન્ય બહિતે હય તણુ મિથ્યા કર્મ નય.
જદિ દંડ સહિતે હય તણુ મિથ્યા વાક્ય નય
જય જય સત્યેર જય.

હું જાણું છું કે મારો સૂર આજના આ ધાંધલિયા યુગની ગર્જનાઓથી ઉપરવટ જવા અત્યંત કમજોર છે. રસ્તે જતા છોકરા માટેય મને 'અવ્યવહારુ' કહી નાખવાનું સહેલું છે. આ વિશેષણ મારા ઝભ્ભાને સદાકાળ વળગી રહેશે—કદિ ધોવાઈ નહિ જાય; અને સૌ સન્માનિત ગૃહસ્થોની ગણનામાથી મને અસરકારક રીતે બાકાત રાખી શકશે–એય હું જાણું છું. આજના આ દિવસોમાં જ્યારે રાજ્યસિંહાસનોનું ગૌરવ નાશ પામ્યું છે, અને પયગંબરોનું સ્થાન કાલાતિક્રમ્ બની ચૂક્યું છે, અને જ્યારે બજાર-ના બૂમાટા એ જ તમામ સૂરોને શમાવી દેતો શોર બની ગયો છે, ત્યારે હું જાણુ છું કે આવેશમય અખાડાબાજોના જૂથ સામે પોતાને ભાવનાવાદી (idealist) કહેવડાવવામાં કેટલું મોટુ જોખમ રહેલું છે.

આમ છતાં, એક દિવસ, આધુનિકતાનું રુવાબભેર પ્રદર્શન કરી રહેલી યાંકોઇોમાં નગરીના પાદરે ઊભીને, મેં તમારા દક્ષિણ સમુદ્રમાં સૂર્યાસ્ત નિહાળ્યો હતો અને પાઇનવૃક્ષોથી આચ્છાદિત પહાડીઓમાં તેની શાંતિ અને ભવ્યતા નિરખી હતી. ત્યારે અનંતતાનું સંગીત સંધ્યાની નિશ્ચલતામાંથી ધસી આવ્યું. અને મને લાગ્યું કે આકાશ અને પૃથ્વી, તથા ઉષા અને સંધ્યાનાં ઊર્મિગીતો કવિઓ અને ભાવનાવાદીઓની જ સાથે છે-અને તમામ ઊર્મિઓ પ્રત્યે ઝનૂનભેર તિરસ્કારથી જોનારા બજારીઆઓ સાથે નહિ જ નહિ. ત્યારે મને એમેય લાગ્યું કે-પોતાનું દૈવત્વ વિસરી ગયેલો માનવી ફરી એ વાતનું સ્મરણ કરશે જ કે, સ્વર્ગ આ સૃષ્ટિને સ્પર્શીને જ સદાકાળ વિસ્તરેલું છે: આવી આ સૃષ્ટિને માનવરુધિર સૂંઘનાં અને આકાશ ભણી ધૂરકિયાં કરતાં વર્તમાનયુગી શિકારી વરુઓને શરણે સદાકાળ માટે કદિ છોડી દઈ શકાય જ નહિ...



## ભૂમા

માનવનો વારસો મહામાનવનો વારસો છે, ક્યાંય તેની સીમા નથી. અનંત સાધના ભૂમિમાં તેનો વાસ છે. ઈતર પ્રાણિઓનો વાસ ભૂમંડળ પર હોય છે, પરંતુ માનવનો વાસ તેના પોતાના દેશમાં હોય છે. તેનો આ દેશ કોઇ મૃણ્મય નહિ પરંતુ ચિન્મય પદાર્થ છે. આ દેશ માનવ માનવના મિલનમાં, જ્ઞાનના સંચયમાં અને કર્મક્ષેત્રમાં રહેલો છે. યુગયુગથી વહેતી આવતી ચિંતન-ધારાથી, પ્રીતિધારાથી આ દેશનું મન તૃણરૂપે, ધાન્યરૂપે સમૃદ્ધ થતુ જાય છે. અનેક માનવોના આત્મત્યાગથી આ દેશનું ગૌરવ ઝળહળી રહ્યું છે જે બધા ચિન્મય દેશના નિવાસી અતીત કાળમા થઈ ગયા, તેઓનો વાસ્તવિક વાસ ભાવિમા હતો. તેમની ઇચ્છા અને કર્મની ગતિ આગામી કાળને ઉદ્દેશીને થતા. તેમની તપસ્યાનું ભાવિ આજે આપણામા વર્તમાન જણાય છે, પરંતુ ક્યાંય આબદ્ધ થઇ ગયું નથી. આપણે પણ દેશના એ ભાવિને માટે વર્તમાનનું વિસર્જન કરી રહ્યા છીએ. એ ભાવિનો આપણે વ્યક્તિગત ભાવે ભોગ ન કરીએ.

જે તપસ્વી મહાત્માઓ અનંત ભાવિમા વાસ કરતા

અને એ ભાવિમાં જ જેમનો આનંદ, જેમની આશા, જેમનું ગૌરવ હતાં, તેમણે જ માનવસભ્યતાનું સર્જન કર્યું છે. તેમનું સ્મરણ કરીને જ માનવ પોતાને અમૃતનો સંતાન જાણી શકે છે. તે સમજે છે કે તેની દૃષ્ટિ, તેની સૃષ્ટિ અને તેનું ચરિત્ર મૃત્યુની પેલે પાર છે મૃત્યુની વચ્ચે રહીને જેમણે અમૃતને પ્રમાણિત કર્યું છે, તેમના જ એ મહદ દાનથી દેશ રચાય છે. ભાવિકાળના વાસી કેવળ પોતાના દેશનો નહિ, પરંતુ સમસ્ત પૃથ્વીના લોકોનો અધિકાર પામ્યા છે. કોઈ જાતિ કે વર્ણનાં બંધન વિના તેમના વિચારો અને તેમનાં કાર્યો સર્વે માનવોનાં થઇ રહ્યાં છે તેમની સંપત્તિનાં આપણે બધાં જ વારસદાર છીએ.

આ મહાત્માઓએ દૃઢતાપૂર્વક પોકાર્યું છે કે, સર્વે માણસોની સમેત, બધું જ ઓળંગીને, સીમા બદ્ધ કાળની પેલીપાર એક માનવ વિરાજી રહ્યો છે. તે વિરાટ માનવનો આવિર્ભાવ કર્યેજ છૂટકો છે. તેમને શ્રેષ્ઠ સ્થાન દેવું જ પડશે. તે માટે તો માનવનો વાસ ચિન્મય દેશમાં છે. સર્વે માણસોની આ મિલનભૂમિ એવી હશે, જ્યાં પ્રત્યેક માનવ પોતપોતાનાં ખંડિત દેશ અને કાર્ય ત્યજીને તેમાં બુદ્બુદ થયો હશે, જ્યાં તેની વિદ્યા, તેની સાધના, સકળ કાળના સકળ માનવને અનુલક્ષીને થઈ રહ્યાં હશે.

ભવિષ્ય કાળ અસીમ છે, અતીત પણ અસીમ છે. કાળની આ બન્ને દિશાઓમાં માનવ મન આકર્ષાય છે.

**पुरूष एव इदं सर्वं यद्भूतं यच्च भव्यम्**, જે ભૂત છે, જે ભાવિ છે, તે બધું જ તે પુરૂષ છે.

પૂર્ણ પુરૂષ આવી રહ્યા છે! તેમનો રથ દોડી રહ્યો છે. પરંતુ હજી તેઓ જણાતા નથી. સાજન આવી ગયું છે, યુગ યુગથી તેમની પ્રતીક્ષા કરી રહ્યું છે. વરનાં વાજાં દૂરથી સંભળાય છે. માર્ગ મોકળો કરવા માટે દૂત દુર્ગમ રસ્તે ચાલી રહ્યા છે.

આવા અનિશ્ચિતને માટે, અનાગતને માટે માનવ પોતાના પ્રાણ સાટે જીવન પર્યંત પ્રયત્નો કરી રહ્યો છે તેને ખાતર કંટાળ્યા વગર અનુસંધાન કરી રહ્યો છે. આવા સંકટમય માર્ગે અનેક મુશ્કેલીઓ વેઠવા છતાં, કામ ફોગટ જાય છતાં, તે પોતાની યાત્રા અટકાવતો નથી.........

બીજાં બધાં પ્રાણીઓની જેમ તથ્ય માનવનું પાથેય છે, પરંતુ સત્ય તેનું ઐશ્વય છે. આ ઐશ્વર્યનું પરમ લક્ષ્ય કોઈ અભાવ દૂર કરવામાં નથી, પણ મહિમાની ઉપલબ્ધિ કરવામાં છે. આથી જ ઐશ્વર્યાભિમાની માનવ ઉચ્ચારે છેઃ– **भूमैव सुखं, नाल्पे सुखमस्ति**, ભૂમામાં –મૃહદમાં જ સુખ છે, અલ્પમાં નહિ.

આને કદાચ કોઈ બેહિસાબી વાત માને, કારણ કે, સામાન્ય હિસાબી દૃષ્ટિથી જે કાંઈ ઈચ્છીએ અને જે મળે, એ બે પરિણામથી જ સુખની ગણત્રી કરવામાં

આવે છે આપણુ શાસ્ત્ર જણાવે છે કે **संतोष परम स्थाय सुखार्थी सयतो भवेत्**, સુખ ઇચ્છનાર પરમ સતોષ રાખીને સયત થવુ આમ છતાય આપણે વાસ્તવિક રીતે જોઈએ છીએ કે, સતોષમાજ સુખ છે તેમ નથી. આની ઊલટી હકીકત જોવામા આવે છે તેનુ કારણ શુ ? કારણ કે માનવની સત્તામા દ્વદ્વ છે તેની જે સત્તા ઇન્દ્રિયોમા રહી છે, ત્યા જેટલુ આકર્ષણ હોય, તેમાજ તે સુખ માને છે પરતુ તેના અતરનો અણુ માનવ વિશ્વમાનવમા વિસ્તરેલો છે આ વિશ્વમાનવની દિશામા તે કેવળ સુખ ઉપરાત કાઈક વધારેને ચાહે છે આથી ફરીનેજ સઘળા જીવોમા એકલો માનવ જ અમિતાચારી જોવામા આવે છે તેને મેળવવુ છે અમિત અને દેવુ છેય અમિત કારણ કે તેનામા વિરાજી રહ્યો છે પેલો અમિત માનવ આ અમિત માનવ નથી સુખનો ભિખારી, નથી દુ ખનો ડરનાર આરામને ઠોકર મારીને એ અમિત માનવ આપણને કઠોર અવિશ્રાત પ્રયત્નો કરવા ધકેલે છે પણ આપણા અતરમા રહેલો પેલો બીજો માનવ, વામન માનવ આ બધુ પસદ કરતો નથી તે ફફડી ઊઠે છે અને પેલા અમિત માનવને ઠપકો આપે છે કે ઘણુ ખાઈને નીકળ્યા જતિ થવા ! પરતુ બીજો કોઈ ઉપાય નથી ! થાય શુ ?

ઉપનિષદમા ભગવાન વિષે એક પ્રશ્નોત્તરી છે પ્રશ્ન છે **स भगव कस्मिन् प्रतिष्ठित**, તે ભગવાન કયા

પ્રતિષ્ઠિત છે? ઉત્તર મળે છે स्वे महिम्नि, પોતાના મહિમામા આ મહિમામા જ તેમનો સ્વભાવ છે, તેમનો આનદ છે

પરતુ જે સ્વભાવમા તેનો મહિમા છે, તે સ્વભાવને તે ઘણા વિગ્રહો દ્વારા પામે છે માનવની સહજ અવસ્થા અને તેના સ્વભાવની વચ્ચે દરરોજ દ્વદ્વ ચાલ્યા કરે છે તેથીજ ધર્મના માર્ગને, માનવતાના પરમ સ્વભાવના માર્ગને ઘણો વિકટ ગણવામા આવ્યો છે .

બીજા બધા પ્રાણીઓ બહારથી પોતાની જીવિકાનો અર્થ શોધતા ચારેકોર ભમ્યા કરે છે પરતુ માનવે પોતાના અતરમા આશ્ચર્ય પામી કોને અનુભવ્યો? તેને–કે જે પોતાના અતર્નિહિત અર્થ સુઝાડે છે એટલે? એ કે માનવ મહાન છે પ્રથમ તેણે પોતે મહાન છે તે પુરવાર કરવુ પડશે, કારણ કે પોતે ચિરતન માનવ છે, સર્વજનીન માનવ છે, મૃત્યુથી અતીત માનવ છે જ્ઞાનમા, કાર્યમા, ભાવમા જેટલે અશે આપણે સાચા હોઈશુ, તેટલે અશે તે ભૂમાની ઉપલબ્ધિ શક્ય થશે અતરમા વિકાર થશે તો બધુ જ ધૂળ ભેગુ મળશે એ વિરાટ માનવને, એ ભૂમાને ગુમાવવાથી આપણુ જે કાઈ અનિષ્ટ છે, તે બને છે બાહ્ય ઉપકરણોમા તેને શોધતા જતા તે પોતેજ પારકો બની જાય છે ! આવી વિકૃત દશામા આપણે આપણી જાતને પૈસામા, ખ્યાતિમા,

કર્મને ઇચ્છે છે મનુષ્યનો આત્મા કર્મદ્વારા જ પોતાને પોતાનામાંથી મુક્ત કરે છે. એવું જો ન હોત તો ઇચ્છા કરીને એણે કદી કર્મ કર્યાં જ ન હોત.

મનુષ્ય જેમ જેમ કર્મ કરતો જાય છે, તેમ તેમ પોતાની અંદર રહેલા અદૃશ્યને દૃશ્ય કરતો જાય છે, તેમ તેમ એ પોતાના સુદૂરવર્તી અનાગતને પોતાની નિકટ ખેંચી લાવતો જાય છે. મનુષ્ય પોતાનાં અનેકવિધ કર્મોમાં, રાષ્ટ્રમાં, સમાજમાં, પોતાને જ અનેક દિશાએથી જોઈ શકે છે.

આ રીતે પોતાને જોઈ શકવું એનું નામ જ મુક્તિ. અંધકાર મુક્તિ નથી, અસ્પષ્ટતા મુક્તિ નથી. અસ્પષ્ટતા જેવું ભયંકર બન્ધન બીજું એકેય નથી. અસ્પષ્ટતાને ભેદીને ઊંચે આવવા માટે જ બીજની અંદર રહેલો અંકુર મથે છે, કળીની અંદર રહેલું ફુલ પણ એને માટે જ પ્રયત્ન કરે છે. અસ્પષ્ટતાના આવરણને ભેદીને, સુપરિસ્ફુટ થવાને માટે જ આપણા ચિત્તની અંદરનો ભાવરાશિ બહાર આકાર ગ્રહણ કરવાનું ઉપલક્ષ્ય શોધતો ફરે છે. આપણો આત્મા પણ અનિર્દિષ્ટતાના ધુમ્મસમાંથી પોતાને મુક્ત કરી, બહાર આણવા માટે જ કર્મનું સર્જન કરે છે. એ કર્મમાં એનું કશું પ્રયોજન હોતું નથી.

જે એની જીવનયાત્રાને માટે આવશ્યક નથી, તેને પણ એ ઘડે છે. કારણ કે એ મુક્તિ ઝંખે છે એ પોતાનાં

અન્તરાચ્છાદનમાંથી મુક્ત થવા ઇચ્છે છે, એ પોતાને અરૂપના આવરણમાંથી મુક્ત કરવા ઇચ્છે છે, એ પોતાને જોવા ઇચ્છે છે; પામવા ઇચ્છે છે. નકામા ઊગી નીકળેલા છોડને કાપી નાખીને જ્યારે બાગ બનાવે છે, ત્યારે કુરૂપતામાંથી એ જેમ સૌન્દર્યને મુક્ત કરે છે, તેમ પોતાનું અંદરનું જ સૌન્દર્ય—બહાર એને મુક્ત ન કરે તો અંતરમાં પ એ મુક્તિ ન પામે. સમાજના યથેચ્છાચારમાં સુનિયમની સ્થાપના કરીને અકલ્યાણની બાધાની અંદર રૂંધાઈ રહેલા કલ્યાણને મુક્તિદાન દે છે. પણ એ કલ્યાણ તે પોતાની અંદર રહેલું જ કલ્યાણ. બહાર એને મુક્ત ન કરીએ તો અન્તરમાં પ એ મુકિત ન પામે. આવી રીતે મનુષ્ય પોતાની શક્તિને સૌન્દર્યને, મંગલને, પોતાના આત્માને અનેકવિધ કર્મદ્વારા કેવળ બન્ધન મુક્ત કરતો જાય છે. જેટલે અંશે એ આ કરે છે, તેટલે અંશે એ પોતાને મહત્ કરીને જોઈ શકે છે, તેટલે અંશે એનો આત્મ પરિચય વિસ્તીર્ણ થતો જાય છે.

ઉપનિષદ્ કહે છે—कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः । કર્મ કરતાં કરતાં જ સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી. જેઓ આત્માના આનંદની પ્રચુર ઉપલબ્ધિ કરી શકયા છે, તેમની આ વાણી છે. જેઓએ આત્માને પરિપૂર્ણ કરીને જાણ્યો છે, તેઓએ કદી દુર્બળ બુદ્ધિમાનભાવે કહ્યું નથી, જે જીવન દુઃખમય છે, કર્મ કેવળ બંધન છે. દુર્બળ ફૂલ-ડીંટાથી બાગનું

ઉપભોગના અનેક આયોજનોમાં જોઈએ છીએ. ચારેકોર જે બધા વાદવિવાદ, જે ક્રંદન પંભળાય છે, તેના મૂળમાં આજ હકીકત છે.

તેથી ભૂમાત્વેવ વિજિજ્ઞાસિતવ્યઃ એ ભૂમાને જ પામવા જોઇશે

**બ્રહ્મચર્ય ( માનવ ધર્મ )**

## કર્મયોગ

ભયમાંથી જ અતાપ, નિયમમાથી જ આનંદ પોતાને પ્રકટ કરે છે, એ જેઓ જાણે છે, તેઓ જ નિયમને પાર કરી જઈ શક્યા છે. નિયમનું બંધન તેમને માટે નથી એમ નહિ, પણ એ તો તેમને મન આનંદનું જ બધન બની રહે છે. પ્રેમિકને જેવુ પ્રિયતમાના ભુજનું, તેવુ આવા લોકોને આનંદનું બંધન. એમાં દુઃખ નથી હોતું સહેજ સરખું ય દુઃખ નથી હોતું, બધા બંધનને એએ ખુશ થઈને સ્વીકારે છે, કશાનેય ટાળીને ચાલવા ઈચ્છત નથી, કારણ કે સમસ્ત બંધનમા જ એઓ આનંદન નિબિડ સ્પર્શને ઉપલબ્ધ કરી શકે છે. વસ્તુતઃ જ્યા નિયમ નથી, જ્યા ઉચ્છૃંખલ ઉન્મત્તતા છે ત્યાજ બંધન કેવળ બાધે છે, મારે છે. અસીમની સાથે વિચ્છેદ કરાવે છે, પાપની યન્ત્રણાથી પીડે છે, પ્રકૃતિના આકર્ષ

પૃથ્વી સપના સુદૃઢ નિયમબંધનમાંથી જ્યારે તેઓ સ્ખલિત થાય છે, ત્યારે માતાના આલિંગનથી ભ્રષ્ટ થયેલા શિશુની જેમ તેઓ રડી ઉઠીને કહે છે, **મા મા હિમ્મી**–અમને હણુનો નહિ એઓ કહે છે કે અમને બાંધો, તમારા નિયમે અમને બાંધો અન્તર બાંધો, બહારથી બાંધો, અમને આલિંગન કરીને, આદ્દન કરી–બાંધી રાખો તમારા નિયમના બાહુપાશમાં બંધાઈને તમારા આનંદને અમે જાગી રહેવા ઈચ્છીએ છીએ અમને પાપના મૃત્યુબંધનમાંથી છોડાવીને દૃઢ કરીને–અમારૂં રક્ષણ કરો

નિયમને આનંદથી વિપરીત સ્વરૂપનો જાણીને કેટલાક સ્વેચ્છાચારને જ આનંદ ગણી બેસવાની ભૂલ કરે છે એવી જ રીતે કર્મને મુક્તિથી વિપરીત સ્વરૂપનું કલ્પી બેસનારા લોકોનો પણ આપણા દેશમાં તોટો નથી કર્મ એ સ્થૂલ વસ્તુ છે ને તેથી આપણે માટે એ બન્ધનરૂપ છે એમ એઓ માનતા હોય છે

પણ જેમ નિયમદ્વારા જ આનંદ પ્રકટ થાય છે, તેમ કર્મવી જ આત્માની મુક્તિ પ્રાપ્ત થાય છે, એ વાત યાદ રાખવી પડશે પોતાની અંદર જ પોતાને પ્રકટ નહી કરી શકાતો હોવાના કારણે આનંદ બહારના નિયમને ઇચ્છે છે તેવી જ રીતે પોતાની દ્વારા જ પોતાની મુક્તિ ન થઇ શકતી હોવાના કારણે આત્મા મુક્તિને માટે બહારના

થઈને ફળ થના પહેલા જ ખરી પડે એઓ ફૂલ જેવા નહોતા જીવનને એઓએ છાતી સરસુ ચાપ્યુ હતુ ને એઓએ તો કહ્યુ હતુ કે ફૂલ ફળે નહિ, ત્યાસુધી અમે એને કોઈ રીતે ય છોડી દેવાના નથી એઓએ સસારમા, કર્મમા, આનન્દમા પોતાને પ્રબળભાવે પ્રગટ કરવાની ઇચ્છા રાખી હતી દુખ કે તાપે એમને અવનમન કર્યા નહી, પોતાના હૃદયના ભારથી એઓ ધૂલિશાયી થઈને ઢળી પડયા નહી, સુખ દુખ સમસ્ત દ્વારા એમણે માહાત્મ્યને ઉત્તરોત્તર ઉદ્ઘાટિત કરીને પોતાને જોયા, અને પોતાને જોઈને વિજયી વીરની જેમ સસારમાથી માથુ ઊચુ રાખીને ચાલ્યા ગયા બ્રહ્માડમા જે શક્તિનો આનદ નિરતર ભાગવા-ઘડવાની ક્રિયા દ્વારા લીલા કરે છે, તેના નૃત્યનો છદ એમના જીવનની લીલાની સાથે તાન દેતો હતો એમના જીવનના આનદની સાથે સૂર્યના પ્રકાશનો આનન્દ, મુક્ત સમીકરણનો આનન્દ સુર ભેળવી દઈને અભ્યન્તરને સુધામય કરી દેતો હતો એઓએ જ કહ્યુ છે—कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः । કર્મ કરતા કરતા જ સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી

મનુષ્યમા રહેલો આ જીવનનો આનદ છે, એ જ કર્મનો આનદ છે, બિલકુલ એ સાચી વાત છે આપણે એમ ન કહી શકીએ કે આ તો આપણો મોહ આપણે એમ ન કહી શકીએ કે કર્મનો ત્યાગ કર્યા વિના આપણે ધર્મસાધનાના પથે પ્રવેશ કરી શકીએ નહી ધર્મસા

ધનાની સાથે મનુષ્યના કર્મ જગતનો વિચ્છેદ કરાવવાથી મ્હી મગન થતુ નથી વિશ્વગાનની અવિરત કર્મચેષ્ટાને એના ઇતિહાસના વિરાટ ક્ષેત્રે એકનાગ સત્યદષ્ટિએ જોઈ જુઓ એવી રીતે જોયા પછી કર્મને કેવળ દુ ખરૂપે જ જોવાનુ શક્ય રહેશે ખરૂ ? એવી રીતે જોયા પછી આપણને લાગશે કે કર્મના દુ ખને માણસ વહે છે એમ કહેવા કરતા કર્મજ મનુષ્યના ઘણા દુ ખને વહે છે, ઘણે ભાગ હળવો કરે છે એમ કહેવુ વધારે સાચુ છે કર્મનો સ્રોત પ્રતિદિન આપણી અનેક વિપદોને દૂર કેને છે અનેક વિકૃતિઓને વહાની લઇ જાય છે માણસ પોતાના પર જવાબદારી આવી પડવાથી કર્મ કરે છે, એ વાત સાચી નથી ખેતી એક બાજુ જવાબદારી છે, બીજી બાજુ સુખ પણ છે

માણસ એક બાજુથી અભાવનો માર્યો કર્મ કરે છે તે બીજી બાજુથી એ સ્વભાવની પરિતૃપ્તિને અર્થ પણ કર્મ કરે છે, તેથી જ માણસ જેમ જેમ સસ્કૃતિનો વિકાસ કરતો જાય છે, તેમ તેમ એની નવી નવી જવાબદારીઓ પણ વધતી જ જાય છે તેમ તેમ નવા કર્મોને એ સ્વેચ્છાથી સરજતો જાય છે પ્રકૃતિ બળજબરીથી આપણી પાસેથી કેટલાક કામ કરાવીને આપણને સચેત રાખે છે અનેક પ્રકારની ભૂખ તરસના માર્યા આપણે સદા કામ કરતા રહીએ છીએ, પણ એટલાથી આપણુ મનુષ્યતત્વ પર્યાપ્ત થઈને રહેતુ નથી પશુપક્ષીની સાથે સમાનભાવે પ્રકૃતિના ક્ષેત્રોમા એને જે કામ કરવા પ

છે, તેટલાથી જ એ સંતોષ માનીને બેસી રહી શકયો નથી – કર્મદ્વારાજ સ્વેચ્છાથી એ સહુને વટાવી જવા ઇચ્છે છે. માણસના જેવું કામ કોઈ જીવને કરવાનું હોતું નથી.

એના સમાજનું–એક અતિ બૃહદ્ કાર્યનું ક્ષેત્ર એને જાતે તૈયાર કરવું પડયું છે. કેટલાય સમયથી એમાં એ કેટલુંય ભાંગે છે, ઘડે છે, કેટલાય નિયમો રચે છે ને વળી છેદે છે. કેટલાય પથ્થરો ટાંકે છે અને એમાંથી ઈમારત ચણે છે, કેટલું ય વિચારે છે, કેટલુંય શોધે છે ને કેટલુંય ક્રંદન પણ કરે છે. આ જ ક્ષેત્રમાં એને સહુથી મોટાં મોટાં યુદ્ધો લડવાં પડયાં છે. અહીં જ એ નવજીવન પામતો જાય છે, અહીં જ એનું મૃત્યુ પણ પરમ ગૌરવમય બની રહે છે. અહીં જ એ દુઃખને ટાળવાનું ઈચ્છયા વિના નવાં નવાં દુઃખોને સ્વીકારતો જાય છે. જે કાંઈ ઉપસ્થિત છે, જે એની ચારે બાજુએ રહ્યું છે, તેના પિંજરમાં પૂરાઈ રહેલો મનુષ્ય સંપૂર્ણ નથી. કોઈ એક સ્થળે ઊભા રહી જવાથી મનુષ્યને આરામ કદાચ મળે, પણ એની ચરિતાર્થતા બિલકુલ નષ્ટ થઈ જાય, કારણ કે મનુષ્ય પોતાના વર્તમાનથી ઘણો મોટો છે. આ મહત્ તત્વનો મનુષ્યે અહીં જ આવિષ્કાર કર્યો છે. એ મહતી વિનષ્ટિને મનુષ્ય સહી શકતો નથી. તેથી જ એના વર્તમાનને ભેદીને મહાન થવાને કાજે, હજુય એ જે થઈ શકયો નથી, તે થવાને

માટે ફરી ફરીથી દુઃખ ઝીલ્યા કરે છે. એ દુઃખમાં જ મનુષ્યનું ગૌરવ રહ્યું છે. આ વાતને સ્મરણમાં રાખીને મનુષ્યે પોતાના કર્મક્ષેત્રને સંકુચિત કર્યું નથી; એને એ કેવળ પ્રસારતો જાય છે. ઘણીવાર તો આ પ્રસાર એટલી હદે જઈ પહોંચે છે કે, કર્મની સાર્થકતાને એ ભૂલી જાય છે. કર્મનાં સોતમાં વહેતી આવર્જનાથી પ્રતિહત થઈને માનવચિત્ત કેન્દ્રની ચારે બાજુએ ભયંકર આવર્તો રચે છે—સ્વાર્થનો આવર્ત, સામ્રાજ્યનો આવર્ત, ક્ષમતાભિમાનનો આવર્ત. તો યે જ્યાંસુધી ગતિનો વેગ હોય છે, ત્યાં સુધી તાપનું કોઈ કારણ નથી. સંકીર્ણતાનો અંતરાય એ વેગથી ધીમે ધીમે દૂર થઈ જાય છે. કાર્યનો વેગ જ કાર્યમાં રહેલી ભૂલનું સંશોધન કરે છે. કારણ કે ચિત્ત અચલ થઇને જડતાની નિદ્રાના ઘેનમાં પડે છે કે તરત જ એના શત્રુઓ પ્રબળ થઈ ઊઠે છે. પછી વિનાશની સામે એ ઝઝૂમી શકતું નથી જીવવું હોય તો અમુક કર્મ કરવાં પડે. કર્મ કરીને જ જીવી શકાય, એ અનુશાસન આપણે સાંભળ્યું. કર્મ કરવા અને જીવવું એ બે વચ્ચે અવિચ્છેદ્ય યોગ રહેલો છે.

મૂળ વાત એ છે કે, જે સત્ય સ્વરૂપ છે તે બ્રહ્મને વિભાજીત કરીને આપણે જીવી શકીએ જ નહીં, તેના અંતરમાં જેમ આપણો આશ્રય, તેમ એનાથી જે બહાર, તેમાં પણ આપણો આશ્રય. એનો જે તરફથી ત્યાગ કરીએ એ તરફથી આપણે પોતાને જ વંચિત કરીએ.

माहं ब्रह्म निराकुर्यां मामा ब्रह्म निराकरोत्।
બ્રહ્મ અમારો ત્યાગ ન કરો, અમે બ્રહ્મનો ત્યાગ ન કરીએ. એણે જ આપણને બહાર ધારણ કરી રાખ્યા છે. એ જ આપણને અંતરમાં પણ જાગ્રત રાખે છે. આપણે જો એમ કહીએ કે, અમે એને કેવળ અન્તરના ધ્યાનથી પામીશું, બહારનાં કર્મમાંથી એને બાદ કરી દઈશું, કેવળ હૃદયના પ્રેમદ્વારા જ એને ભોગવીશું, બહારની સેવાદ્વારા એની પૂજા નહીં કરીએ. અથવા તો એથી સાવ ઊલટી વાત કરીએ, ને એ રીતે જીવનની સાધનાને જો એક બાજુએથી જ ભારગ્રસ્ત કરી મૂકીએ તો તો આપણે પ્રમત્ત બની જઈશું ને આપણું પતન જ થશે.

બ્રહ્મની એક બાજુ વ્યાપ્તિ ને બીજી બાજુએ સમાપ્તિ. એક બાજુએ પરિણતિ ને બીજી બાજુએ પરિપૂર્ણતા. એક બાજુ ભાવ ને બીજી બાજુ આવિષ્કાર—આ બન્ને સાથે સાથે રહ્યાં છે. ગીત અને ગીતના ગાનારની જેમ અવિચ્છિન્નપણે મળીને રહ્યાં છે, એટલું તેઓ જોઈ શકતા નથી. એ તો જાણે ગાયકના અંતઃકરણને અસ્વીકારીને ગીત બીજે ક્યાંય નથી, ગાવાની ક્રિયામાં જ છે. એમ કહેવું, એના જેવું થયું. એ ખરું કે આપણે તો ગીત ગવાતું જ જોઈએ છીએ, કોઈ પણ સમયે સંપૂર્ણ ગીતને એક સાથે જોતાં નથી, પણ તેથી સંપૂર્ણ ગીત ચિત્તમાં રહ્યું છે, એટલું શું આપણે જાણતા નથી, એમ કહી શકાય?

આપણે ચિનના અ દરના ભાગ તરફ્જ ઝૂકી પડયા છીએ શક્તિના ક્ષેત્રને, વ્યાપ્તિની દિશાને આપણે ગાળ દઈ ને ત્યજી દેવા ઇચ્છીએ છીએ બ્રહ્મને કેવળ ધ્યાનમા પરિસમાપ્તિની દિશાએથી જ જોઈશુ, વિશ્વવ્યાપારની નિત્ય પરિણતિની દિશાએથી નથી જ જોવુ, એવુ પ્રણ આપણે લઈ બેઠા છીએ તેથી જ આપણા દેશમા સાધકોમા આધ્યાત્મિક ઉન્મત્તતાની દુર્ગતિ ઘણુ ખરૂ જોવામા આવે છે

કર્મનો ત્યાગ નહી પણ આપણા દરરોજના કર્મને જ ચિરદિનના કર્મના સૂરે ધીમે ધીમે બાધી દેવાની સાધના જ સત્યની સાચી સાધના છે, ધર્મની સાચી સાધના છે એ સાધનાનો જ મ ત્ર છે **यद्यत् कर्मप्रकुर्वीत तद्ब्रह्मणि समर्पयेत्।** જે જે કર્મ કરો તે બ્રહ્મને સમર્પણ કરવા એટલે કે સમસ્ત કર્મ દ્વારા આત્માએ પોતાને બ્રહ્મને સમર્પી દેવો અનન્તની પાસે આ પ્રકારનુ નિત્ય નિવેદન તેજ આત્માનુ ગીત, આત્માની મુક્તિ જ્યારે બધા જ કર્મો બ્રહ્મસાધના યાગના માર્ગે વળી ચૂકયા હોય, જ્યારે કર્મો કેવળ આપણી પોતાની પ્રવૃત્તિની આજુબાજુ આટા ન કરતા હોય કર્મોદ્વારા પ્રતિદિન જ્યારે આપણુ આત્મ સમર્પણ જ થતુ રહેતુ હોય, ત્યારે આનન્દની અવધિ રહે ખરી ! એજ પૂર્ણતા એજ મુક્તિ, એજ સ્વર્ગ,—ત્યારે આપણો આ સસાર જ બની જાય આનન્દનિકેતન।

કર્મમાં મનુષ્યની આ જે વિરાટ આત્માભિવ્યક્તિ, અનન્તની આગળનું એનું આ નિરન્તર આત્મનિવેદન, તેની ઘરને ખૂણે બેસી રહીને અવજ્ઞા કરવાનું કોણ ઈચ્છે? બધાં માનવીઓએ ભેગાં મળીને, તાપ તડકો વેઠીને કાળેકાળે માનવ માહાત્મ્યના જે અભ્રભેદી મંદિરની રચના કરી છે, તેનાથી—એ સુમહત્ સર્જન વ્યાપારથી દૂર ભાગી જઈને, એકાન્તમાં બેસીને, કેવળ પોતાના મનમાં અમુક ભાવનો સંભોગ કરવો, એમાંજ શું મનુષ્યનું ભગવાન સાથેનું મિલન રહ્યું છે? એ સાધના જ શું ધર્મની ચરમ સાધના છે? અલ્યા ઉદાસીન, અલ્યા પોતાની મત્તતામાં જ વિહ્વળ થઈને પડ્યા રહેનારા સંન્યાસી, ઈતિહાસના સુદૂરપ્રસારિત ક્ષેત્રે મનુષ્યત્વના પ્રશસ્ત રાજપથે માનવાત્મા ચાલી નીકળ્યો છે, મેઘમન્દ્રગર્જને પોતાના કર્મના વિજય રથે ચઢીને ચાલી નીકળ્યો છે, વિશ્વમાં પોતાના અધિકારને વિસ્તીર્ણ કરવાને ચાલી નીકળ્યો છે, એનું એ મેઘમન્દ્રગર્જન શું હજુ ય તું સાંભળી શકતો નથી?

આટલા મોટા સંસારને આવડી મોટી પ્રતારણા માની બેસનાર શું સત્ય સ્વરૂપ ઈશ્વરમાં સાચે જ શ્રદ્ધા રાખી શકતો હશે? ભાગી જવાથી એને પામી શકાય, એમ માનનારો ક્યારે ય ક્યાંય એને પામી શકવાનો હતો? ભાગી ભાગીને એ કેટલે દૂર જઈ શકવાનો છે? ભાગતાં ભાગતાં કેવળ શૂન્યમાં પહોંચી જવાનું એનાથી કદીય બની શકવાનું છે ખરું? એવું કદી બની નહીં

શકે એ તો ભીરુતા છે જે ભાગમાં ઇચ્છે તે કદી એને પામે નહીં સહસ કરીને આપણે તો એમજ કહેવાનું છે કે, અમે એને પામ્યા છીએ, અહી આ ક્ષણેજ એને પામ્યા છીએ ફરી ફરી આપણે તો કહેવાનુ છે કે, મારા પ્રત્યેક કર્મમા જેમ હું મને પામુ છુ, તેમ મારા પોતાનામા જે પોતે રહ્યો છે, તેને હુ પામુ છુ કર્મ આડે જે કાઇ અન્તરાય, એમા જે કાઈ બગુઙ, જે કાઈ જડતા, જે કાઈ અવ્યવસ્થા, તે સમસ્તને શક્તિ દ્વારા સાધના દ્વારા દૂર કરી દઈને, આજ વાન અસંકોચે બોલવાનો અધિકાર આપણે પામવો પડશે જે કર્મમા જ મારો આનન્દ રહ્યો છે, એ આનન્દમા જ મારા આનન્દમય બિરાજે છે

બ્રહ્મ પણ પોતાના આનંદને એવી જ રીતે પ્રકટ કરે છે એ;'**बहुधा शक्तियोगात् वर्णाननेकान्निहितार्थो दधाति**' એ પોતાની અનેકવિધ શક્તિના યોગે, અનેક પ્રકારના અન્તર્નિહિત પ્રયોજનોને સિદ્ધ કરે છે, એ અન્તર્નિહિત પ્રયોજન તો એ પોતે જ તેથી એ પોતાને અનેકવિધ શક્તિથી અનેક આકારે દાન કરે છે એ કાર્ય કરે છે, હા એ પણ કાર્ય કરે છે જો એમ ન હોત તો એ પોતાનુ દાન પણ શી રીતે કરી શકત ? એનો આનંદ કેવળ પોતાનો ઉત્સર્ગ કરે છે, એ જ તો એનુ સર્જન છે

આપણી સાર્થકતા પણ એમા જ રહી છે—અહી જ

મન સાથે આપણે મેળ છે. વસુધા સન્નિયોગે આપણે પણ આપણું કેટલું દાન કરવાનું છે.

ઉપનિષદ્ કહે છે "स्वाभाविकी ज्ञानबलक्रिया च" એના જ્ઞાન, શક્તિ અને કર્મ સ્વાભાવિક છે. એની પરમા શક્તિ પોતાના સ્વભાવાનુસાર જ કાર્ય કરે છે આનંદ જ એનું કાર્ય, મર્મ જ એનો આનંદ બ્રહ્માંડની અસંખ્ય ક્રિયામાં જ એના આનંદની ગતિ.

પણ એ સ્વાભાવિકતા આપણામાં ઉદ્દભવી નથી હોતી, તેથી જ કાર્યને ને આનંદને આપણે વિખૂટાં પાડી બેસીએ છીએ. કાર્યનો દિવસ આપણે મન આનંદનો દિવસ નથી જે દિવસે આનંદ કરવા ઈચ્છીએ, તે દિવસે આપણને રજા લેવી પડે આપણે એવા હતભાગી, જે કાર્યમાં જ આપણે મુક્તિ પામીએ નહી. પ્રતિદિન થવાની ક્રિયામાં જ નદી મુક્તિ પામે શિખારૂપે પ્રજ્વલિત થઈ ઊઠવામાં જ અગ્નિ મુકિત પામે, પવનમાં વિખેરાઈને વ્યાપી જવામાં જ ફૂલની સુવાસ મુકિત પામે—

આપણાં સમસ્ત કર્મમાં આપણે એ રીતે મુક્તિ પામતા નથી કર્મ દ્વારા આપણે આપણને મુક્ત કરી દેતા નથી, આપણું દાન કરી દેતા નથી, તેથી જ કર્મ આપણને કચરી નાખે છે પણ હે આનંદ, વિશ્વના કર્મમાં તારી આનંદમૂર્તિને પ્રત્યક્ષ

કરીને, કર્મદ્વારા અમારો આત્મા અગ્નિની જેમ તારા ભણીજ પ્રજ્વલિત થઈ ઊઠો નદીની જેમ તારી અભિમુખ થઈને જ વહી રહો ફૂલની સુવાસની જેમ તારામા જ વ્યાપી રહો જીવનને એના સમસ્ત સુખદુઃખ, સમસ્ત ક્ષયપુષ્ટિ, સમસ્ત ઉત્થાન-પતનસહિત સ્વીકારીને, પરિપૂર્ણ કરીને ચાહી શકુ, એવુ વીર્ય તુ મને આપ તારા આ વિશ્વને પૂર્ણ શક્તિથી જોઉ, પૂર્ણ શક્તિથી સાભળુ, પૂર્ણ શક્તિથી અહી કાર્ય કરૂ જીવનમા સુખ નથી, કહીને હે જીવિતેશ્વર, તને દોષ ન દઉ જે જીવન તે મને દીધુ છે તે જીવનને પરિપૂર્ણ કરીને જ હુ જીવુ, વીરની જેમ હુ એને ગ્રહણ કરી શકુ એટલુ જ તારી આગળ પ્રાર્થુ છુ જે કલ્પના સમસ્ત કર્મથી વિયુક્ત એવા એક આધારહીન આકારહીન અનાસ્તનિક પદાર્થને બ્રહ્માનદ કહીને ઓળખાવે છે, તે દુર્બળ ચિત્તની કલ્પનાને સમૂળગી દૂર કરી દઉ કર્મક્ષેત્રમા મધ્યાન્હના સૂર્યના પ્રકાશમા તારા આનદસ્વરૂપને પ્રકાશતુ જોઈને હાટે ઘાટે ખેતરમા ને બજારમા સર્વત્ર તારો જયધ્વનિ કરી શકુ, કઠોર પરિશ્રમે કઠિન માટી ભાગીને જ્યા ખેડૂત ખેડતો હોય છે ત્યા તારો આનદસ્યામન શસ્યે ઉચ્છ્વસિત થઈ ઊઠે છે જ્યા મનુષ્ય સ્વવિયા જમીન જગનને, ખાડાટેકરાને સરખા કરીને પોતાના વસનાગને યોગ્ય બનાવે છે, ત્યા એ નિપુણતામા થઈને તારો આનદ જ પ્રકટ થઇ રહે છે, જ્યા સ્વદેશનો અભાવ દૂર કરવા માટે

મનુષ્ય અશ્રાન્ત કર્મદ્વારા પોતાનુ આત્મ દાન કરે છે, ત્યા શ્રીઅગ્રપદે તારો જ આનદ વિસ્તીર્ણ થઈને રહ્યો છે. જ્યા મનુષ્યના જીવનનો આનન્દ, ચિત્તનો આનન્દ માત્ર કર્મનુ રૂપ ધારણ કરવા મથે છે, સા એ મહત્ છે, પ્રભુ છે, ત્યા એ દુખકષ્ટના ભારથી દુર્બળ ક્રન્દનના સૂરે પોતાના અસ્તિત્વને અભિશાપ દેતો નથી જ્યા જીવનમા મનુષ્યને આનન્દ મળતો નથી, કર્મમા મનુષ્યની આત્મા હોતી નથી, ત્યા જ તારૂ સર્જન બાધા પામીને પ્રતિહત થાય છે ત્યા જ નિખિલનુ પ્રવેશદ્વાર સાકડુ થઈ જાય છે જે કાઈ સકોચ, જે કાઈ અન્ધ સસ્કાર, જે અમુક્ત વિભીષિકા, જે કાઈ આધિ-વ્યાધિ અને પરસ્પર વિચ્છિન્નતા, તે બધા ત્યા જ રહ્યા હોય છે

હે વિશ્વકર્મન્! આજે અમે તારા સિહાસન સમ્મુખ ઊભા રહીને આટલુ જ જણાવવા આવ્યા છીએ, કે અમારો આ સસાર આનદનો સસાર છે, અમારૂ આ જીવન આનદનુ જીવન છે તારા આ જગતમા, તારી આ અનેકવિધ શક્તિના અસીમ લીલાક્ષેત્રમા, ક્ષુધાતૃષ્ણાના આઘાતથી તે અમને જાગ્રત નાખ્યા, એ તો ઠીક જ થયુ દુખ દઈને તે અમારૂ સન્માન કર્યું એય ઠીક જ થયુ —સમસ્ત સસારમા અસખ્ય જીવના ચિત્તમા દુખતાપના દાહે જે અગ્નિમય પરમા સૃષ્ટિ ચાલી રહી છે, તેની સાથે અમને યુક્ત કરીને ગૌરવાન્વિત કર્યા, એય સારૂ જ થયુ

એની સાથે જ પ્રાર્થના કરવા આવ્યો છું, જે તારી નિશ્વ શક્તિનો પ્રબળ વેગ વસન્તના ઉદ્દામ દક્ષિણાનિલની જેમ ભલે વહી આવો, માનવ વિશાળ ઇતિહાસના મહાક્ષેત્ર પર થઈને ભલે ધસી આવો, એના અનેકવિધ ફૂલની સુવાસ, અનેક વનના મર્મરધ્વનિને ભલે અહીં વહી લાવો-આપણા દેશના આ શબ્દહીન, પ્રાણહીન, શુષ્કપ્રાય ચિત્ત-અરણ્યના સમસ્ત શાખા પુષ્પવનને ભલે મુખરિત કરી દો. આપણા અ તરની નિદ્રોત્થિત શક્તિ ફૂલે ફળે કિસલયે અપર્યાપ્ત રૂપે સાર્થક થવાને માટે ભલે ક્રન્દી રહો. અમારા દેશની બ્રહ્મોપાસના જોતજોતામાં શતસહસ્ર કર્મ દ્વારા આકાર ધારણ કરીને, તારી અસીમતા ભણી અભિમુખ થઈને, હાથ ઊંચા કરી એકવાર દિશાએ દિશાને ઘોષણાથી ગજાવી મૂકો:

મોહના આવરણને અળગું કરો, ઉદાસીનતાની નિદ્રાને દૂર કરી દો. હમણા આ ઘડીએ જ અનન્ત દેશે કાળે દોડ્યા જતા, ઘૂમરી ખાતા ચિરચાચલ્યમા તારા નિત્ય વિલસિત આનદરૂપને અમે જોઈ લઈએ. ત્યાર પછી સમસ્ત જીવન દઈને, તને પ્રણામ કરી, સસારમા માનવાત્માના સર્જનક્ષેત્રમા પ્રવેશ કરીએ, ત્યાથી અનેક બાજુથી, અનેક પ્રકારના અભાવને ટાળવાની પ્રાર્થના, દુઃખનું ક્રન્દન, મિલનની આકાક્ષા અને સૌન્દર્યનુ નિમંત્રણ અમને આહ્વાન દઈ રહ્યા છે. ત્યા અમારી નાનાભિમુખી શક્તિની એક માત્ર સાર્થકતા કેટલા વ

માંથી હીન થયું" કહે છે. 'નાગરિક' શબ્દ બોલવાથી જો citizen ને બદલે libertine સમજાય, તો સમજવું કે નાગરિક શબ્દ તેના સાચા અર્થમાંથી હીન થયો છે. એવી જ રીતે ગાત પ્રેયનું અવલંબન કરે, માનવ–તે શબ્દ વડે સમજાય છે, તે સત્વહીન થાય છે. પોતામાં રહેલ સર્વ કાળના વિશ્વભૂમિના માનવધર્મની ઉપલબ્ધિ એ જ સાધુતા; અને તે મહામાનવની ઉપલબ્ધિમાંથી ભ્રષ્ટ થવું એ જ હીનતા. પ્રાકૃતિક સ્વભાવ ઉપરાંત માનવમાં જો આત્મિક સ્વભાવ ન હોત,' તો આ બધાંનો કશો અર્થ જ નથી...

માનવની સાધના છે. જ્યારે તેની જિજ્ઞાસા વ્યક્તિગત સંસ્કાર છોડી દેશે, ત્યારે જ તેનું વિજ્ઞાન વિશ્વગત જ્ઞાનમાં પ્રતિષ્ઠિત થશે; જ્યારે તેનો પ્રયાસ વ્યક્તિગત સ્વાર્થ અને જડ પ્રણાલિકાઓ તોડી નાખશે, ત્યારે જ વિશ્વગત કર્મ દ્વારા તે વિશ્વકર્મા થશે, ત્યારે તેનો પ્રેમ અહંકાર-માંથી, ભોગવિલાસમાંથી ઉત્તીર્ણ થશે, ત્યારે જ વિશ્વ-ગત આત્મીયતામાં માનવ મહાત્મા બનશે. આમ મનુષ્યના એક સ્વભાવમાં છે આવરણ, અન્યમાં છે મુક્તિ......

નિંદા અને પ્રશંસાની પાકી ભૂમિકા પર શાસન અને ઉપદેશ દ્વારા આત્મરક્ષણના ઉદ્દેશથી પ્રેરાઈ ને સમાજ જે વ્યવસ્થા ઊભી કરે છે, તેમાં ચિરંતન શ્રેયધર્મ ગૌણ હોય છે, રૂઢિચુસ્ત સમાજરક્ષણ જ મુખ્ય હોય છે. આને લઈ ને શ્રેયોધર્મને વિશુધ્ધ ભાવે સમાજમાં પ્રવર્તાવવો નુકશાનકારક છે, એવી વાતો સાંભળવામાં આવે છે.

વાગ વાગ કહેનાય છે કે, સામાન્ય જનતામા મોટા પ્રમાણમા મૂઢતા રહેલી છે, માટે તેને ભોળવવુ જરૂરી છે, કોઈ ઉપાય વડે તેને ભય બતાવવો કે સાતના દેવી જરૂરી છે, જાણે કે તેઓ ચિરશિશુ કે ચિરપશુ ન હોય!

જેવુ ધર્મ સ પ્રદાયોમા તેવુ જ સમાજમા છે જે પ્રથાઓ પૂર્વકાળમા પ્રચલિત હતી, જે મતમતાન્તરો હતા, તે બધા પોતાનો અધિકાર પાછળથી પણ છોડવા માગતા નથી. પાખાળા જ તુઓ વિષે જણાય છે કે, કેટલાક શાંત જ'તુઓ ભીષણ જ તુઓનો વેશ બદલી બચી જાય છે સમાજરીતિ પણ આવી છે. નિત્યધર્મના છૂપા વેશમા તે પોતાની જાતને પ્રબળ અને સ્થાયી કરવાના પ્રયાસો કરે છે. એક બાજુ તેનો પવિત્રતાનો બાહ્યાડબર હોય છે, બીજી બાજુ પારલૌકિક દુર્ગતિનો ભય હોય છે અને સાથે શાસનની અનેકવિધ કઠોર, અને, અન્યાયપૂર્ણ પ્રણાલી – પોતેજ ઘડેલા તર્કના તર્જનીસ કેતથી નિરર્થક અ ધ આધારનુ પ્રવર્તન પ્રવર્તે છે ગષ્ટ્ર ત ત્રમા આ બુદ્ધિનુ પ્રતિક આદામાન છે, ફ્રાન્સમા ડેવીલ આયલેન્ડ છે, ઇટલીમા લિપારી દ્વીપ છે સારાશ કે વિશુદ્ધ શ્રેયોનીતિ અને લોકસ્થિતિ એક તાલે ચાલી શકે નહિ જેઓ સત્યને, શ્રેયને, માનવતાને આત્મલક્ષ્ય ગણીને તેમા શ્રદ્ધા રાખતા આવ્યા છે, તેમની બુદ્ધિની સાથે આ બુદ્ધિની લડાઈ હમેશા ચાલતી આવી છે

ત્યારે માનવે જે શ્રેયને સ્વીકાર્યું છે, તેની તે સ્વીકૃતિનો

સમયથી પ્રતીક્ષા કરતી બેઠી છે. ત્યાં વિશ્વમાનવના મહાયજ્ઞમાં, આનન્દના હોમ હુતાશને, અમારાં જીવનના સમસ્ત સુખદુઃખ, લાભ-ક્ષતિને પુણ્ય આહુતિની જેમ સમર્પી દેવાને માટે, અમારા અન્તરમાં રહેલી કોઈક તપસ્વિની મહાનિષ્ક્રમણનું દ્વાર શોધી રહી છે.

પંચામૃત (સાધના)

## ધર્મ અને માનવ

ધર્મ એટલે સ્વભાવ, પ્રયાસપૂર્વક સ્વભાવની પ્રાપ્તિ. અર્થાત્ સ્વભાવથી પર થઈને સ્વભાવની પ્રાપ્તિ. આ હકીકત સાંભળતાંની સાથે સ્વવિરોધી લાગશે. ખ્રિસ્તી ધર્મમાં માનવ સ્વભાવને નિંદ્યો છે. તેમા જણાવ્યું છે કે મનુષ્યમાં આદિથી જ પાપ છે, આત્માનો ભંગ છે. ભારતીય શાસ્ત્રમા પણ પોતાનું સત્ય પામવાને સ્વભાવનો અસ્વીકાર કરવાનું જણાવ્યું છે. માનવ જ્યાં સહજ હોય છે, ત્યાં તે તેની શ્રદ્ધા રાખતો નથી. તે જાણવા લાગ્યો કે, તેના સહજ સ્વભાવના કરતા તેનો સાધના—પ્રાપ્ત સ્વભાવ વધારે સાચો છે એક સ્વભાવનું લક્ષણ પોતા પૂરતું જ છે, બીજા સ્વભાવનું વલણ ભૂમા તરફનું છે.

કહેવાય છે કે: श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस् तौ सम्परीत्य विविनक्ति धीरः। तयोः श्रेयसाददानस्य साधु र्हीयतेऽर्थात् य ऽ प्रेयो वृणीते॥

'માનવસ્વભાવમાં પ્રેય પણ છે, શ્રેય પણ છે ધીર વ્યક્તિ તે બન્નેનો વિવેક રાખે છે શ્રેયનું ગ્રહણ કરે છે તે સાધુ છે, જે પ્રેયનું જ માત્ર ગ્રહણ કરે છે, તે પુરુષાર્થમાંથી પડે છે

શાસ્ત્રની આ બધી વાતોને આપણે હિતની, જાણીતી વાતો તરીકે માનીએ છીએ, અર્થાત્ લોકવ્યવહારના ઉપદેશ તરીકે તેનું મૂલ્યાંકન કરીએ છીએ પરંતુ આ શ્લોક કેવળ સમાજના વ્યવહારને અનુલક્ષીને જ રચાયો નથી તેમાં આત્માને સાચી રીતે જાણવાના ઉપાય પણ જણાવ્યા છે

પ્રકૃતિની પ્રેરણાથી આપણે જે કંઈ ઈચ્છીએ છીએ, તે પ્રેયની ઈચ્છા માનવસ્વભાવમાં રહેલી છે તદુપરાંત જે ઈચ્છા રાખવી ઉચિત ગણાય, તે શ્રેયની ઈચ્છા પણ તેના સ્વભાવમાં છે શ્રેયનો માર્ગ અનુસરવાથી માનવ કંઈક મેળવે છે તેમ નથી હોતું પરંતુ તેને લઈને તે કંઈક થાય છે (becomes) આ થવાને જ ઉપરના શ્લોકમાં સાધુ થવું કહ્યું છે આથી માનવ નથી થતો ધની, નથી થતો બળવાન કે નથી થતો સમાજમાં પણ નિશ્ચયપણે સન્માનિત અરે, કદાચ અધઃપતિત પણ થાય!

પ્રકૃતિના રાજ્યમાં સાધુ થવાનો પાર નથી. શ્રેય શબ્દ પણ એવો જ છે કેવળ પ્રેયને જ અનુસર્યાથી માનવ જે કંઈ થાય છે, તેને ઉપનિષદ્ "પોતાના અર્થ

માથી હીન થવું" કહે છે. 'નાગરિક' શબ્દ બોલવાથી જો citizen ને બદલે libertine સમજાય, તો સમજવું કે નાગરિક શબ્દ તેના સાચા અર્થમાંથી હીન થયો છે. એવી જ રીતે માત્ર પ્રેયનું અવલંબન કર્યે, માનવ–તે શબ્દ વડે સમજાય છે, તે સત્વહીન થાય છે. પોતામાં રહેલ સર્વ કાળના વિશ્વભૂમિના માનવધર્મની ઉપલબ્ધિ એ જ સાધુતા; અને તે મહામાનવની ઉપલબ્ધિમાંથી ભ્રષ્ટ થવું એ જ હીનતા. પ્રાકૃતિક સ્વભાવ ઉપરાંત માનવમાં જો આત્મિક સ્વભાવ ન હોત,' તો આ બધાંનો કશો અર્થ જ નથી...

માનવની સાધના છે. જ્યારે તેની જિજ્ઞાસા વ્યક્તિગત સંસ્કાર છોડી દેશે, ત્યારે જ તેનું વિજ્ઞાન વિશ્વગત જ્ઞાનમાં પ્રતિષ્ઠિત થશે; જ્યારે તેનો પ્રયાસ વ્યક્તિગત સ્વાર્થ અને જડ પ્રણાલિકાઓ તોડી નાખશે, ત્યારે જ વિશ્વગત કર્મ દ્વારા તે વિશ્વકર્મા થશે, ત્યારે તેનો પ્રેમ અહંકારમાથી, ભોગવિલાસમાથી ઉત્તીર્ણ થશે, ત્યારે જ વિશ્વગત આત્મીયતામાં માનવ મહાત્મા બનશે. આમ મનુષ્યના એક સ્વભાવમા છે આવરણ, અન્યમાં છે મુક્તિ......

નિંદા અને પ્રશંસાની પાકી ભૂમિકા પર શાસન અને ઉપદેશ દ્વારા આત્મરક્ષણના ઉદ્દેશથી પ્રેરાઈ ને સમાજ જે વ્યવસ્થા ઊભી કરે છે, તેમાં ચિરંતન શ્રેયધર્મ ગૌણ હોય છે, રક્ષિતુરત સમાજરક્ષણ જ મુખ્ય હોય છે. આને લઈને શ્રેયોધર્મને વિશુધ્ધ ભાવે સમાજમાં પ્રવર્તાવવો નુકશાનકારક છે, એવી વાતો સાંભળવામાં આવે છે.

વાર નાગ કહેવાય છે કે, સામાન્ય જનતામા મોગ પ્રમાણમા મૂઢતા રહેની છે, માટે તેને ભોળવવુ જરૂરી છે, ઢોંગ ઉપાય વડે તેને ભય બતાવવો કે સાત્વના દેવી જરૂરી છે, જાણે કે તેઓ ચિરશિશુ કે ચિરપશુ ન હોય!

જેવુ ધર્મ સંપ્રદાયોમા તેવુ જ સમાજમા છે જે પ્રથાઓ પૂર્વકાળમા પ્રચલિત હતી, જે મતમતાતરો હતા, તે બધા પોતાનો અધિકાર પાછળથી પણ છોડવા માગતા નથી પાખાળા જ તુઓ વિષે જણાય છે કે, કેટલાક શાત જ તુઓ ભીષણ જ તુઓનો વેશ બદલી બચી જાય છે સમાજરીતિ પણ આવી છે નિત્યધર્મના છૂપા વેશમા તે પોતાની જાતને પ્રબળ અને સ્થાયી કરવાના પ્રયાસો કરે છે એક બાજુ તેનો પવિત્રતાનો બાહ્યાડબર હોય છે, બીજી બાજુ પારલૌકિક દુર્ગતિનો ભય હોય છે અને સાથે શાસનની અનેકવિધ કઠોર, અને, અન્યાયપૂર્ણ પ્રણાલી – પોતેજ ઘડેલા તર્કના તર્જનીની સ કેતથી નિરર્થક અ ધ આધારનુ પ્રવર્તન પ્રવર્તે છે ગણ્ટ્ર ત નમા આ બુદ્ધિનુ પ્રતિક આદામાન છે, ફ્રાન્સમા ડેવીન આયલેન્ડ છે, ઇગ્લીમા લિપારી દ્વીપ છે સારાશ કે વિશુદ્ધ શ્રેયોનીતિ અને લોકસ્થિતિ એક તાલે ચાલી શકે નહિ જેઓ સત્યને, શ્રેયને, માનવતાને આત્મનક્ષ્ય ગણીને તેમા શ્રદ્ધા રાખતા આવ્યા છે, તેમની બુદ્ધિની સાથે આ બુદ્ધિની લડાઈ હમેશા ચાલતી આવી છે

ત્યારે માનવે જે શ્રયને સ્વીકાર્યું છે, તેની તે સ્વીકૃતિનો

આશ્રય ક્યાં; સત્ય ક્યાં? તે જોઈએ. રાજ્યનાં તેમજ અનેકવિધ સ્વાર્થસાધનના ક્ષેત્રમાં, તેના રોજ્જરોજના વ્યવહારમાં આ શ્રેયનો ડગલે ને પગલે વિરોધ થતો જણાય છે. અને છતાંય આત્મપરિચય તરીકે તો તેણે તેનેજ શ્રેષ્ઠ સ્થાન આપ્યું છે. તેને જ ધર્મ, પોતાનો પરમ સ્વભાવ ગણ્યો છે. શ્રેયના આદર્શને વિષે દેશ કાળ તેમજ પાત્ર પ્રમાણે પૂરતો મતભેદ હોવા છતાં, માનવે શ્રદ્ધા તો તેમાંજ મૂકી છે. આથી માનવના ધર્મનું કયું સ્વરૂપ પ્રગટ થાય છે, તેનો વિચાર કર્યો. એ સ્વરૂપ કેવું છે, કેવું હોવું જોઈએ, એ દ્વન્દ્વ માનવ ઈતિહાસના આરંભકાળથી માંડીને પ્રબળ વેગે ચાલતો આવ્યો છે.

આનો વિચાર કરતાં જણાયું છે કે, માનવના અંતરમાં એકબાજુએ **પરમ માનવ** છે, બીજી બાજુએ સ્વાર્થસીમાગત છે **અહંમાનવ**. આ બંનેના સામંજસ્યનો પ્રયત્નજ માનવમનની ભિન્ન ભિન્ન અવસ્થા પ્રમાણે, અનેક આકારે પ્રકારે, ધર્મતંત્રરૂપે વ્યક્ત થતો આવ્યો છે.

માનવમાં રહેલી કલ્યાણની આ જે મતિ છે, તેનું સત્ય ક્યાં? ભૂખતરસની માફક પ્રથમથીજ જો તેનો બોધ આપણા મનમાં પૂર્ણ હોત, તો તેની સાધના કરવી ન પડત. મને લાગે છે કે, તેનું સત્ય વિશ્વમાનવમનમાં છે. પરંતુ જો કોઈ એમ કહે કે, સઘળા મનુષ્યોના મનનું સમષ્ટિરૂપ એટલે વિશ્વમાનવ-મન, તો તે બરાબર નથી.

વ્યક્તિગત મન વિશ્વમનમા આશ્રિત છે, પરંતુ વ્યક્તિગત મનનું યોગક્ષેમ વિશ્વગત નથી. જો તેમ હોત તો જે કંઈ 'છે તેજ બરાબર' હોત, જે 'હોઈ શકે' તેનો અર્થજ ન થાત. અને આમ છતા 'જે થયું નથી, તે થઈ શકે છે' તેનુજ જોર, તેનોજ અધિકાર માનવના ઇતિહાસમા જણાય છે. તેની જ તલપ અનિવાર્ય બનીને, માનવસભ્યતાને યુગે યુગે વર્તમાનની સીમા ઓળ ગાવે છે. આ તલપ જો મંદ પડી જાય, તો સત્યના અભાવે સમાજ શ્રીહીન બની જાય

અહીં બીજો પ્રશ્ન એ ખડો થાય છે કે, મારા વ્યક્તિગત મનમા જે સુખદુઃખ અનુભવુ છુ તે વિશ્વમનમા છે કે નહિ? સહેજ વિચાર કરતા જણાઈ આવે છે કે, અહંની સીમામા જે સુખદુઃખ છે, તેનુ આત્માની સીમામા રૂપાંતર થાય છે જો મનુષ્ય સત્યને માટે, દેશને માટે, લોકહિતને માટે પોતાનુ જીવન સમર્પીને બૃહત્ ભૂમિકામા પોતાની ઉપલબ્ધિ કરે છે, તેને માટે વ્યક્તિગત સુખદુ ખનો અર્થ પલટાઈ જાય છે. તે મનુષ્ય સ્વાભાવિક રીતે સુખનો ત્યાગ કરી શકે છે અને દુ ખનો સ્વીકાર કરીને તેથી પર થઈ જાય છે સ્વાર્થમય જીવનમા સુખદુ ખનો બોજો ભારે જણાય છે, પણ જ્યારે તે સ્વાર્થનો ત્યાગ કરે છે, ત્યારે તેનો તે ભાર એટલો બધો હળવો થઈ જાય છે કે, તે વખતે પરમ દુઃખની અંદર, તેની સહિષ્ણુતાને, અપમાનના આઘાતમા તેની ક્ષમાને, આપણે અલૌકિક ગણીએ છીએ. બૃહતમા પોતાની ઉપલબ્ધિ કરવી એજ સત્ય છે, અહંના

સીમામા જાણવુ એ અસત્ય છે વ્યક્તિગત દુખ આ અસત્યમા છે

પ્રત્યેક માનવમા રહેલા આ બે ભાવો—અહભાવ અર્થાત્ ભક્તિતત્ત્વ કે જીવભાવ અને સર્વભાવ અર્થાત્ વિગટતત્ત્વ કે વિશ્વભાવ—, એમાથી પ્રથમ ભાવ પોતાની પરિસ્થિતિથી આગદ્ધ છે તે ભાવ માત્ર સમય પૂરતી જરૂરિયાતોને કેન્દ્ર ગણીને, તેની આસપાસ પ્રદક્ષિણા કર્યા કરશે પરતુ તેની જે સત્તા તેના આ ભાવને વગવી ગઈ છે, તે આદર્શ તરફ વળેલી જોવામા આવશે આ આદર્શ અન્ન કે વસ્ત્ર જેવો કોઈ પાર્થિવ આદર્શ નથી હોતો એ આદર્શ એક પ્રકારનુ આતરિક આ_ત્તાન હોય છે, એક પ્રકારનો નિગૂઢ નિર્દેશ હોય છ કયી દિશા પ્રત્યે તે નિર્દેશ કરે છે? જે દિશામા તે વિચ્છિન્ન નથી જે દિશામા તે પૂર્ણ છે જે દિશામા તે વ્યક્તિગત સીમાઓને ઓળગી ગયો હોય છે અર્થાત્ જ્યા વિશ્વમાનવ છે, તે દિશા તરફ તે નિર્દેશ કરે છે

પોતાની ક્ષુદ્ર અહસત્તાને જે દિશામા માનવ ઓળગી શકે છે, તે દિશામા તે મૃત્યુહીન બની જાય છે ત્યા તેની તપસ્યા પ્રઙ્નો આવિષ્કાર કરે છે આ દિશા કયા છે? માનવના અતરમા, જ્યાથી ચિરકાળના વિચારોનુ તે ચિતન કર છે, સર્વેની ઈચ્છાઓને સફળ કરે છે, સર્વેના આનદને રૂપ અર્પે છ જેટલે અશે તેની આ ગતિ ઊર્ધ્વ દિશથી વિપરીત હોય બાહ્ય હોય, દેશ

કાળના ટૂંકા ભેદભાવોનો સ્વીકાર કરવાની તરફેણમાં હોય, તેટલે અંશે તે માનવસત્યથી ભ્રષ્ટ થાય; અને સભ્યતાનો અભિમાનપૂર્વક દાવો કર્યા છતાંય તેટલે અંશે તે બર્બર ગણાય.

છાન્દોગ્ય ઉપનિષદ્‌મા એક વાત છે. ક્ષત્રિય રાજા **પ્રવાહણની** સામે બે બ્રાહ્મણોએ ચર્ચા ઉપાડી કે સામગાનમા જે રહસ્ય રહેલું છે, તેની પ્રતિષ્ઠા ક્યાં?

દાલ્ભ્ય કહે : 'આ પૃથ્વીમા જ.' સ્થૂલ, પ્રત્યક્ષ જ સમસ્ત રહસ્યનો અંતિમ આશ્રય છે, એવો કદાચ દાલ્ભ્યનો મત હશે

પ્રવાહણે જણાવ્યું : 'ત્યારે તો તમારું અલ્પ અંતવાન થયું. સીમામા આવીને અટકી પડ્યું.'

એમા વાંધો શો? વાંધો એ કે સીમામા માનવની જિજ્ઞાસા અસમાપ્ત રહી જાય છે કોઈપણ પ્રકારની સીમાને જો માનવે ચરમ સત્ય માની લીધી હોત, તો તેનું ભૌતિક વિજ્ઞાન પણ ઘણા સમય પહેલા જ ઘાટે લંગર નાખીને યાત્રા પૂરી કરી પડ્યું હોત એકવાર ભૌતિક શાસ્ત્રવેત્તાઓએ જણાવ્યું હતું કે, ભૌતિક વિશ્વના મૂળ ઉપાદાન સ્વરૂપ આદિ ભૂતોને તેમણે પરાગત સૂક્ષ્મપણે પકડી પાડ્યા છે, અને પછી, એક પછી એક આવરણ ખૂલતા ગયા, તેમ એવી સ્થિતિએ જઈ પહોંચ્યા, જ્યાંથી આગળ પૃથક્કરણ થઈ શકે નહિ. પણ

બોલ્યે શું થાય? અંતરમાં બેઠા છે પેલા પ્રવાહણ રાજા. માનવના સઘળા પ્રશ્નોને સીમામાંથી દૂરતર ક્ષેત્રમાં તે વહન કરતા આવ્યા છે. તેમણે જણાવ્યું,

अप्रतिष्ठितं वै किल ते साम, अन्तवद्वै किल ते साम। આદિભૂતોની જે ક્રમસીમાથી પ્રશ્ન અટકયો હતો, તે સીમા પણ ઓળંગાઈ, આજે માનવનાં ભૌતિક શાસ્ત્રોની ચરમ ઉપલબ્ધિ ગાણિતિક ચિહ્નસંકેતનાં સમીકરણોમાં આવી પહોંચી છે, કોઈ બોધગમ્યતામાં નહિ. એકવાર પ્રકાશના તત્ત્વને માનવે અતીન્દ્રિયતામાં સ્થાપ્યું હતું. અદ્ભુત વાત સાંભળવામાં આવી કે, ઈથર (ether) ના તરંગ–પદાર્થને જ આપણે પ્રત્યક્ષરૂપે અનુભવીએ છીએ.

તોય ઈથર એટલે શું, એ પ્રશ્નનો બોધની ભાષામાં કાંઈ ઉકેલ હાથ લાગ્યો નહિ. જે પ્રકાશ આપણી દૃષ્ટિના ક્ષેત્રમાં સર્વ ભૌતિક પદાર્થોને પ્રકાશિત કરે છે તે પણ કોઈ એવા પદાર્થનો પ્રકાશ જણાયો. જે સંપૂર્ણપણે ભૌતિક ધર્મથી અતીત હોય. કેવળ વ્યવહારથી જ જાણી શકાય છે કે, તે પદાર્થમાં અનેક છંદના તરંગ ખેલે છે. પરંતુ પેલા પ્રવાહણની ગણના મહિં જણાઈ આવ્યું કે માત્ર તરંગધર્મ ગણવાથી પ્રકાશના ચરિત્રનો પૂરો મેળ નહિ મળે—તે સાથે કાણિકાધર્મ પણ છે.

આવી બધી પરસ્પર વિરોધી વાતો માનવની સહજ બુદ્ધિની, તેની સહજ ભાષાની સીમાની બહારની વાતો છે. જ્યાં બોધાતીતનાં અગાધ જળમાં. તેને બીક ન

લાગી. પથ્થરની દિવાલને તેણે વિદ્યુત્કણોનું નિરંતર નૃત્ય માની. તેના મનમાં સંશય સરખો ન થયો કે પોતે પાગલ તો નથી થઈ ગયો ને! મનમાં ન થયું કે કદાચ પ્રજ્ઞા, જેને અંગ્રેજીમાં reason કહે છે, તે માનસ —સરકસની ગુલાંટો મારનાર કોઈ ખેલાડી તો નહિ હોય, —બધી વસ્તુઓને તદ્દન ઉલટાવીને જણાવવી, એ તેનો ધંધો તો નહિ થઈ પડ્યો હોય! જો પશુઓ વિચારક હોત તો તેઓ માણસને જન્મથી જ પાગલ ગણત. અને વસ્તુતઃ મનુષ્યનું વિજ્ઞાન સર્વે મનુષ્યોને પાગલ થઈ ગયેલા ગણે છે તે જણાવે છે કે, માણસ જેને જે રીતે ઓળખે છે, જેમ માને છે, તે તેમ નથી. સાચી રીતે તેથી તદ્દન ઊલટું જ છે. બીજાં પ્રાણીઓ સાચે જ પોતાની જાત પર આવી બદનક્ષી ન કરત. તેમના બોધ માટે જે કાંઈ, જે પ્રમાણે છે, તે તે રીતે જ છે; એટલે કે, તેમની પાસે કેવળ તથ્ય છે, તેમની અવિચલિત નિષ્ઠા કેવળ પ્રતીયમાન પ્રતિ જ છે, તેમના ભાનનું રહેઠાણ માત્ર સપાટીનું છે. તેમની બધી જવાબદારી એક તળિયાના વાસ પૂરતી જ છે.

માનવજગતના રહેઠાણમાં ગંભીરતા રહેલી છે, આ ગંભીરતા તે ભીતરમાં જણાઇ આવે છે. પ્રત્યક્ષ તથ્યની ઉપેક્ષા કરવી જેમ માનવને ન પાલવે, તેમ સત્યની ઉપેક્ષા કરવી પણ ન પરવડે.

બીજાં બધાં પ્રાણીઓની માફક તથ્ય માનવનું

પામેય છે, પરંતુ સત્ય તેનું ઐશ્વર્ય છે આ ઐશ્વર્યનું પરમ લક્ષ્ય અભાવ દૂર કરવામાં નથી, પણ મહિમાની ઉપલબ્ધિ કરવામાં છે, તેથી જ ઐશ્વર્યાભિમાની માનવ કહે છે, **भूमैव सुखं, नाल्पे सुखमस्ति**, ભૂમામાં જ સુખ છે અલ્પમાં નહિ . . .

ઉપનિષદમાં એક પ્રશ્નોત્તરી છે, પ્રશ્ન છે **यस्मिन् प्रतिष्ठित ?** તે ભગવાન કયાં પ્રતિષ્ઠિત છે? **स्व महिम्नि**, પોતાના મહિમામાં આ મહિમા જ તેમનો સ્વભાવ અને એ સ્વભાવમાં જ તેમનો આનંદ છે

માનવનો આનંદ પણ તેના મહિમામાં જ છે પરંતુ જે સ્વભાવમાં તેનો મહિમા છે, તે સ્વભાવને તે ઘણા વિરોધ દ્વારા પામે છે પરમ સુખને તે પરમ દુઃખદ્વારા પામે છે મનુષ્યની સહજ અવસ્થા અને સ્વભાવ વચ્ચે સદા અથડામણ થાય છે તેથી જ ધર્મના માર્ગને અર્થાત્ માનવના પરમ સ્વભાવના માર્ગને દુર્ગમ માર્ગ કહ્યો છે

માનવ પોતાના સ્વભાવને ત્યારે જાણી શકે, જ્યારે પાપમાંથી નિવૃત્ત થઇને કલ્યાણની, એટલે કે બધાયના હિતની તે સાધના કરી શકે અર્થાત્, મનુષ્યોમાં જેઓ મહાપુરુષો હોય છે, તેઓ જ માનવના સ્વભાવને પારખી શકે કરી રીતે? **तम सत्यमिद बुद्ध**, પોતાના નિર્મળ મનથી તેઓ બધું સમજી શકે છે સત્ય અને શિવ સમગ્રમાં રહેલા છે અહીંની સીમામાં બધાયેના સ્વભા,

પનું જે પાપ છે, તેમાંથી વિરત થયે માનવ પોતાની આત્મિક સમગ્રતાને જાણી શકે છે અને ત્યારે જ પોતાની પ્રકૃતિ જાણી શકાય છે. તેની આ પ્રકૃતિ કેવળ પોતાને માટે નથી, પરંતુ જેમને વિષે ગીતા જણાવે છે કે, જેઓ **पौरुषं नृषु**,—માનવોનું પુરુષત્વ છે, તેમને માટે છે......

એક દિશામા માનવ મૃત્યુના અધિકારમા છે, બીજી દિશામાં અમૃતના અધિકારમા છે; એક દિશા વ્યક્તિગત સીમામા છે, બીજી વિશ્વગત વિરાટમા છે. આ બંનેમાથી એકની પણ ઉપેક્ષા કર્યે ચાલે નહિ. માનવ પોતે જાણે છે કે **तद्दूरे तदन्तिके**, તે દૂર પણ છે, નિકટ પણ છે. એ દૂરના માનવની જવાબદારી નિકટના માનવની બધી વસ્તુઓને ત્યજી જાય છે. આ અપ્રત્યક્ષની દિશામાં મનુષ્યની કલ્પનાશક્તિ દૂતનું કામ કરે છે. ભૂલો તો તે ઘણી કરે છે. જ્યા કિનારો જણાતો નથી, ત્યા અદ્ભુત સર્જનથી તે મોકળાશને ભરી દે છે. છતાય આ અસ્ખલિત પ્રયાસ સત્યની જ સાક્ષી પૂરે છે. જ્યા આજે પણ એનુ જ્ઞાન પહોચ્યું નથી, ત્યા પણ તેનું જાણવાનું પૂરું નથી થયું, એ વિસ્મયકારક સંસ્કારની સાક્ષી માનવ પૂરતો આવ્યો છે. પ્રશ્નોની અદ્ભુત પરંપરાલીલામા તેનું મન મ્હાણતુ થઈ જાય છે. એક પછી એક પડદા પાછળના પ્રશ્નો પૂછવામા અને તેના ઉકેલમા તેને રાત-દિવસનું ભાન પણ નથી રહેતું. આ અદ્ભુત બુદ્ધિની

સૌથી પ્રબળ સ્પર્ધા તો ત્યારે પ્રગટે છે, જ્યારે તે માનવીને વારંવાર પ્રશ્ન કરે છે : અરે, તું કોણ છે? તેને તો એમ પૂછતાં ય વાંધો નથી આવતો —મનમાં લાગે છે કે તું છે, પરંતુ તું સાચે જ કોણ છે? તું ક્યાંય છે ખરો? અને યોગ્ય જવાબ ન મળતાં જો અધીરાઈથી બોલી ઊઠે કે, હું દેહધર્મમાં! તો તરત જ પેના અંતરમાં બેઠેલા પ્રવાહણ ગભ્ભા માથું હલાવતા હલાવતા જણાવશે કે, પ્રશ્નનો ત્યાં અંત ન હોઈ શકે, ત્યારે માનવે જણાવ્યું-धर्मस्य तत्त्वं निहितं गुहायाम्, માનવ ધર્મનું ગંભીર સત્ય ગોપનમાં રહેલું છે. મારું આ હું પણ પ્રત્યક્ષમાં છે, પણ હું પણ અપ્રત્યક્ષમાં છે.

પ્રકૃતિની ગુહાહિત શક્તિનો આવિષ્કાર કરીને તેનો ઉપયોગ કરવામાં માનવની બાહ્ય સમૃદ્ધિ છે જે સત્યથી તેના આત્માની સમૃદ્ધિ થાય છે, તે સત્ય પણ ગુહાહિત છે તે સત્યને સાધના દ્વારા પામી શકાય છે આ સાધનાને જ માનવની ધર્મસાધના કહેવામાં આવે છે, .. માનવ પોતાના અંતરમાં તેમજ બહાર અનુભવે છે કે, તે સમગ્રમાં રહેલો છે સમગ્રની સાથેના જાગ્રત પ્રયત્નશીલ યોગસાધન દ્વારા જ તે પોતાની જાતને સાચી રીતે જાણી શકે છે બહારની સાથેના યોગમાં તેની સમૃદ્ધિ જણાય છે, ભીતરના યોગમાં તેની સાર્થકતા છે,. પોતાની સત્તાના પરિચય માટે આપણી ભાષામાં બે શબ્દો છે અહં અને આત્મા. એકને

દીવાની સાથે સરખાવી શકાય, અન્યને શિખાની સાથે. દીવો પોતાનું તેલ સંઘરે છે, તેના ઉપાદાન પ્રમાણે તેનો બજારનો ભાવ બોલાય છે. શિખા પોતાને જ પ્રકાશિત કરે છે, અને તેના પ્રકાશને લઈને જ બધું પ્રકાશિત થાય છે. દીવાની સીમાને ઓળંગીને તે નિખિલમાં પ્રવેશ કરે છે.

'માનવનો પ્રકાશ જ્યારે તેના આત્માને જાજ્વલ્યમાન કરે છે,' ત્યારે સંચયનો તેનો અહંકાર ક્ષુદ્ર થઈ જાય છે. આ આત્મા જ્ઞાનમાં, પ્રેમમાં અને ભાવમાં પ્રાપ્તિ દ્વારા જ સાર્થક થાય છે. જ્ઞાનના યોગમાં વિકાર થવાથી મોહ, ભાવના યોગમાં વિકાર થવાથી અહંકાર અને કર્મના યોગમાં વિકાર થવાથી લોભ, સ્વાર્થપરાયણતા જન્મે છે ..

આપણાં શાસ્ત્રોએ **સોઽહમ્** નામે જે તત્ત્વ સ્વીકાર્યું છે, તે સાંભળતાં ભલે ગમે તેટલું અહંકારયુક્ત જણાય, પરંતુ મૂળમાં એમ નથી. એમાં નાનાને મોટું સ્વરૂપ આપવામાં આવ્યું, પરંતુ જે સત્ય છે, તેને વ્યાપક ગણવામાં આવ્યું છે. મારા વ્યક્તિગત અહંપણાને વિશ્વગત અહંતત્ત્વ વ્યાપ્ત કરી રહ્યું છે. માત્ર માથા પર જટા વધાર્યાથી, શરીરે રાખ ચોળ્યાથી કે આ મંત્રનું ઉચ્ચારણ કર્યાથી સોહંસત્યનો પ્રકાશ થયો, એમ જે માનવામાં આવે છે, તે જ અહંકૃત છે. અલબત્ત, જે અહંપણું સર્વનું છે, તે અહંપણું મારું પણ છે, એ વાત

સાચી છે, પરંતુ એ સત્યને પોતાનું કરવું એ જ માનવની સાધના છે.

માનવ ઈતિહાસમાં આ સાધના લાંબા સમયથી અનેક રૂપે. અનેક નામે, અનેક સંકલ્પે થતી આવી છે. જે આપણું પરમ અહંતત્ત્વ છે, જે સમગ્રનું અહંતત્ત્વ છે, તેને પોતાનું ગણીને સમગ્રમાં જાણવું, જેમ જેમ આપણા જીવનમાં, આપણા સમાજમાં ઉપલબ્ધ થતું જાય છે, તેમ તેમ આપણે સાચા માનવ થતા જઈએ છીએ ……

આપણા દેશમાં એવા ઘણા ય સંન્યાસીઓ છે, જેઓ આ સોહંતત્ત્વને પોતાના જીવનમાં અત્યંત નૈષ્કર્મ્યદ્વારા અથવા નિર્મળતા દ્વારા ઉતારે છે, જીવપ્રકૃતિને ઓળગી જવા માટે તેઓ દેહને પીડે છે અને માનવ પ્રકૃતિનો અસ્વીકાર કરવાની તાલાવેલીમાં, માનવની સ્વાધીન જવાબદારીનો પણ તેઓ ત્યાગ કરે છે વિષયમાં આસક્ત રહેવા અહંનો તેઓ ત્યાગ કરે છે અને વળી સકળ આત્માની જોડે યુક્ત જે આત્મા છે, તેનો પણ સાથે સાથે અસ્વીકાર કરે છે……

એક દિવસ બ્રાહ્મણ રામાનંદ પોતાના શિષ્યોની પાસેથી ચાલ્યા ગયા અને ચંડાળ નાભાને, મુસલમાન કબીરને અને ચમાર રવિદાસને ભેટ્યા. તે સમયના સમાજે તેમને જાતિભ્રષ્ટ ગણ્યા. પરંતુ જે જાતિ સમગ્ર

માનવ જાતિની છે, તેમા તે વેળા તેઓ એકલા જ ભગી ગયા બ્રાહ્મણ મ ડળીના ધિક્કારની વચ્ચે એકલ ઊભા રહીને તે સમયે રામાન દ પણ સોહમ્ બોલ્યા હતા જે ક્ષુદ્ર સસ્કારગત ઘૃણા ક્રમભાવે મનુષ્યે મનુષ્યે ભેદ ઊભા કરીને, સમાજના રક્ષણને નામે સમાજના ધર્મના મૂળમા ઘા કરે છે, તેજ ઘૃણાને રામાન દ પોતાના સત્યની શક્તિને જોરે ઓળ ગી ગયા હતા

એક વાર ઈશુ ખ્રિસ્તે પણ પડકાર કર્યો હતો સોહમ્નો કહ્યુ હતુ કે, હુ અને મારા પરમ પિતા એક છીએ બુદ્ધે ઉપદેશ્યુ કે, સમસ્ત જગત તરફ બાધાશૂન્ય, હિ સા શૂન્ય, શત્રુતા શૂન્ય માનસ વડે મૈત્રી પોષો ઊઠતા બેસતા, ચાલતા, સૂતા આ મૈત્રીની સ્મૃતિ રાખ્યા કરો આનુ નામ બ્રહ્મવિહાર

આવો મોટો ઉપદેશ મનુષ્યને જ આપી શકાય કારણ કે તેનામા ગભીર ભાવે સોહ તત્વ રહેલુ છે આ વાત બુદ્ધદેવે સાધના દ્વારા જાણી હતી તેથી જ તેમણે કહ્યુ અપાર પ્રેમ વડે પોતાના અ તરમા રહેલા અન ત સત્યને માનવ પ્રકાશિત કરી શકે છે .

ઈતિહાસમા જોવામા આવે છે કે માનવીની આ મો પલબ્ધિ બહારથી અ તર તરફ આપમેળે જ વળવી છે આ અ તરની દિશામા તેનુ વિરાટ માનવરૂપ છે ત્યા જડ પદાર્થોની વાડને ઓળ ગીને, તે વિશ્વમાનસલોકમા

પ્રતીતિ થાય છે; સાહિત્યમાં અને લલિતકલામાં અપ્રત્યક્ષ આપણી પાસે પ્રતીયમાન હોય છે. માટે અહીંયાં એક-બીજાની આરસી બને તો કાંઈ કામ સરે નહિ × × ×

આ પ્રમાણે રચનાનો વિષય બહારથી કૃત્રિમ હોવા છતાં, અંતરમાં વાસ્તવિકતા કરતાં આરો સત્ય–અધિકતર સત્ય બને છે.

## સૌંદર્ય : માંગલ્ય–અને સત્ય

જેમના વિષે આપણી કલ્પના ચાલી ન શકે, જેમના શૂન્ય અંશો આપણી પાસે શૂન્ય જ રહી જાય, જેમનો પ્રત્યક્ષ–ગોચર અંશજ આપણી પાસે સાક્ષાત હોય અને અપ્રત્યક્ષ અંશ અસ્પષ્ટ હોય, અગોચર હોય, તેમને આપણે જાણતા જ નથી; બલ્કે નામનાજ જાણીએ છીએ. આ રીતે જોતાં પૃથ્વીનાં ઘણાં માણસો આપણે માટે પડછાયા સમાન છે, પ્રાયઃ અસત્ય છે. તેમાંના કોઈકને આપણે વકીલ તરીકે જાણીએ છીએ, કોઈકને દાકતર તરીકે જાણીએ છીએ, કોઈકને દુકાનદાર તરીકે જાણીએ છીએ; પરંતુ મનુષ્ય તરીકે જાણતા નથી. અર્થાત આપણી સાથે તેનો જે બાહ્ય સંબંધ છે, તેનેજ આપણે અગ્ર સ્થાન આપીએ છીએ; પરંતુ તે કરતાં તેનામાં જે કાંઈક મહાન છે, તેનો તો આપણે હિસાબ પણ પૂછતા નથી! × × ×

સાહિત્ય આપણને જે જણાવવા માગે છે તે સપૂર્ણપણે જણાવે છે સ્થાયીનુ પાલન કરીને અવાતરને બાદ કરીને, નાનાને નાનુ અને મોટાને મોટુ જ કરીને, શૂન્યને ભરી દઈને અને અલગને જોડીને—એ સપૂર્ણ મૂર્તિ આપણી સામે ખડી કરે છે પ્રકૃતિની પક્ષપાત વગરની પુષ્કળતામા મન જે કરવા ઇચ્છે છે, તેજ સાહિત્ય કરે છે મન જેમ પ્રકૃતિનો અરીસો નથી તેમ સાહિત્ય પણ પ્રકૃતિનો અરીસો નથી મન પ્રાકૃતિક ઘટનાને માનસિક બનાવી દે છે, અને સાહિત્ય તેજ માનસિક ઘટનાને સાહિત્યિક કરી દે છે × × ×

સાહિત્યમા આપણે આપણી કલ્પનાને, આપણા સુખદુખને માત્ર વર્તમાન કાળમા નહિ, પરન્તુ ચિરતન પ્રતિષ્ઠિત કરવા ઇચ્છીએ છીએ આથી કરીને એ સુવિશાળ ક્ષેત્રની સાથે તેના પરિણામનુ સામજસ્ય સાધવનુ જરૂરી છે ક્ષણિક કાળની વસ્તુઓમાથી સાધનો સઘરીને, જ્યારે તેમનો ચિરકાળને માટે ઉપયોગ કરવામા આવે, ત્યારે ક્ષણકાળનો માનદડ ચાલે નહિ આ કારણથી જ અપરિમિત કાળની સાથે, સમ્પૂર્ણ સસારની સાથે ઉચ્ચ સાહિત્યના યોગ્યપણાનો મોટો ફરક જોવામા આવે છે

સાહિત્યનુ કાર્ય અતરની વસ્તુને બહાર આણવાનુ, ભાવની વસ્તુને ભાષામા વ્યક્ત કરવાનુ પોતાની વસ્તુને વિશ્વમાનવની અને ક્ષણિક કાળની વસ્તુને ચિરકાળની કરવાનુ છે

પહોંચે છે. આ લોકમા તેની વાણી છે, તેની શ્રી છે, તેની મુક્તિ છે. એક વાર સફળતા મેળવવા માટે તે મંત્ર તંત્ર અને ક્રિયાકાંડ દ્વારા બાહ્ય પરીક્ષામાં મશગુલ હતો; પરંતુ અંતિમ સાર્થકતા પામવા માટે તે બોલી ઊઠ્યો : "તપસ્યા બહારનાં અનુષ્ઠાનોમાં નથી, સત્યનું અનુસરણ એ જ તપસ્યા છે" ગીતાની ભાષામાં ઘોષણા કરીને તેણે જણાવ્યું કે, દ્રવ્યમય યજ્ઞના કરતાં જ્ઞાનયજ્ઞમાં જ શ્રેય છે; ખ્રિસ્તની વાણીમાં તેણે સાંભળ્યું કે, બાહ્ય વિધિનિષેધોમાં પવિત્રના નથી, પવિત્રતા તો ચિત્તની નિર્મળતામાં રહેલી છે.

જ્યારે આ ઘોષણા તેણે સાંભળી, ત્યારે માનવનાં રુદ્ધ મનમાં વિશ્વમાનવ ચિત્તની જાગ્રતિનો આરંભ થયો. તેની આંતરિક સત્તાનો એ બોધ દૈહિક સત્તાની ભેદ-સીમા વટાવીને, દેશમાં તેમજ કાળમાં સર્વ માનવનાં આંતર ઐક્ય તરફ પ્રસરવા લાગ્યો. આ બોધનું તાત્પર્ય એ છે કે,, જે માનવ પોતાના આત્મામાં બીજાના આત્માને અને બીજાના 'આત્મામાં પોતાના આત્માને જાણે છે, તેજ સત્યને જાણે છે. જે આપણને ત્યાગ તરફ, તપસ્યા તરફ લઈ જાય, તેજ માનવતા છે, માનવનો ધર્મ છે.

(સંપાદિત)

★

## પ્રાકૃતિક અને સાહિત્યિક સત્ય

મારા સુખદુઃખ મારામા જ સલગ્ન છે તમારે માટે કાઈ યથાર્થતા નથી મારા કરતા તમે ઘણા દૂર છો

સત્યનુ સપૂર્ણ રક્ષણ કરીને આ દૂરત્વનું યથાર્થ પ્રમાણ જાળવવાની શક્તિમા જ સાહિત્યકારનો સાચો પરિચય મળે છે જેવુ છે તેવુ જ માત્ર લખવાથી સાહિત્ય ન સર્જાય.

પ્રકૃતિમા જે જોવામા આવે છે, તે મારી પાસે પ્રત્યક્ષ છે, મારી સાક્ષી પૂરે છે પરતુ સાહિત્યમા જે જણાય છે, તે પ્રાકૃતિક હોવા છતાય પ્રત્યક્ષ હોતું નથી આથી સાહિત્યમા પ્રત્યક્ષતાની આ ખોટ પૂરવી પડે છે

અહી જ પ્રાકૃતિક સત્ય અને સાહિત્યિક સત્યનો તફાવત શરૂ થાય છે સાહિત્યની મા જે પ્રમાણે રડે છે, તે પ્રમાણે વાસ્તવિક મા રડતી નથી. આથી કરીને સાહિત્યની માનુ રડવુ કાઇ મિથ્યા ઠરતુ નથી × × × આથી જ સાહિત્ય એ આબેહૂબ અરીસો નથી માત્ર સાહિત્ય તો શુ, પરતુ કોઇપણ કળા-વિદ્યા પ્રકૃતિનુ આબેહૂબ અનુકરણ નથી પ્રકૃતિમા આપણને પ્રત્યક્ષની

જગતની સાથે મનનો જે સબધ છે, તેજ સબધ મનની સાથે સાહિત્યકારની પ્રતિભાનો છે આ પ્રતિભાને **નિશ્વમાનવમન** કહીએ તો ખોટુ નથી જગતમાથી જેમ મન પોતાની વસ્તુઓ સઘરી લે છે, તેમ આ નિશ્વમાનવમન તે મનમાથી ચાળી વીણીને પોતાને માટે સામગ્રી ઉત્પન્ન કરે છે × × ×

આપણા અતરમા આપણે જે અસ્તિત્વનો અનુભવ કરીએ છીએ, એક અશ છે 'અહતા નો, બીજો અશ છે 'માનવતા નો માર ઘર જો અચેતન હોત તો તે પોતાના અદરનુ ખડાકાશ અને તેની સાથેનુ પરિવ્યાપ્ત મહાકાશ એ બ નેની-ધ્યાન દ્વારા ઉપલબ્ધિ કરી શકત ત્યારે આપણા અતરની આ 'અહતા' અને 'માનવતા' પણ તેના જ છે જો આ બન્નેની વચ્ચે એક મોટી દુર્ભેદ્ય દિવાલ ચણી દેવામા આવે, તો આત્મા અધારા કુવામા પડયો રહે •

ઉપર જણાવેલ સાહિત્યકારના અતરમા જો તેની 'અહતા' અને 'માનવતા'ની વચ્ચે કોઇ પડદો હોય તો તે છે કલ્પના રૂપી બારીના કાચનો સ્વચ્છ પડદો તે દ્વારા એ બન્ને તત્વોને ઓળખવા પીછાણવામા મુશ્કેલી નડતી નથી અને એજ કાચ દૂરવીક્ષણ ( Telescope ) અને અનુવીક્ષણ (microscope) કાચની પણ ગરજ સારે છે, અદશ્ય ને દશ્ય બનાવે છે, દૂરને નિકટ આણે છે

સાહિત્યમા રહેલી આ 'માનવતા' જ સર્જન કરી શકે છે. આ 'માનવતા' તેની 'અહંતા'ને પોતીકી બનાવી લે છે, ક્ષણિકને અમરતા અર્પે છે અને ખંડિતને સંપૂર્ણ કરે છે.

જગતના આ બીજા માળમા મનનું કારખાનું ચાલે છે, અને ત્રીજા માળમા વિશ્વમનનું કારખાનું ચાલે છે. સાહિત્યની ઉત્પત્તિ આ ત્રીજા માળમાંથી થાય છે.

[સાહિત્યનો વિચારક

વિશ્વના સમસ્ત સૌન્દર્યના, સમસ્ત મહિમાના અંતઃપુરમા જે સતીલક્ષ્મી વિરાજે છે, તે પણ આપણી સંમુખ છે; પરંતુ જ્યાસુધી આપણે શુચિ થઇએ નહિ, ત્યા સુધી તેને શી રીતે જોઈ શકાય? જ્યા સુધી વિલાસમા તરબોળ છીએ, ભોગના નશામા મસ્ત છીએ, ત્યા સુધી સમગ્ર વિશ્વની આલોકવસના સતીલક્ષ્મી આપણા દૃષ્ટિથી અંતર્ધાન રહે છે.

આ વાત હુ ધર્મ કે નીતિ પ્રચારના દૃષ્ટિબિંદુથી નથી જણાવતો; માત્ર આનંદની—જેને અંગ્રેજીમા 'આર્ટ' કહે છે, તે દૃષ્ટિથી કહું છું. આપણા ધર્મશાસ્ત્રો પણ જણાવે છે કે, કેવળ ધર્મને માટે નહિ, સુખને માટે પણ સંયત થવું જોઈએ; સુખાર્થી સંયતો ભવેત્ અર્થાત્ જો ઇચ્છાની ચરિતાર્થતા ચાહતા હો, તો ઇચ્છાને

વશમાં રાખો; જો સૌન્દર્ય ભોગ ચાહતા હો, તો ભોગ લાલસાનું દમન કરીને પવિત્ર થાઓ, શાંત થાઓ. જો આપણે પ્રવૃત્તિનું દમન કરવાનું ન જાણીએ, તો અંતે પ્રવૃત્તિની ચરિતાર્થતાને આપણે સૌન્દર્યબોધની ચરિતાર્થતા માની લઈને ભોળવાઈ જઈશું. જે ચિત્તની વસ્તુ છે તેને એ હાથે ચોળીને, મનમાં માની લઈએ કે, જાણે તેને મેળવી! આથી જ પહેલાં મેં જણાવ્યું છે કે સૌન્દર્ય-બોધનું સાચું ઉદ્બોધન થવા માટે બ્રહ્મચર્યની સાધનાની ખાસ જરૂર છે × × ×

મનુષ્યોમાં જેઓ નરોત્તમ હોય છે, જેઓ પૃથ્વીમાં ઈશ્વરના મંગલ સ્વરૂપના પ્રકાશ હોય છે, તેઓ આપણા મનને એટલે સુધી આકર્ષે છે કે, જ્યાં આપણે પોતે પણ પહોંચી શકતા નથી. જે રાજપુત્ર માનવદુઃખનું નિવારણ કરવાનો ઉપાય શોધવા રાજ્ય છોડીને ચાલ્યા ગયા, તેમની મનોહારિતાએ માનવને કેટલાં કાવ્ય કેટલાં ચિત્રો કરવા પ્રેર્યો છે, તેનો પાર નથી.

અહીંયાં સંશયશીલ લોકો બોલી ઊઠશે કે, આ તો સૌન્દર્યમાંથી પાછા ધર્મનીતિની વાત પર આવી ગયા! × × × જે યથાર્થ મંગલ છે, તે આપણું પ્રયોજન સાધે છે, અને ઉપરાંત તે સુંદર છે;—અર્થાત પ્રયોજન સાધવા ઉપરાંત પણ તેમાં એક પ્રકારનું અહેતુક આકર્ષણ છે. નીતિ શાસ્ત્રજ્ઞો જગતના પ્રયોજનની દૃષ્ટિથી નીતિનો ઉપદેશ આપીને મંગલનો પ્રચાર કરે છે, અને કવિઓ

મંગલને તેની અનિર્વચનીય સૌન્દર્યમૂર્તિમાં બધાની પાસે વ્યક્ત કરે છે

વસ્તુતઃ મંગલ સુંદર છે, પરંતુ આપણા ઉપયોગમાં આવે છે તેટલા માટે નહિ. × × × મંગલ માત્રનું સમસ્ત જગતની સાથે એક પ્રકારનું ગભીરતમ સામંજસ્ય હોય છે, સઘળા મનુષ્યોના મનની સાથે તેનો નિગૂઢ મેળ હોય છે. સત્યની સાથે મંગલનું આ પૂર્ણ સામંજસ્ય જોવાથી તેનું સૌન્દર્ય આપણને તરત જ જણાઈ જાય છે. કરુણા સુંદર છે, ક્ષમા સુંદર છે, પ્રેમ સુંદર છે. શતદલવાળા પદ્મની સાથે કે પૂર્ણિમાના ચાદની સાથે તેની તુલના થઈ શકે; એ પદ્મ અને એ ચાદની માફક પોતાનામા, તેમજ આસપાસના જગતમા તેનું એક પ્રકારનું વિરોધહીન લાવણ્ય છે તે સમગ્રને અનુકૂલ છે. આપણાં પુરાણોમા લક્ષ્મી કેવળ સૌન્દર્ય કે ઐશ્વર્યની દેવી નથી, પરંતુ મંગલની પણ દેવી છે

સૌન્દર્યમૂર્તિ જ મંગલની પૂર્ણમૂર્તિ છે અને મંગલમૂર્તિ જ સૌન્દર્યનુ પૂર્ણ સ્વરૂપ છે.

સૌન્દર્ય પ્રયોજનથી અતિરિક્ત છે તેથીજ આપણે તેને ઐશ્વર્ય સંપન્ન માનીએ છીએ. આથીજ તે આપણાં નર્યા સ્વાર્થના દારિદ્રમાથી પ્રેમમા મુક્તિ આપે છે.

મંગલે, સૌન્દર્યને માત્ર આખથી જોવા કે બુધ્ધિથ સમજવા ઉપરાંત, વધારે વ્યાપક, વધારે ગભીર બનાવીં

મનુષ્યની નિકટ આણ્યું છે. ઈશ્વરની સામગ્રીને તેણે માનવીની સામગ્રી બનાવી દીધી છે. વસ્તુતઃ મંગલ માનવનું નિકટવર્તી અંતરતમ સૌન્દર્ય છે; અને એથી જ આપણે ઘણીવાર તેને સહજભાવે સુંદર તરીકે ઓળખી શકતા નથી; જ્યારે એ બોધ. આપણામાં જાગ્રત થાય છે, ત્યારે આપણો પ્રાણ વર્ષાની નદીની જેમ છલોછલ ભરાઈ જાય છે. તે વેળા તેના કરતાં વધારે રમણીય કાંઈ જ આપણને લાગતું નથી.

માનવની શક્તિ અને તેની ભક્તિ જ્યાં પોતાની સૌન્દર્યરચનાને ભગવાનના મંગલરૂપને ડાબે પડખે બેસાડીને કૃતાર્થ થઈ છે, ત્યાં તે મિલન-મંદિરોનું ખૂબ નિકટ સ્થળમાં પણ રક્ષણ કરવાના આપણે પ્રયત્નો આદર્યા છે. જેમ વિષ્ણુની સાથે જ લક્ષ્મીનું મિલન પૂર્ણ છે, તેમ મંગલની સાથે જ સૌન્દર્યનું મિલન પૂર્ણ છે. પ્રત્યેક સભ્યતામાં આ ભાવ છૂપાયેલો રહેલો જ છે.

એવો એક દિવસ જરૂર આવશે, જ્યારે સૌન્દર્ય વ્યક્તિગત સ્વાર્થદ્વારા બદ્ધ, ઈર્ષ્યાદ્વારા વિદ્ધ કે ભોગદ્વારા જીર્ણ થશે નહિ; જ્યારે તે શાંતિમાં અને મંગલમાં નિર્મલભાવે સ્ફૂર્તિ પામશે. જ્યાં સુધી સૌન્દર્યને આપણે આપણી વાસનાથી કે લોભથી મુક્ત રીતે ન જોઈ શકીએ, ત્યાં સુધી તેને પૂર્ણ જોયું ન ગણી શકાય.

અશિક્ષિત, અસંયત, અસંપૂર્ણ દૃષ્ટિથી જે કાંઈ જોઈએ છીએ, તેમાં આપણને તૃપ્તિ મળતી નથી, માત્ર તૃષ્ણા જ મળે છે. ખાદ્ય મળતું નથી, માત્ર મદ ખવરાવીને આહારની સ્વાસ્થ્યકર અભિરૂચિને ક્ષુધા તે નષ્ટ કરી દે છે.

આ આશંકાથીજ નીતિપ્રચારકો સૌન્દર્યને દૂરથી નમસ્કાર કરવાનુ ઉપદેશે છે. રખેને નુકશાન થઈ બેસે, એ ભયથી તેઓ લાભને માર્ગે પણ જવાનો નિષેધ કરે છે. પરંતુ યથાર્થ ઉપદેશ તો એજ છે કે, સૌન્દર્યના પૂર્ણ અધિકારી થવા માટે જ સંયમ રાખવો પડશે. બ્રહ્મચર્ય આને માટે જ છે, નહિ કે પરિણામે શુષ્કતા મેળવવાને માટે.

*

સત્યની અનુભૂતિ અને સૌન્દર્યની અનુભૂતિ એક થઈ જાય છે.

માનવનું સમસ્ત સાહિત્ય, સંગીત અને લલિતકલા જાણ્યે અજાણ્યે પણ આ દિશામા જ પ્રગતિ કરી રહ્યાં છે. મનુષ્ય તેના કાવ્યમા, ચિત્રમા, શિલ્પમા સત્યમાત્રને ઉજ્જવલ કરી રહ્યો છે પહેલા જે આપણી નજરે નહિ ચડવાથી અસત્ય જણાતુ, તેને કવિ આપણી દૃષ્ટિ સમક્ષ લાવીને સત્યના રાજ્યની, આનન્દના રાજ્યની મર્યાદા વધારી દે છે માનવ સાહિત્ય પ્રતિદિન સમસ્ત

સુષ્ઠને, સમસ્ત અનાદિતને સત્યના ગૌરવમા આવિષ્કૃત કરીને કલાસૌન્દર્યથી અંકિત કરે છે જે માત્ર પરિચિત હતુ તેને નિકટતુ બનાવે છે, જે માત્ર નજરે ચડતુ, તેના ઉપર મન આકર્ષાય છે

આધુનિક કવિએ જણાવ્યુ છે કે "Truth is beauty, beauty is truth" આપણી શુભ્રમના કમલાલયા દેવી સરસ્વતી મૂર્તિમતી 'Truth' અને 'Beauty' છે ઉપનિષદ પણ જણાવે છે 'आनन्दरूपममृतं यद्विभाति" (જે કાંઈ પ્રકાશે છે, તે સમસ્ત તેમનુ આનંદ રૂપ છે, તેમનુ અમૃત રૂપ છે) આપણી પગરજથી માંડીને આકાશના નક્ષત્રો સુધી સમસ્ત 'Truth' છે અને સમસ્ત 'Beauty' છે સમસ્ત છે 'आनन्दरूपममृतम'

સત્યનુ આ આનંદ રૂપ, આ અમૃતરૂપ દેખીને, તે આનંદને વ્યક્ત કરવો એ જ કાવ્ય સાહિત્યનુ લક્ષ્ય છે જ્યારે તેને હૃદયથી મેળવીએ, ત્યારે જ તેનો સાહિત્યમા પ્રકાશ કરી શકીએ છીએ ત્યારે શુ સાહિત્ય કળા કૌશલ્યનુ સર્જન નથી? શુ તે માત્ર હૃદયનો જ આવિષ્કાર છે? વિસ્મયને અને આનંદને હૃદય જ્યારે પોતાના ઐશ્વર્યદ્વારા ભાષામા કે ધ્વનિમા કે રંગમા ચિત્રિત કરી રાખે છે—અને આમા જ સર્જનનુ નૈપુણ્ય છે—ત્યારે તેજ, સાહિત્ય, સંગીત, કે ચિત્રકળા બને છે

[ સૌંદર્યબોધ

જગતમાં માત્ર સત્ય છે એટલું જ જાણતા હોઈએ, પરંતુ તેમાં આપણો કોઈ પ્રકારે આનંદ જ ન હોય, તો તે આપણા હૃદયને માટે નહિવત્ જ છે. આપણે આ વિશાળ જગતમાં જન્મ્યા છીએ. તેમાંની ઘણી વસ્તુઓને આપણે આપણા જ્ઞાનના ક્ષેત્રમાં આણી શક્યા નથી અને તેનો મોટો ભાગ આપણા મનોહર જગતમાં ભળીને આપણો પોતાનો થઈ શક્યો નથી.

આ જગતનો જેટલો ભાગ જ્ઞાનદ્વારા જાણીશું અને હૃદયદ્વારા પામીશું, તેટલે અંશે આપણી વ્યાપ્તિ થશે, આપણો વિસ્તાર થશે જેટલે અંશે જગત મારાથી અતીત હોય, તેટલે અંશે હું નાનો ગણાઉં. તેથી જ મારી મનોવૃત્તિ, હૃદયવૃત્તિ અને કર્મશક્તિ, સમગ્રને વધારેને વધારે અધિકૃત કરવાના પ્રયત્નો કરે છે. આમ કરવાથી જ આપણું અસ્તિત્વ સત્યમાં અને શક્તિમાં વધારે વિસ્તૃત થતું જાય છે.

આ વિકાસની બાબતમાં સૌન્દર્યબોધ આપણા શા કામમાં લાગે? સત્યના જે વિશેષ અંશને આપણે ખાસ કરીને સુંદર ગણીએ છીએ, તેને જ માત્ર આપણા હૃદયને માટે ઉજ્જ્વળ કરીને, બાકીના અંશને તે મ્લાન અને તિરસ્કૃત કરે છે? જો એમ હોય, તો સૌંદર્ય આપણા વિકાસમાં બાધારૂપ થાય; સમગ્ર સત્યમાં હૃદયને વ્યાપ્ત કરવામાં તે એક અંતરાયરૂપ બને, અને સત્યની વચ્ચે વિંધ્યાચલની માફક ઊભું રહીને,

તેના સુંદર અને અસુંદર, આર્યાવર્ત અને દાક્ષિણાત્ય, એવા બે ભાગ કરીને, પરસ્પરમા આવવા જવાનો માર્ગ પણ દુર્ગમ કરી મૂકે! પરંતુ મારો જણાવવાનો પ્રયાસ જ એ હતો કે, સૌંદર્ય એવું નથી જ્ઞાન જેમ ક્રમશ સમગ્ર સત્યને આપણી બુદ્ધિશક્તિના અધિકારમા આણવાનો પ્રયત્ન કરી રહ્યુ છે તેમ સૌન્દર્ય-બોધ પણ સમસ્ત સૈન્યને ક્રમશ આપણા આનંદના અધિકારમા આણશે, અને ત્યારે જ તે સાર્થક થશે આ ચરાચર જગતમા બધુ જ સત્ય છે, માટે બધો જ આપણા જ્ઞાનનો વિષય છે, બધુ જ સુંદર છે, માટે બધી આપણા આનંદની સામગ્રી છે

વિશ્વમા કેવુ ઉદાર ઐશ્વર્ય છે અને છતા કેવો કઠણ સંયમ! તેની કેન્દ્રાતિગ (centrifugal) શક્તિ સમ્પૂર્ણ રીતે પોતાને ચારે બાજુ પ્રસારી રહી છે, અને કેન્દ્રાનુગ (centripetal) શક્તિ આ ઉદ્દામ વૈચિત્ર્યના ઉલ્લાસને એક પરિપૂર્ણ સામંજસ્યમા મેળવી રાખી રહી છે! આ પ્રમાણે એક બાજુથી ઉદ્દામ ઉલ્લાસ અને બીજી બાજુથી મર્યાદિત સંયમ એમ બંનેના છંદે છંદે સૌન્દર્ય વિસર્જન અને આકર્ષણની આ નિત્ય લીલા એ દ્વારા જ સુંદર પોતાનો આવિષ્કાર કરે છે × × ×

જગતની આનંદલીલાને પણ જેટલે અંશે વધારે પૂર્ણ રૂપે જોઈ શકીએ, તેટલે અંશે સમજી શકીએ, કે સારુ નરસુ, સુખદુઃખ, જીવન મૃત્યુ, એ બધાની ચકની

અને પડતીથી વિશ્વસંગીતનો તાલ રચાય છે. સમગ્ર ભાવે જોઈશું તો જણાશે કે, આ તાલનો કયાંય ભંગ થતો નથી. સૌંદર્યની કયાંય લાઘવતા નથી. આ પ્રમાણે સૌન્દર્યને જોતાં શીખવું, એજ સૌન્દર્યબોધનું અંતિમ લક્ષ્ય છે. માનવની આ દૃષ્ટિ જેટલી ખૂલતી જાય છે, તેટલો જ તેનો આનંદ જગતમાં પ્રસરતો જાય છે. પહેલાં તેને જે નિરર્થક જણાતું, તે ક્રમશઃ સાર્થક જણાવા લાગે છે; પહેલા જેની તરફ તે ઉદાસીન રહેતો, તેને તે પોતાની સાથે મેળવવા મથે છે. જેને પોતાની વિરૂદ્ધનો ગણતો તેને બૃહદ્‌ભાવે જોઈને તેનું યોગ્ય સ્થાન સમજી શકે છે અને એ રીતે તૃપ્તિ મેળવે છે. વિશ્વમાં સમગ્રભાવે સૌન્દર્યને જોવાનું આ વૃતાંત; જગતને તેના આનંદરૂપે અધિકૃત કરવાનો, આ ઇતિહાસ, માનવ-સાહિત્યમાં આપોઆપ રક્ષાય છે.

પરંતુ ઘણીવાર બને છે કે, સૌંદર્યને સમગ્ર સત્યમાંથી અળગું કરીને જોઈએ છીએ, આ રીતે એક નવો સંપ્રદાય ઊભો કરીએ છીએ. યુરોપમાં સૌન્દર્યચર્ચા, સૌન્દર્યપૂજા, નામની એક ધૂન ચાલી રહી છે. જાણે કે સૌન્દર્યનું કોઈ, વિશેષભાવે અનુશીલન મોટુ બહાદૂરીનુ કાર્ય ન હોય, એ રીતે એક સંપ્રદાય પોતાનો વિજય વાવટા ફરકાવી રહ્યો છે!

× × ×

જો સૌન્દર્યનું આકર્ષણ માનવમનને આ પ્રકારે

બાળી કરી દેતું હોય, જો તેની વાસનાને તેની ચારે બાજુની સાથે મેળ ન ખાવા દેતું હોય, જે પ્રચલિત હોય તેને તુચ્છ ગણીને, જે હિતકર હોય, તેને ગ્રામ્ય ગણીને ઉપહાસ કરતું હોય, તો ધિક્કાર છે તે સૌન્દર્યને! આ તો દ્રાક્ષને બાળી પીસીને, તેની સઘળી કાંતિ અને રંગગંધ જતી કરીને, માત્ર તેના અલ્પ મદ્યને જ ગાળી લેવા જેવું થયું!

જ્યારે મનુષ્યમાં વિકૃતિ થાય છે, ત્યારે સૌન્દર્યને તેની મર્યાદામાંથી અલગ કરીને ઊંચે ઠેકાણે લગાડવાનો તે પ્રયત્ન કરે છે માથાને શરીરથી જુદું કરીએ, તો તે શરીરની જેમ વિરુદ્ધ જાય છે, તેમ સમગ્રમાંથી જુદું પડેલું સૌન્દર્ય સમગ્રનો વિરોધ જ કરતું જણાય છે આમ કરવાથી સૌન્દર્ય સત્યનો શત્રુ બને છે અને તેની જ સહાયતાથી સામાન્ય તરફ આપણી ઉદાસીનતા જન્મે છે ખરી રીતે તે વેળા તે વસ્તુ સૌન્દર્યનો યથાર્થ ધર્મ જ ગુમાવે છે ધર્મ કહો, સૌન્દર્ય કહો કે ગમે તે કોઈ મહાન વસ્તુને વિષે કહો, પરંતુ જ્યારે જ્યારે તેને ઘેરી લઈને, કોઈ વિશેષ રૂપ આપવાનો પ્રયાસ થાય છે, ત્યારે ત્યારે તેનું અસલ સ્વરૂપ નાશ પામે છે

સત્યની સાથે આપણા હૃદયનું પ્રગાઢ અને અખંડ મિલન કરાવનાર સૌન્દર્ય બોધ હસતે મુખે આપણા હૃદયમાં અવતીર્ણ થયો છે એ મિલન કાર્યપર પ્રયોજન વગરનું મિલન છે, માત્ર આનંદનું મિલન છે

પરંતુ સૌન્દર્યબોધ, કેવળ સુંદર નામના સત્યના એક અંશ તરફ જ આપણા હૃદયને આકર્ષે છે અને બાકીના અંશમાંથી આપણા હૃદયને પાછુ વાળે છે, એ જાતનું અન્યાયપૂર્ણ બદનામ શી રીતે ટાળી શકાય, એ વાત હું વિચારી રહ્યો છું.

શું આપણી જ્ઞાનશકિતએ જગતના સમસ્ત સત્યને હજીસુધી આપણી જાણમાં આણ્યું છે? શું આપણી કર્મશકિત જગતની સમસ્ત કર્મશકિતને આપણા વ્યવહારમા ઉતારી શકી છે? જગતનો અલ્પાંશ જ આપણો જાણીતો છે, અધિકાંશ અજાણ્યો છે; વિશ્વશકિતનો અલ્પાંશ જ આપણા ઉપયોગમાં આવે છે, અધિકાંશને આપણે વ્યવહારમા આણી શકતા નથી. તેમ ભલે હોય છતા, આપણું જ્ઞાન તે જ્ઞાત અંશ અને અજ્ઞાત અંશના દ્વંદ્વને દરરોજ ધીરેધીરે ઘટાડતું જાય છે; અને મુકિતજાળ ફેલાવીને જગતના સમસ્ત સત્યને ક્રમશઃ આપણી બુદ્ધિના અધિકારમા આણી રહ્યું. છે, અને જગતને આપણું મનનું, જ્ઞાનનું, જગત બનાવી રહ્યું છે. આપણી કર્મશકિતને વ્યવહાર દ્વારા ક્રમશઃ પોતાની કરી રહ્યું છે અને વીજળી, જળ, અગ્નિ, વાયુ વગેરે પ્રતિદિન આપણું બૃહદ્ કર્મશરીર બનતા જાય છે.

આપણો સૌન્દર્યબોધ પણ ક્રમશ. સમસ્ત જગતને આપણા આનંદનું જગત બનાવી રહ્યો છે અને તે તરફ તેની ગતિ છે. જ્ઞાન દ્વારા સમસ્ત જગતમા પોતાના

મનને વ્યાપ્ત કરવું, કર્મદ્વારા સમસ્ત જગતમાં પોતાની શક્તિને વ્યાપ્ત કરવી, અને સૌન્દર્યબોધ દ્વારા સમસ્ત જગતમાં આપણા આનંદને વ્યાપ્ત કરવો, એજ મનુષ્યત્વનું લક્ષ્ય છે. અર્થાત્ જગતને જ્ઞાન રૂપે, શક્તિ રૂપે, અને આનંદ રૂપે ઉપલબ્ધ કરવું, તેનું નામ જ મનુષ્ય થવું કહેવાય.

[સાહિત્ય અને સૌન્દર્ય

## ચિત્રકલા: અનંતના મૌનમાં એક ક્ષુદ્ર બુદ્બુદ

ચિત્રની સૃષ્ટિમાં ઘુસી જઈને મેં પેલી અંગ્રેજી કહેવતનું સંપૂર્ણ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે કે, જેમને પોતાના અજ્ઞાનની ખબર નથી હોતી, એવાઓ, દેવી ફિરસ્તાઓ જ્યાં પ્રવેશવાની હિંમત પણ ન કરે, તેવા પ્રદેશમાં ધસી જાય છે! મારે ય આવી ચેષ્ટા કરવા માટે ક્ષમા યાચવાની રહે છે. એક કલાકાર તરીકે, હું આવી હિંમતનો કોઈ દાવો કરી શકું એમ નથી; કેમકે અણઘડ માણસની જેમ આ મારી અજાયબ હિંમત છે—જેમ કોઈ માણસ સ્વપ્નની અંદર ખતરનાક માર્ગ ઉપર ચાલતો હોય, અને છતાં બચી જાય, તો તેનું કારણ એટલું જ કે તે એ ભય પ્રત્યે જ અંધ છે!

મને બાળપણથી જે એક માત્ર તાલિમ મળી હતી,

'લય' ની તાલિમ—વિચારમાં લય, અવાજમાં, સૂરમાં લય. મને એટલી સમજ પડી હતી કે મનસ્વી, ચંચલ તરંગને અને ક્ષુદ્ર–ક્ષુલ્લકતાને જો કોઈ વાસ્તવતા બક્ષતું હોય તો તે છે લય. અને એથી જ, જ્યારે મારાં હસ્તલિખિત લખાણુમાં મેં કરેલી એકછાકો, કેમ જાણે પોતે પાપાત્માઓ ન હોય તેમ મુક્તિની યાચના કરતી, મારી આંખો ઉપર, અસંબધ્ધ કુરૂપતા દ્વારા હલ્લો કરતી હતી, ત્યારે મેં મારી સહજ પ્રવૃત્તિ પાછળ સમય આપવા કરતાં, એમને (એકછાકોને), લયની કરુણાપૂર્ણ નિશ્ચિતતામાં ઉગારી લેવા પાછળ ઘણો બધો સમય વ્યતીત કર્યો.

આ ઉધ્ધારક પ્રવૃત્તિમાં હું એક હકીકત એ જાણવા પામ્યો કે, આકારોના વિશ્વમાં રેખાઓની અંદર પ્રાકૃતિક પસંદગીની અખંડ પ્રવૃત્તિ ચાલ્યાં કરતી હોય છે; અને જેમના પોતાનામાં સ્વરાવરોહની યોગ્યતા હોય, તેની રેખાઓજ જીવી જાય છે; અને મને લાગ્યું કે પેલી ગૂઢહીન અસંગતિઓથી બેકારીની સમસ્યાને પરિપૂર્ણતાની આંતરિક સમતુલામાં રૂપાતંરિત કરવામાં જ સર્જનશીલતા રહેલી છે.

મારા ચિત્રો રેખાઓમાંની મારી કાવ્ય પ્રવૃત્તિ છે. અને કદાપિ જો તે કીર્તિદા બનવાની હોય તો તેની પાછળ એ કારણ નહિ હોય કે, તેઓ કોઈ વિચારનો પરામર્શ કરે છે, અથવા કોઈ હકીકતનું પ્રતિનિધિત્વ

કરે છે, પરંતુ એટલા માટે હશે કે, મુખ્યતઃ તેઓ આકાર–જે આખરી છે–તેની અમુક લયબદ્ધ મહત્તાને પ્રગટ કરે છે.

સૂરની સૃષ્ટિ અનંતના મૌનમાં ક્ષુદ્ર બુદ્બુદ છે. વિશ્વને કોઈ ભાષા હોય તો તે કેવળ અભિનય જ છે; તે ચિત્રો અને નૃત્યની વાણીમાં જ વાતો કરે છે. આ સૃષ્ટિનું પ્રત્યેક તત્ત્વ રેખાઓ અને રંગોના મૂક સંકેત દ્વારા એ હકીકત જાહેર કરે છે કે, એ કાંઈ કેવળ તર્કબદ્ધ અમૂર્તતા નથી, અથવા તો કેવળ તે ઉપયોગની ય ચીજ વસ્તુ નથી; પરંતુ તે સ્વયમ્ વિરલ છે. અને તેના ગર્ભમાં અસ્તિત્વનું રહસ્ય છે.

એવી અસંખ્ય વસ્તુઓ છે, જેને આપણે જાણીએ છીએ; પરંતુ તેઓ નુકસાનકારક છે કે લાભદાયી છે એ હકીકત બાજુ પર રાખીને, આપણે એમના સત્યના આગવા ગૌરવનો અસ્વીકાર કરતા નથી. પુષ્પ પુષ્પ રૂપે અસ્તિત્વ ધરાવે એ પૂરતું છે; પરંતુ મારી સિગરેટને મારા ઉપર પોતાની પ્રતીતિ માટે અન્ય કોઈ અધિકાર નથી, સિવાય કે મારી ધુમ્રપાનની આદતને તે વશ છે.

પરંતુ બીજ્ય એવી ચીજો હોય છે, જે લય અથવા તો સ્વભાવની, ગતિશીલ ગુણવત્તાને કારણે આપણને તેમની હયાતી સ્વીકારવાની ફરજ પાડે છે. એ તો, સર્જનના ગ્રંથમાં રંગીન પેનસિલથી અંકિત કરેલ

વાકયો સમાન છે જેને આપણે નજરઅંદાજ કરી શકતા નથી જાણે એ આપણને સાદ પાડી મ્હી રહ્યા છે 'જુઓ, હુ અહી છુ ' અને એ સાભળી આપણુ મન પોતાનુ શિર ઝુકાવે છે, અને મ્હદિ એને સામો પ્રશ્ન કરતુ નથી કે, 'તુ શુ કામ અસ્તિત્વ ધરાવે છે?'

ચિત્રમા કનાકાર નિ શક વાસ્તવતાની ભાષા સર્જે છે, અને આપણે એ જોઇએ છીએ એટલુ જ આપણા સતોષ માટે બસ છે એ ચિત્રમા રૂપવતી રમણીનુ પ્રતિનિધિત્વ ન યે હોય બલ્કે રઢિયાળ ગર્દભનુ હોય, અથવા તો જેના સત્યની બાહ્ય સાબિતી પ્રકૃતિમા રહેલી નથી, પણ કેવળ પોતાની આતરિક કલાત્મક મહત્તામા જ છે, એવી કોઈક ચીજનુ ય પ્રતિનિધિત્વ હોય

લોકો ઘણીવાર મને મારા ચિત્રોનો અર્થ પૂછે છે, ત્યારે હુ મારા ચિત્રોની માફક મૂગો રહુ છુ એમનુ કામ છે વ્યક્ત કરવાનુ, સમજૂતિ આપવાનુ નહિ એમના દેખાવ પાછળ એવો કોઈ બાહ્ય હેતુ નથી, જેનુ વિચારોએ સશોધન કરવાનુ હોય, કે શબ્દોએ આલેખન કરવાનુ હોય એ દેખાવ જો એનુ આખરી સત્ત્વ પ્રગટ કરે, તોજ તે ટકી જાય છે નહિ તો તેમનો ઇન્કાર થાય છે અને તે ભુલાઇ જાય છે ભલેને પછી તેનામા ઠીક વૈજ્ઞાનિક સત્ય અથવા નૈતિક ન્યાયસગતતા રહેલી હોય × × ×

•પ્રેમને કલા સાથે જે ઘનિષ્ઠતા છે, એ અવર્ણ્યનીય છે. કર્તવ્યને તો લાભની માત્રાથી માપી શકાય છે; ઉપયોગિતાને ય નફા અને સત્તાની માત્રાથી માપી શકાય છે, પરંતુ કલાનુ માપ તો તેના પોતાના સિવાય બીજા કશાથી શક્ય નથી. જીવનનાં બીજાં અનેક બળો છે, જે આગંતુકોની જેમ આવે છે ને જાય છે. પરંતુ કલા એ તો અતિથિ છે. જે આવે છે ને વસી જાય છે. બીજાં અગત્યનાં હશે, પરંતુ કલા અનિવાર્ય છે.



## ભારતીય સંસ્કૃતિ

આપણે પુરાતન ભારતવાસીઓ છીએ, ખૂબ પ્રાચીન, ખૂબ શાંત હું ઘણીવાર મારા પોતાનામાં આપણી આ જાતિગત પ્રકાંડ પ્રાચીનતા અનુભવું છું જ્યારે ધ્યાનપૂર્વક અંતરમાં નિરીક્ષણ કરું છું, ત્યારે જોઉં છું કે ત્યાં કેવળ ચિંતન, વિશ્રામ અને વૈરાગ્ય રહેલા છે જાણે બહાર એક સુદીર્ઘ છુટ્ટી વિસ્તરેલી છે જાણે જગતના પરોઢમાં આપણે કચેરીના કામ પતાવી આવ્યા છીએ, એટલે આ બળતા બપોરે, જ્યારે બીજા બધા કામમાં ગુંથાયેલા છે, ત્યારે આપણે બારણાં બંધ કરીને નિશ્ચિંત મને વિશ્રામ કરીએ છીએ × × ×

એવામાં એકાએક માલુમ પડયું કે સ્થિતિ બદલાઈ ગઈ છે

× × × હાય! ભારતવર્ષના કોટની દીવાલ ભાંગી નાખીને આ ખુલા વિશાળ કર્મક્ષેત્રમાં આપણને કોણે લાવીને ઊભા કર્યા! આપણે ચારે બાજુ માનસિક બંધ બાંધીને કાળસ્રોતને રોકી દઈ, બધું પોતાના મનને ફાવે એ રીતે ગોઠવીને બેઠા હતા ચંચલ પરિવર્તન ભારતવર્ષની

બહાર, સમુદ્રની પેઠે રાતદિવસ ગર્જ્યાં કરતું હતું. આપણે અટલ સ્થિરતામાં પ્રતિષ્ઠિત થઈને ગતિશીલ સંસારનું અસ્તિત્વ ભૂલીને બેઠા હતા એવામાં કોણ જાણે ક્યા છિદ્ર વાટે ચિરઅશાંત માનવપ્રવાહે આપણામાં પ્રવેશ કરીને, બધું ધૂળધાણી કરી નાખ્યું! પુરાતનમાં નવીન મેળવીને, વિશ્વાસમાં સંશય લાવીને સંતોષમાં દુરાશાનું દુઃખ નાખીને બધું ઊંધુચત્તુ કરી નાખ્યું! × × ×

કાળના વેગવાન પ્રવાહમાં, પરિમિતના—કોલાહલના કેન્દ્રસ્થળમાં, પ્રકૃતિના હજારો શક્તિઓની ગહુર ગભૂમિની વચમાં, સંક્ષુબ્ધ થવાથી એક પ્રકારની ખૂબ સખત કેળવણી અને સંસ્કૃતિ મળે છે, એ સાચું છે ખરું, પણ નિર્જનતા, નિસ્તબ્ધતા, અને ગંભીરતામાં ઊતરીને કોઈ પણ રત્ન મેળવી શકાતા નથી એનું શી રીતે કહેવું?

આ અથાગ સંસારસમુદ્રની વચમાં એ નિસ્તબ્ધતાની તક કોઈપણ જાતિને મળતી નથી, કેવળ ભારતવર્ષને જ દૈવયોગે આખી પૃથ્વીમાં એ નિશ્ચિંતતા મળી હતી. અને તેણે જ અનંત સ્પર્શમાં અવગાહન કર્યું હતું, એમ લાગે છે જગત જેમ અસીમ છે, તેમ માનવ આત્મા અસીમ છે જેમણે તે અનાવિષ્કૃત આતર્દેશના રસ્તાની પણ શોધ કરી હતી, તેઓને નવું સત્ય, અને કોઈ નવો આનંદ મળ્યો નહોતો, એમ કહેવું એ તદ્દન અશ્રદ્ધાળુના જેવી વાત છે

ભારતવર્ષ ત્યારે એક બધ બારણાવાળા નિર્જન રહસ્યમય પ્રયોગઘર જેવો હતો તેમા એક અપૂર્વ માનસિક સસ્કૃતિની છૂપી કસણી ચાલતી હતી યુરોપના મધ્યયુગમા કીમિયાગરો છૂપા ઘરમા ભરાઈને જાત જાતના અદ્ભુત યત્નો લઈને ચિરજીવનરસ (elixir of life)–આબે હયાત શોધી કાઢવાનો પ્રયત્ન કરતા હતા, તેજ પ્રમાણે આપણા જ્ઞાનીઓએ સાવચેતી પૂર્વક આધ્યાત્મિક અમરતા પામવાના ઉપાયનો શોધ કરી હતી. તેમણે એવો પ્રશ્ન પૂછ્યો હતો કે, 'येनाहं नामृता स्याम किमहं तेन कुर्याम्'। —'જેનાથી હુ અમર ન થઈ શકુ તેને લઈને મારે કરવાનુ શુ'? અને અત્યત દુસાધ્ય ઉપાય વડે અતરમા તે અમૃતરસની ગોધમા મડયા હતા

તેમાથી શુ થઈ શકત કોને ખબર છે! આલ્કેમીમાથી જેમ કેમિસ્ટ્રી જન્મી, તેમ તેમની તે તપસ્યામાથી માનવીની શીય એક નિગૂઢ નૂતન શક્તિની શોધ થઈ શકત, તે આજે કોણ કહી શકે?

××× પરતુ પૃથ્વીના લોકોએ તે પ્રયોગશાળામા પેસીને શુ જોયુ? એક છર્ણ તપસ્વી, તેને વસ્ત્ર નથી, ભૂષણ નથી, પૃથ્વીના ઈતિહાસની ખબર નથી, તે જે વસ્તુ કહેવા માગે છે, તેને માટે હજી કોઈ પ્રતીતિગમ્ય ભાષા નથી, પ્રત્યક્ષગમ્ય પ્રમાણ નથી, આયત્તગમ્ય પરિણામ નથી.

પરંપરા, પ્રભુ અને માટીના પૂતળા છિન્નમૂલ શુષ્ક ભૂતકાળ અને ઉદ્‌ભિન્નકિસલય જીવન્ત વર્તમાન ગરખો જ સમાદર પામે છે શાસ્ત્ર જ્યાં પડેલા એ, ત્યાં પડેલા જ રહે છે, અને શાસ્ત્રને ઢાંકી દઈને, જ્યાં ઉજાગો પ્રથા-કીટના પ્રાચીન રાફડા બંધાયા છે, ત્યાં પણ કોઈ અનન્ય ભક્તિપૂર્વક હાથ અડાડતો નથી મથના અક્ષર અને મથકીરના ચિત્રો-મને અહીં સમાન સન્માનના શાસ્ત્ર લેખાય છે અહીંના પીપળાએ કાઢી નાખેલા ભગ્ન મંદિરમાં દેવતા અને ઉપદેવતા એકત્ર આશ્રય લઈને વિરાજે છે

શું આ તે તમારા જગત યુદ્ધના સૈન્યશિબિર સ્થાપવાનું સ્થાન છે? અહીંના તૂટેલા પાયા શું તમારા યત્રો અને કારખાના, તમારા અમિશ્વસિત સહસ્રમાહુ લોહદાન લોના કારાગાર બાંધવાને યોગ્ય છે? તમારા ચંચળ ઉદ્યમના વેગથી એની પ્રાચીન ઇંટોને લોપ ભેગી કરી શકશો ખરા પરંતુ ત્યાર પછી પૃથ્વીની આ અતિ પ્રાચીન શય્યાશાયી જાતિ ક્યાં જઈને ઊભી રહેશે? આ નિશ્ચેષ્ટ નિબિડ મહાનગર પથ ભાગી જતાં, હજારો મન રોગીનો જે એક વૃદ્ધ બ્રહ્મદૈત્ય અહીં સદા એકાંતમાં વસતો હતો, તે પણ એમએક નિરાશ્રય થઈ પડશે

ભારતવર્ષે સુખ માગ્યું જ નહોતું સંતોષ માગ્યો હતો, અને તેણે તેની સર્વતોભાવે સર્વત્ર પ્રતિષ્ઠા કરી છે હવે તેને કશું કરવાનું રહ્યું નથી ગહન તે પોતાના નિર્વાણખંડમાં બેસીને તમારો ગાંડો જીવન ઉપ્લવ

જોઈને, તમારી સંસ્કૃતિના અંતિમ પરિણામ વિશે મનમાં ને મનમાં સંશય અનુભવી શકે એમ છે તેને એમ લાગતા સંભવ છે કે, જતે દહાડે આખરે તમારે એક દિવસ કામ બંધ કરવું પડશે ત્યારે શું આમ ધીરેથી, આમ સ્વાભાવિક રીતે આવા વિશ્રામમાં તમે ઊતરી શકશો ખરા? ઉદ્દેશ્ય જેમ ક્રમે ક્રમે લક્ષ્યમાં નિઃશેષ થઈ જાય છે, ગરમ દિવસ જેમ સૌન્દર્યથી પરિપૂર્ણ થઈને સંધ્યાના અંધકારમાં અવગાહન કરે છે તેવી મધુર સમાપ્તિને તમે પામી શકશો ખરા? કે પછી યંત્ર જેમ એકાએક ખોટકાઈ પડે છે, ઉત્તરોત્તર વધારે ને વધારે વરાળ અને ગરમી ભેગી કરી કરીને એંજિન જેમ એકાએક ફાટી જાય છે, એક જ પાટા ઉપર ચાલતી બે સામસામેથી આવતી ગાડીઓ પરસ્પર અથડાઈને જેમ અકસ્માત ઊંધી વળી જાય છે તેમ પ્રબળ વેગથી એક પ્રકારની—અકસ્માત થયા જેવી—સમાપ્તિ પામશો?

અત્યારે આપણે જે સંસારમાં અચાનક આવી પડ્યા છીએ ત્યાં પ્રાણ અને મનનું રક્ષણ કરવું હોય તો, અર્જન ક્ષુદ્ર ક્ષુદ્ર આચાર વિચાર વિશે ચૂંથ મરી કરીને, વસ્ત્રનો છેડો ઊંચો ઝાલીને, નાકનું ટેરવું ચઢાવીને, ખૂબ સાવચેતીથી—જાણે આ વિશાળ વિશ્વસંસાર એક ઉકરડો ન હોય—એમ પૃથ્વી ઉપર હરફર કર્યે ચાલવાનું નથી હવે જો પ્રતિષ્ઠા જોઈતી હોય તો, મનની વિશાળ ઉદારતા, સર્વાંગીણ નિરામય સ્વસ્થતા, શરીર અને બુદ્ધિની

માટે હે વૃધ્ધ, હે ચિરાતુર હે ઉદાસીન, તું ભિડ ! પોલિટિકલ એજિટેશન — રાજકીય ચળવળ — કર, અથવા દિવસે પથારીમા પડચા પોતાના પુરાતન યૌવનકાળના પ્રતાપની ઘોષણા કરીને, જીર્ણઅસ્થિ આસ્ફાલન કર, જો કે એથી, તારી લજ્જાનું નિવારણ નહિ થાય

પણ મારુ મન એ માટે તૈયાર થતુ નથી × × ×

આમ છતા, હોડી તરાવવાની ઈચ્છા તો છે જ્યારે જોઈએ છીએ કે માનવપ્રવાહ ચાલ્યો જાય છે ચારેકોર વિચિત્ર કલ્લોલ, ઉદ્દામ વેગ પ્રબળ ગતિ, અવિશ્રાંત કર્મ ચાલતા જ કરે છે, ત્યારે મારુ પણ મન નાચી ઊઠે છે ત્યારે એવી ઈચ્છા થાય છેકે, બહુ વરસના ગૃહબંધન તોડી નાખીને એકદમ બહાર નીકળી પડુ પરંતુ ત્યાર પછી ખાલી હાથ ભણી જોઈ વિચાર કરુ છુ કે, ભાથુ ક્યા છે ? હૃદયમા તે અસીમ આશા, જીવનમા તે અશ્રાન્ત બળ, શ્રદ્ધાનો તે અપ્રતિહત પ્રભાવ ક્યા છે?

× × × ત્યારે એકોએક મનને એવુ કહીને સમજાવુ છુ કે, આપણે વ્યવ બનાવી શકતા નથી જગતના બધા નિગૂઢ રહસ્યો શોધી કાઢી શકતા નથી, પરંતુ પ્રેમ વરસાવી શકીએ છીએ, ક્ષમા કરી શકીએ છીએ અને એકબીજાને ખાતર જગ્યા કરી આપી શકીએ છીએ દુ સાધ્ય દુ સાધ્યે ધાધા થઈને ફરવાની શી જરૂર છે ? ભલેને એક ખૂણે પડી રહ્યા ..

પરંતુ દુઃખ છે, દારિદ્ય છે, બળિયાના અત્યાચાર, નબળાના નસીબે અપમાન છે, ખૂણામાં બેસીને, માત્ર ઘરકામ અને આતિથ્યસત્કાર કરવાથી એનો શી રીતે પ્રતિકાર કરી શકીશુ?

હાય! એજ તો ભારતવર્ષનું દુઃસહ દુઃખ છે. આપણે કોની સાથે યુદ્ધ કરીશુ? કઠોર માનવપ્રકૃતિની ચિરંતન નિષ્ઠુરતાની સાથે, ઈસુ ખ્રિસ્તની પવિત્ર રક્તધારા જે અનુર્વર કાઠિન્યને આજે પણ કોમળ બનાવી શકી નથી, તેજ પાષાણુની સાથે? × × આપણે એ આદિમ પશુપ્રકૃતિને શી રીતે જીતવાના હતા? ક્ષમા ભરીને? અરજી કરીને? આજે થોડી ભીખ પામીને અને કાલે થોડો માર ખાઇને? એ કદી બનેજ નહિ

ત્યારે પ્રબળના જેવા પ્રબળ થઇને તે થઇ શકે ખરું? પણ જ્યારે વિચાર કરીને જોઇએ છીએ કે, યુરોપ કેટલું પ્રબળ છે, કેટકેટલે કારણે પ્રબળ છે, જ્યારે એ દુર્દાન્ત શક્તિને એક વાર તનમનથી સર્વતોભાવે અનુભવીને જોઇએ છીએ, ત્યાર પછી કશી આશા બંધાય છે ખરી? × × × મનુષ્યત્વ મેળવવા માટે તો મહાન મિથ્યા કરતા નાનું સત્ય પુષ્કળ વધારે મૂલ્યવાન હોય છે

× × × અહીં જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ આશા અને નિરાશાની સીમારેખા લુપ્ત જેવી થઇ ગઇ છે, અટ્ટહાસ અને કર્મકાંડ, વૈરાગ્ય અને સંસારયાત્રા સાથો સાથ જ દોડતા રહ્યા છે આરંભક અને અના-

બહિર્વિશ્વના જ્ઞાનની વિકાશના અને વિશ્રામહીન ૮૮૫ ના
કેળવણી જોઈશે

સાધારણ પૃથ્વીનો સ્પર્શ પ્રયત્નપૂર્વક ટાળીને, મહા માન્ય મ૭ જાતને નહા ધોઈ માંજીને, ઢાંકીઢૂંબીને, બીજા બધાને હલકા કરી તેમની ઘૃણા રીને આપણે જે રીતે ચલવતા હતા તે તો આધ્યાત્મિક બાબુગીરી થઈ એ જાતની અતિ વિલાસિતાથી મનુષ્યત્વ ધીમે ધીમે અકર્મણ્ય અને વંધ્ય થઈ જાય છે

જડ વસ્તુનેજ કાચના આવરણમા ઢાંકી રાખી શકાય જીવને પણ જો અત્યંત સ્વચ્છ ગણવાને માટે નિર્મલ સ્ફટિકના આચ્છાદનમા રાખવામા આવે તો, ધૂળને તો અટકાવી શકાય એ ખરુ, પણ તેની સાથોસાથ સ્વાસ્થ્ય પણ અટકે મલિનતા અને જીવન—તેને જ પરાસ્ત ભા ઓછા દેવામા આવે છે

*

આપણે જ્યારે ખરેખર એક જાતિના નામને શોભાવે એવી જાતિ હતા, ત્યારે આપણી પાસે યુદ્ધ, વાણિજ્ય શિલ્પ વિદેશમા આવાગમન બીજી પ્રજાઓની સાથેના વિચાર વિનિમય દિગ્વિજય બળ અને વિચિત્ર ઐશ્વર્ય —એ બધુ હતુ × × ×

આપણે જે કલ્પના કરીએ છીએ કે, આપણી સંસ્કૃતિ તદ્દન આધ્યાત્મિક હતી, આપણા ઉપવાસ-ક્ષીણ પૂર્વજો સ્થિર બની એકલા એકલા બેસી, પોતાના જીવાત્માને

હથમા લઇ, આખો વખત તેને સનાણ પર ચઢાવ્યા કરતા હતા, તેને બિલકુલ કર્માતીત, અતિ સૂક્ષ્મ જ્યોતિની રેખા જેવો બનાવી દેવાનો પ્રયત્ન કરતા હતા, એ કેવળ કલ્પના જ છે.

આપણી તે સર્વાંગસપન્ન પ્રાચીન સસ્કૃતિ ઘણા દિવસ થયા પચત્વને પામી ગઇ છે, આપણો વર્તમાન સમાજ તેની જ પ્રેતયોનિ માત્ર છે આપણા અનયનોના સરખાપણાને આધાર આપણે માનીએ છીએ કે, આપણી પ્રાચીન સસ્કૃતિને પણ આજ પ્રમાણે દેહનો લેશ હતો નહિ, ફક્ત એક પ્રકારની આધ્યાત્મિકતા હતી, તેમા પૃથ્વી, પાણી કે તેજનો સ્પર્શ સુદ્ધા નહોતો, કેવળ થોડો વાયુ અને વ્યોમ હતા

એક મહાભારત વાચીએ તોય ખબર પડી જાય કે, આપણી તે જમાનાની સસ્કૃતિમા જીવનનો આ વેગ કેટલો બળવાન હતો તેમા કેટલા પરિવર્તન, કેટલા નમાજ વિપ્લવ, કેટલી વિરોધી શક્તિઓનો સઘર્ષ જોવામા આવે છે તે સમાજ કોઇ પણ એક પરમ બુદ્ધિમાન્, શિલ્પ-ચતુર વ્યક્તિનો સ્વહસ્તરચિત, અતિ સુદર વ્યવસ્થિત, સમભાવયુક્ત યત્નનો સમાજ નહોતો જે સમાજમા એક બાજુએ લોભ, હિસા, ભય, દ્વેષ, અસયત અહકાર અને બીજી બાજુએ વિનય, વીરત્વ, આત્મત્યાગ, ઉદાર મહત્તા અને અપૂર્વ ભનમાસાઈ

મનુષ્યચરિત્રને મર્યાદા વલોવી નાખીને જાગ્રત રાખતા હતા તે સમાજમા બધા પુરુષો સજ્જન, બધી સ્ત્રીઓ સતી બધા બ્રાહ્મણો તપપરાયણ નહોતા × × ×

તે વખતનો સમાજ સારુ અને ખોટુ, અંધકાર અને પ્રકાશ—એ બધાને લીધે જીવનના લક્ષણોવાળો હતો, માનવ સમાજ અમિત, નિયમિત, સંયત, સમાહિત કલાકૃતિ જેવો નહોતો અને તે વિપ્લવસંક્ષુબ્ધ વિચિત્ર માનવવૃત્તિના સંઘાતદ્વારા સદા જાગ્રત, શક્તિપૂર્ણ સમાજમા આપણી પ્રાચીન વ્યૂઢોરસ્ક શાલપ્રાંશુ સંસ્કૃતિ ઉન્નત મસ્તકે વિહરતી હતી

તે પ્રબળ વેગવાન સંસ્કૃતિને આજે આપણે બિલકુલ નિરીહ, નિર્વિરોધ, નિર્વિકાર, નિરાપદ, નિર્જીવ કલ્પી લઈને મ્હાલીએ છીએ કે, અમે તેજ સભ્ય જાતિના છીએ, અને તેજ આધ્યાત્મિક આર્યો છીએ, અમે તો માત્ર જપ તપ કરીશુ, પક્ષાપક્ષી કરીશુ સમુદ્રયાત્રાનો નિષેધ કરી, બીજી જાતિઓને અસ્પૃશ્ય વર્ગમા ગણી, અમે તે મહાન પ્રાચીન હિંદુ નામને સાર્થક બનાવીશુ

પરંતુ એના કરતા જો સત્યં વહાલુ ગણીએ, માન્યતા પ્રમાણે કાર્ય કરીએ ઘરના છોકરાને ઢગલાબંધ જૂઠમા ઢબૂરી, સમાજને માથે બોજારૂપ ન બનાવતા સત્યનુ શિક્ષણ આપી સરલ, સબળ, દૃઢ બનાવીને ઉન્નત મસ્તકે ઊભા રહેતા કરી શકીએ, જો મનમા એવી નિરભિમાન ઉદારતા સેવી શકીએ, કે ચારેકોરથી જ્ઞાન અને મહત્ત્વને આનંદ

અને વિનયપૂર્વક આદરમાન સાથે ખોનાની લાવીએ, જો સંગીત શિલ્પ, સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે વિવિધ વિદ્યાની આલોચના કરી, દેશવિદેશમા મુસાફરી કરી, પૃથ્વીમા બધુ તીરીતીગી (ઓગ્રનટ પૂર્વક) જોઇને, પોતાને બધી દિશામા સ્વતંત્ર અને વિકસિત કરી શકીએ, તો હું જેને 'હિંદુવેડા' કહું છુ, તે ટકશે કે કેમ એ કહી શકતો નથી, પરંતુ પ્રાચીન કાળમા જે સજીવ સચોટ, તેજસ્વી હિંદુ સંસ્કૃતિ હતી, તેની સાથે આપણે ઘણી બાબતમા ઐક્ય સાધી શકીશુ.

વર્તમાનકાળમા ભારતવર્ષની પ્રાચીન સભ્યતા ખાણમાના પથ્થરિયા કોલસા જેવી છે એક સમયે તેમા જ્યારે વધઘટનો, આપલેનો નિયમ ચાલુ હતો, ત્યારે તે વિપુલ અરણ્યરૂપે જીવતી હતી ત્યારે તેમા વસંત વર્ષાનો સજીવ સમાગમ અને ફૂલપુષ્પ પલ્લવનો સ્વાભાવિક વિકાસ થતો હતો અત્યાર હવે તેનામા વૃધ્ધિ નથી, ગતિ નથી, એટલે કે તે બિનજરૂરી છે એમ નથી તેમા અનેક યુગની ગરમી અને પ્રકાશ ગુપ્તભાવે વિરાજે છે, પરંતુ આપણે મન તે અંધકારમય અને શીતલ છે આપણે તેમાથી રમતમા ગાઢા કાળા રંગના અહંકારના ઢગલો રચીએ છીએ કારણ પોતાના હાથમા જો અગ્નિશિખા ન હોય તો, કેવળ ગવેષણા દ્વારા પુરાણકાળના તળિયામા ખોળેલો ખોદી, ગમે એટલા પ્રાચીન ખનિજ પિંડો ભેગા કરી આણીએ, તે નકામા છ. તે પણ

સ્થાપી આપી શકે નહિ એથી, વ્યક્તિ વ્યક્તિમાં, રાજા પ્રજામાં, ગરીબ અને તવંગરમાં તેણે સદા વિચ્છેદ અને વિરોધ જગાવી મૂક્યાં છે તેઓ એવા મળીને પોતપોતાના ચોક્કસ અધિકાર દ્વારા સમગ્ર સમાજને ઉપાડે છે, એવું નથી તેઓ પરસ્પરની પ્રતિકૂળ છે જેથી કોઈ પણ પક્ષનું બળ વધી ન જાય, એનો જ બીજો પક્ષ સાવચેત રહીને જીવતોડ પ્રયત્ન કર્યા કરે છે પરંતુ બધા મળીને જ્યાં ધક્કાધક્કી કરે છે, ત્યાં બળનું સામંજસ્ય હોઈ શકે નહિ જતે ભાગે ત્યાં જનસંખ્યા જ યોગ્યતા કરતાં વધારે શ્રેષ્ઠતા મેળવે છે અને વાણિજ્યની ધનસંહતિ ગૃહસ્થોના ધનભંડારો ઉપર વિજય મેળવે છે

આ રીતે સમાજનું સામંજસ્ય નાશ પામે છે, અને આ બધા વિષમ વિરોધી અંગોને કોઈ પણ પ્રકાર થીગડાં મારીને રાખવા માટે સરકાર આખો વખત કાયદા ઘડ્યા કરે છે। આ અવશ્યભાવિ છે કારણ, વિરોધ જેનું બીજ હોય તેનો પાક પણ વિરોધ જ આવવાનો વધતા ગાળામાં જે પરિપુષ્ટ પલ્લવિત વસ્તુ જોવામાં આવે છે, તે આ વિરોધફળનું જ પ્રાણવાન બળવાન વૃક્ષ હોય છે

ભારતવર્ષે અણુસરખાને પણ સંબંધના બંધનથી બાંધવાનો પ્રયત્ન કર્યો છે જ્યાં યથાર્થ પાર્થક્ય હોય ત્યાં તે પાર્થક્યને યથાયોગ્ય સ્થળે ગોઠવીને—મર્યાદામાં રાખીને પછી જ તેને એકતા અર્પી શકાય બધાએ એક

થઇ જતુ, એવો કાયદો કરવાથી બધા એક થઇ જતા નથી જેઓ એક થવાના ન હોય, તેઓમા સંબધ બાધવાનો ઉપાય એ છે કે, તેઓને જુદા જુદા અધિકારમા વહેચી નાખવા જુદા હોય એને બળજબરીથી એક કરવાથી તેઓ એક દહાડો બળપૂર્વક છૂટા પડી જાય છે, અને તે છૂટા પડતી વખતે પ્રલય થાય છે

ભારતવર્ષે મિલન સાધવાનુ આ રહસ્ય જાણ્યુ હતુ × × ભારતવર્ષે સમાજની બધી હરીફ, વિરોધી શક્તિઓને સીમાબદ્ધ અને વિભક્ત કરી નાખી, સમાજ શરીરને એક અને નાનાવિધ કર્મને ઉપયોગી બનાવ્યુ હતુ પોતપોતાના અધિકારનુ વારવાર ઉલ્લઘન કરવાનો પ્રયત્ન કરી, વિરોધ અને અવ્યવસ્થા જગાડી દીધા નહોતા પરસ્પર હરિફાઈને માર્ગે જ સમાજની બધી શક્તિને ગતદિવસ સગ્રામપરાયણ બનાવી મૂકી, ધર્મ–કર્મ ગૃહ બધાને જ ચગડોળે ચડાવી આવિલ (મલિન) બનાવી, ઉદભ્રાત કરી મૂકયા નહોતા ઐકયનિર્ણય, મિલન સાધના, અને શાતિ અને સ્થિતિમા પરિપૂર્ણ વિકાસ અને મુક્તિ પામવાનો અવકાશ એ જ ભારતવર્ષનુ લક્ષ્ય હતુ

જે સમાજમા વ્યવસ્થા હોય, ઐકયના નિયમો હોય, બધાને સ્વતત્ર સ્થાન અને અધિકાર હોય, તે સમાજમા પારકાને પોતાનુ સ્થાન કરી લેવુ સહેલુ પડે છે કાતો પારકાને કાપીને મારીને, હાકી કાઢીને પોતાના સમાજનુ

આપણે ભેગા કરતા નથી; અંગ્રેજોની દુકાનેથી ખરીદી લાવીએ છીએ! તેમાંય કંઈ દુઃખ નથી. પણ આપણે શું કરીએ છીએ: અગ્નિ તો ક્યાંયે છે નહિ, માત્ર ફૂંક મારીએ છીએ. કાગળ હલાવીને પવન નાખીએ છીએ, કોઈ વળી તેને કપાળે સિંદૂર ચોપડી સામે બેસી ભક્તિપૂર્વક ઘંટડી હલાવે છે!

પોતામાં સજીવ મનુષ્યત્વ હોય તોજ પ્રાચીન અને આધુનિક મનુષ્યત્વને, પૂર્વ અને પશ્ચિમના મનુષ્યત્વને, પોતાના કામમાં લઈ શકાય

મરેલો માણસ જ્યાં પડ્યો હોય, સંપૂર્ણપણે ત્યાંનો ત્યાંજ ગણાય. જીવતો માણસ તો દશે દિશાના કેન્દ્રમાં રહેલો છે; તે ભિન્નતામાં ઐક્ય અને વિપરીતની વચમાં સેતુ સ્થાપી, બધા સત્યો ઉપર પોતાનો અધિકાર વિસ્તારે છે; એકબાજુ ઢળી પડ્યા વગર, દશેદિશામાં ફેલાવું, એને જ તે પોતાની સાચી ઉન્નતિ માને છે.

નૂતન અને પુરાતન] [૧૮૯૧

## ભારતવર્ષની સાર્થકતા

ભારતવર્ષની-મુખ્ય સાર્થકતા શી? એનો જો કોઈ સ્પષ્ટ ઉત્તર માગે, તો તેનો ઉત્તર છે, ભારતવર્ષનો ઇતિહાસ. * * * તે ભારતવર્ષ સદાકાળ એક

જ પ્રયત્ન કરતો આવ્યો લાગે છે ભેદોમા એકતા સ્થાપવી જુદા જુદા માર્ગોને એક જ લક્ષ્યને અભિમુખ બનાવી દેવા, અને અનેકમા એકનો જ નિ સ શયપણે અ તરરૂપે અનુભવ કરવો બહાર જે બાધા પાર્થક્યો—પૃથકતાઓ જણાય છે, તેનો નાશ કર્યા વગર તેની અ દર રહેના નિગૂઢ ઐક્યને પાળવુ

આ એકને પ્રત્યક્ષ અનુભવવુ, અને ઐક્યાત્મિક વિસ્તારનો પ્રયત્ન કરવો, ભારતને માટે અત્ય ત સ્વાભાવિક છે તેના એ સ્વભાવે જ તેને હમેશા રાજકીય ગૌરવ પ્રત્યે ઉદાસીન રાખ્યુ છે કારણ રાજકીય ગૌરવના મૂળમા વિરોધની ભાવના રહેલી છે જેઓ પરને પૂરેપૂરા દિલથી અત્ય ત પર નહિ અનુભવે, તેઓ રાજકીય ગૌરવને જીવનનુ ચરમ ધ્યેય નહિ માની શકે પારકાની વિરુદ્ધ પોતાની પ્રતિષ્ઠા કરવાનો જે પ્રયત્ન, એજ 'પોલિટિકલ ઉન્નતિનો પાયો છે—

અને પારકાની સાથે પોતાનો સ બ ધ બાધવો અને પોતામા રહેલા વિચિત્ર વિભાગ અને વિરોધમા સામ જસ્ય સ્થાપવાનો પ્રયત્ન કરવો, ધર્મ-નૈતિક અને સામાજિક ઉન્નતિનો પાયો છે યુરોપની સ સ્કૃતિએ જે ઐક્યનો આશરો લીધો છે, તે વિરોધમૂલક છે ભારતવર્ષની સસ્કૃતિએ જે ઐક્યનો આશરો લીધો છે તે મિલનમૂલક છે યુરોપના પોલિટિકલ ઐક્યની અ દર જે વિરોધનો દાસલો રહેલો છે, તે તેને પારકાની વિરુદ્ધ બાધી રાખી શકે, પર તુ તેને પોતાનામા સામજસ્ય

અને સંસ્કૃતિનું રક્ષણ કરો. અથવા પારકાને પોતાના નિયમો વડે સંયમમાં રાખી, સુઘટિત વ્યવસ્થામાં સ્થાન કરી આપો, આ બે રીત છે." યુરોપે પહેલી રીત સ્વીકારી, આખી દુનિયા સાથે વિરોધ જગાડી મૂક્યો છે. ભારતવર્ષે બીજી રીત સ્વીકારી, બધાને જ ક્રમેક્રમે, ધીરે ધીરે પોતાના કરી લેવાનો પ્રયત્ન કર્યો છે. જો ધર્મ પ્રત્યે શ્રદ્ધા હોય, જો ધર્મને માનવસંસ્કૃતિના પરમ આદર્શ તરીકે નક્કી કરવામાં આવે, તો ભારતવર્ષની રીતને જ શ્રેષ્ટ ગણવી પડે.

આ ઐક્યવિસ્તાર અને વ્યવસ્થાની સંસ્થાપના કેવળ સમાજ-વ્યવસ્થામાં જ નહિ, પણ ધર્મનીતિમાં પણ જોવા મળે છે. ગીતામાં જ્ઞાન, પ્રેમ અને કર્મ વચ્ચે જ સંપૂર્ણ સામંજસ્ય સ્થાપવાનો પ્રયત્ન જોઈએ છીએ, તે ભારતવર્ષની વિશેષતા છે. યુરોપમાં 'રિલીજિયન' નામે જે શબ્દ છે, તેનો હિંદુસ્તાનની ભાષામાં અનુવાદ કરવો અસંભવિત છે. ભારતવર્ષે ધર્મમાં માનસિક વિચ્છેદ થતો રોક્યો છે. આપણી બુદ્ધિ, માન્યતા, આચરણ, આપણો ઇહકાલ—પરકાલ, એ બધું મળીને જ ધર્મ થાય છે. ભારત વર્ષે તેને ખંડિત કરીને કોઈને પોશાકી અને કોઈને રોજિંદો બનાવ્યો નથી હાથનું જીવન, પગનું જીવન, માથાનું જીવન, પેટનું જીવન એ જેમ જુદાં નથી, તેમ માન્યતાનો ધર્મ, આચરણનો ધર્મ, રવિવારનો ધર્મ, બાકીના છ દિવસનો ધર્મ—

એમાં ભારતવર્ષે ભેદ પેદા કર્યો નથી. ભારતવર્ષનો ધર્મ તો સમસ્ત સમાજનો ધર્મ છે. તેના મૂળ ધરતીની અંદર અને માથું આકાશમાં છે. તેના મૂળને અને માથાને જુદા જુદા કરીને ભારતવર્ષે જોયા નથી. ધર્મને ભારતવર્ષે દ્યુલોક–ભૂલોક–વ્યાપી, માનવના સમસ્ત જીવનવ્યાપી, એક બૃહત્ વનસ્પતિ રૂપે જોયો છે.

પૃથ્વીના સંસ્કૃત સમાજમાં ભારતવર્ષ અનેકને એક કરવાના આદર્શરૂપે બિરાજે છે, એના ઇતિહાસમાંથી આજ વસ્તુ સાબિત થશે. એકને વિશ્વમાં અને પોતાના આત્મામાં અનુભવ કરીને, તેજ એકને અનેકમાં સ્થાપન કરવું, અને જ્ઞાનદ્વારા શોધી કાઢવું, કર્મ દ્વારા પ્રતિષ્ઠિત કરવું, પ્રેમદ્વારા ઉપલબ્ધ કરવું અને જીવન દ્વારા તેનો પ્રચાર કરવો; નાના જાતના વિઘ્નોમાં, વિપત્તિઓમાં, દુર્ગતિમાં અને સુગતિમાં ભારતવર્ષ એજ કરી રહ્યો છે. ઇતિહાસ દ્વારા જ્યારે ભારતના એ ચિરતમ ભાવનો આપણે અનુભવ કરીશું, ત્યારે આપણા વર્તમાનનો ભૂતકાળ સાથેનો વિચ્છેદ લુપ્ત થઈ જશે.

ભારતવર્ષનો ઇતિહાસ ] [ ૧૯૦૨

## અંગ્રેજોનું આગમન

અનેક જાતિને જેમ એક જાતીય ધર્મ હોય છે, તેમ જાતિ ધર્મથી પર એક શ્રેષ્ઠ ધર્મ પણ હોય છે,

તે માનવમાત્રનો ધર્મ આપણા દેશમાં વર્ણાશ્રમધર્મે જ્યારે તે ઉચ્ચતર ધર્મને આઘાત કર્યો, ત્યારે ધર્મે તેને આઘાત કર્યો.

એક સમયે આર્ય સંસ્કૃતિએ આત્મરક્ષાને ખાતર બ્રાહ્મણ અને શુદ્ર વચ્ચે દુર્લંઘ્ય અંતર ઊભું કર્યું હતું પરંતુ ધીમે ધીમે તે અંતરે વર્ણાશ્રમધર્મના ઉચ્ચતર ધર્મને પીડવા માડયો. વર્ણાશ્રમે પોતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ધર્મનું રક્ષણ કરવાનો પ્રયત્ન ન કર્યો. તેણે જ્યારે ઉચ્ચ પ્રકારના મનુષ્યત્વના પરિશીલનથી શુદ્રને બિલકુલ વંચિત રાખ્યા, ત્યારે ધર્મે તેનો બદલો લીધો. પછી બ્રાહ્મણ પોતાના જ્ઞાનધર્મની બાબતમાં પહેલાંની જેમ આગળ વધી શક્યો નહિ. અજ્ઞાન જડ શુદ્ર વર્ગે સમાજને ગુરુભારથી તાણીને નીચે ખેંચી રાખ્યો. શૂદ્રને બ્રાહ્મણે ઉપર ચડવા ન દીધા, તો શૂદ્રે બ્રાહ્મણને પણ નીચા પાડયા.

અંગ્રેજોના આગમનથી જ્યારે જ્ઞાન બંધન મુક્ત થયું. જ્યારે બધા મનુષ્યો મનુષ્યત્વના અધિકારી થયા, ત્યારે બ્રાહ્મણ ધર્મની મૂર્છા ઊતરવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં.

પ્રાચ્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિ ] [ ૧૯૦૨

ગૌરવ ખોઈ બેસીને આપણે જ્યારે આપણાં બધાં ગાંસડાં-પોટલાં લઈને ડગલાં માંડી ખૂણામાં ભરાઈ

બેઠા હતા એવે સમયે અંગ્રેજોએ આવવાની જરૂર હતી અંગ્રેજના પ્રબળ આઘાતથી એ બીકુ, શિથિલ સમાજની સુદ વાડ ઠેકઠેકાણેથી ભાગી ગઈ બાહ્ય જગત એકદમ આપણે માથે આવી પડ્યુ છે, હવે એને અટકાવવાની કોની મગદૂર છે? આ ઉત્પાતમા આપણી જે દિવાલો ભાગી ગઈ, તેથી બે વસ્તુ આપણે શોધી કાઢી (૧) આપણી શક્તિ કેટલી આશ્ચર્યજનક હતી, તે આપણી નજરે ચઢ્યુ અને આપણે કેટલા બધા અશક્ત થઈ પડ્યા છીએ, તેય જણાતા વાર લાગી નહીં.

દૂર, સતાઈને બેસી રહેવું એજ આત્મરક્ષાનુ કહેવાતુ નથી પોતાનામા રહેલી શક્તિને બધી રીતે જાગ્રત કરવી, ચલાવવી, એજ આત્મરક્ષણનો સાચો ઉપાય છે. જ્યા સુધી આપણુ ચિત્ત જડતાનો ત્યાગ કરી પોતાના પુરુષાર્થનો ઉપયોગ ન કરે, ત્યાસુધી અંગ્રેજો આપણા ઉપર પોતાનો કબજો રાખશે જ × × × બધીય બાબતમાં અંગ્રેજનું અનુકરણ કરી, તેમના વેશમા ફરીને બચવાનો પ્રયત્ન કરવો, એ પણ માત્ર પોતાને છેતરવાની વાત છે. આપણે સાચા અંગ્રેજ થઈ શકવાના નથી અને બનાવટી અંગ્રેજ બનીને આપણે અંગ્રેજોને છેતરી શકવાના નથી

ભારતવર્ષમા અંગ્રેજોનુ એકછત્ર રાજ્ય છે. એનો મુખ્ય લાભ એ છે કે, એણે ભારતવર્ષની જુદી કોમોને એક કરવા માંડી છે અંગ્રેજો ન હતું "

એ ઐક્ય સાધનની પ્રક્રિયા પોતાની મેળે જ ચાલ્યા કરવાના ઐક્ય વિનાના દેશમાં, વિદેશી રાજ્યનો અમલ પણ એકતા ઉત્પન્ન કરનાર થઈ પડે છે. વિધાતાના આ મંગળ સંકેતને લીધે જ હિંદમાં બ્રિટિશ રાજ્ય મહિમા પામ્યું છે.

હિંદી સામ્રાજ્ય વડે અંગ્રેજ બળવાન બને છે, પરંતુ હિંદને જો અંગ્રેજ બળહીન કરવાનો યત્ન કરે, તો એ એકપક્ષી લાભ કોઈ પણ પ્રકારે લાંબો કાળ ટકવાનો નથી. એ પોતે જ પોતાનો નાશ કરશે, નિઃશસ્ત્ર, નિઃસત્વ અને ભૂખે મરતા હિંદની દુર્બળતા જ બ્રિટિશ સામ્રાજ્યનો નાશ કરશે. × × ×

આધીન દેશને દુર્બળ બનાવવો, તેને કુસંપ દ્વારા છિન્નવિછિન્ન કરી નાખવો, દેશમાં કોઈ પણ ઠેકાણે શક્તિ એકત્રિત ન જ થવા દેવી, બધી ય શક્તિને પોતાના અમલ નીચે નિર્જીવ કરી મૂકવી એ કયા જમાનાની રાજનીતિ? જે સમયે વર્ડ્ઝવર્થ, શેલી, કિટ્સ, ટેનિસન બ્રાઉનિંગ અસ્ત પામ્યા છે અને કિપ્લિંગ કવિ બન્યા છે, જે સમયે કાર્લાઇલ, રસ્કિન, મેથ્યુ આર્નોલ્ડ હયાત નથી, એક માત્ર મોર્લી અરણ્યરુદન કરી ગયો છે, જે સમયે ગ્લેડસ્ટનની વજ્ર ગંભીર વાણી નીરવ બની છે અને ચેમ્બરલેનની બોનકી ચાટુલતાથી ઈંગ્લેંડ ગાંડુ બન્યું છે, જે સમયે સાહિત્યના કુંજવનમાં હવે ભુવનમોહન ફૂલો ખીલતા નથી, એક માત્ર પોલિટિક્સનાં કાંટાળાં થુવર

અસાધારણ તેજે મારી રહ્યો છે; જે સમયે પીડિતોને માટે, દુર્બળોને માટે, અભાગીઓને માટે દેશની કરુણા ઊછળતી નથી, ભુખાળવો સામ્રાજ્યવાદ સ્વાર્થજાળ ફેલાવવી એને જ મોટાઇ માને છે; જે સમયે વીર્યનું સ્થાન ચુસણિયા વાણિજ્યે કબજે કર્યું છે, અને ધર્મનું સ્થાન સંકુચિત દેશાભિમાન બથાવી પાડ્યું છે, એવા સમયની આ રાજનીતિ છે.

પરંતુ એ સમયને આપણે પણ ખોટો સમય કહેવો કે નહીં, એનો બધો આધાર આપણા પોતાના ઉપર જ છે. સત્યનો પરિચય દુઃખના સમયે જ સારી રીતે થાય છે. × × × જે પોતે જ કરવાનું હોય, તે ડગવો દાગ નહીં થાય; જેને માટે સ્વાર્થ ત્યાગની જરૂર હોય, તેને માટે વાક્યવ્યય કરવાથી કાંઈ નહીં વળે;—એ બધાં વાતો સારી રીતે સમજાવવાને માટે જ વિધાતા દુઃખ દે છે.* જ્યાં સુધી એ સમજીશું નહીં, ત્યાંસુધી એક દુઃખમાંથી બીજા દુઃખમાં, એક અપમાનમાંથી બીજા અપમાનમાં પડવું પડશે × × ×

અંગ્રેજો પ્રવાહના પાણીની પેઠે સદા આ દેશ ઉપર થઈને વહ્યા જાય છે; અહીં તેમનું કશું જ સંગ્રહાતું નથી તેમનાં હૃદય અહીં મૂળ ઘાલતા નથી, 'ફ્લો' (છુટ્ટી) તરફ નજર રાખીને તેઓ કામ કર્યે જાય છે, જે કંઈ આનંદ-લહેર કરે છે, તે પણ પોતાના જાતભાઈઓ સાથે જ; અહીંના ઇતિહાસની ચર્ચા કરવાનો ભાર

જર્મનોને માથે, અહીંની ભાષા સાથેનો પરિચય સાક્ષીઓની જુબાની દ્વારા થાય એટલો જ; અહીંના સાહિત્ય સાથેનો પરિચય ગવર્નમેન્ટ ગેઝેટમાં સરકારી યાદીનાં ભાષાંતર વાંચવાથી થાય તેટલો × × × અંગ્રેજો આપણે માથે છે, આપણામાં નથી. × × ×

સામ્રાજ્યતંત્ર ગરીબ તિબેટ ઉપર ચડાઈ કરવા જાય, ત્યારે આપણો અધિકાર ખર્ચ પૂરો પાડવાનો! સોમાલીલેન્ડમાં બળવો શમાવવો હોય તો આપણો અધિકાર જીવન અર્પણ કરવાનો! ગરમ સંસ્થાનોમાં એમને ખેતી કરવી હોય તો આપણો અધિકાર સસ્તા મજૂરો પૂરા પાડવાનો! મોટા અને નાના ભેગા મળીને યજ્ઞ કરે, ત્યારે રીત જ આ હોય.

એક પક્ષ કેવળ માગ માગ જ કરે અને બીજો પક્ષ કેવળ આપ આપ જ કરે, એનો અંત ક્યાં?

દેશનું કલ્યાણ સાધવાના પાયા ઉપર સમાજમાં સ્વતંત્ર શક્તિની પ્રતિષ્ઠા કરવી રહી. એક શક્તિની સાથે બીજી શક્તિનો સંબંધ જ શોભે. તેજ સ્થાયી બને, અને તેજ સન્માન અને આનંદદાયક થઇ શકે. ઇશ્વરની સાથે સંબંધ રાખવો હોય તો પોતાને એક જડ પદાર્થ બનાવ્યે ન ચાલે, પોતે પણ એક ઠેકાણે ઇશ્વર થવું પડે. × × ×

જે સ્થાનિક સ્વરાજ આપણા હાથમાં છે, દેશનું કલ્યાણ કરવાનો જે અધિકાર વિધાતાએ આપણા હાથમાં

આપ્યો છે, તેનો જ આપણે મોહમુક્ત ચિત્તે નિષ્ઠાપૂર્વક અંગીકાર કરી શકીએ તે સારૂ × × દેશના શિક્ષણનો ભાર આપણે લેવો પડશે નોકરી પણ આપણે જ આપવી પડશે એક વિશાળ **સ્વદેશી** કર્મક્ષેત્ર આપણા તાબામાં ન હોય, ત્યાંસુધી આપણે હમેશા દુર્બળ જ રહેવાના. × × × અંગ્રેજો ઉપર ક્રોધે ભરાઇ, ક્ષણિક ઉત્તેજના મૂલક પ્રવૃત્તિમાં મચ્યા રહેવું એ સહેલું છે, પણ એ સહેલો માર્ગ શ્રેયનો માર્ગ નથી × × આપણે જો માનસિક તાપ ઉપર ગરમાગરમ ભાષણોની ફૂંક મારીને પોતાને ક્રોધાયમાન કરી મૂકવાનો પ્રયત્ન કરીએ તો તેથી ફલસિધ્ધિનો ઉદ્દેશ દૂર જાય છે અને ક્રોધની પરિતૃપ્તિનું જ મહત્ત્વ વધી જાય છે

સફળતા સાચો માર્ગ ] [ ૧૯૦૫ ૦૬

## ભારતની સ્વરાજ સાધના

દેશનું કામ તો નશાખોર દ્વારા નહી પણ તપસ્વી અને યોગી દ્વારા જ થાય × × પ્રચંડતાને જ જો આપણે પ્રબળતા માનીએ કલહને જ આપણે પૌરુષ ગણીએ અને પોતાની જાતને જ સદા સર્વદા અને સર્વત્ર આગળ કરવી, એને જ જો એક પ્રકારનો આત્માનુભવ ગણીએ, તો દુઃખમાંથી આપણે કાંઈ પણ મોટો બોધ મેળવવાની આશા રાખી ન શકીએ

શહેરમાં ધનવાન મહાજનનાં કારખાનાંમાં મજૂરી કરવા જતા મજૂરોનું મનુષ્યત્વ કેવું નાશ પામે છે, તે સૌ કોઈ જાણે છે. વિશેષ કરીને આપણા દેશનો સમાજ જે ગૃહજીવન ઉપર રચાયેલો છે, જ્યાં ગૃહનીતિ વિચલિત થતાંવેંત જ ધર્મનો મુખ્ય આધાર નાશ પામે છે અને સમાજના મર્મસ્થાનમાં ઝેર વ્યાપી જાય છે; તે દેશમાં મોટાં મોટાં કારખાનાં જો શહેરમાં ઊભાં થાય અને ચારે કોરના ગામડાંમાંથી ગરીબ ગૃહસ્થોને ખેંચી લાવે, તો સ્વાભાવિક સ્થિતિથી વિખૂટાં પડેલાં, રહેઠાણથી દૂર પડેલાં સ્ત્રી પુરુષો આનંદહીન કારખાનાંના કામને લીધે, દિવસે દિવસે કેવી દુર્ગતિમાં ડૂબી મરશે, એનું અનુમાન કરવું મુશ્કેલ નથી. કારખાનાં વડે કેવળ વસ્તુઓના ઢગલા ખડકવાં અને માણસોની સંખ્યા ઓછી કરવી, એ સમાજને લાંબો સમય નહીં પોસાય. એટલે ગામના લોકો જ એકઠા થઈને જે યંત્રો વાપરી શકે, તેમની મદદથી, પોતાના જ ગામમાં, કામમાં સુધારા કરી શકાય તો જ સૌ કુશળ રહે × × × જીલ્લા સભા ઉપદેશ અને દૃષ્ટાંત વડે આવું મંડળ રચી શકે, તો એની અસર જોતજોતાંમાં ચારેકોર ફેલાઈ જાય. આવી રીતે હિંદના જીલ્લાઓ સ્વાવલંબી અને વ્યવસ્થિત થઈ જાય તો ભારતવર્ષના પ્રાંતોમાં તેનાં કેન્દ્ર સ્થાપ્યાં સાર્થક થશે. અને તેવાં પ્રાંતિક કેન્દ્રોનું એક રાષ્ટ્રીય કેન્દ્ર બનશે; નહીં તો જેનો પરિધિ જ રચાયો નથી, એવા કેન્દ્રનું આસ્તિત્વ જ ક્યાં રહ્યું ?

મિલે આવીને જેમ શાળને મારી નાખી, તેમ બ્રિટિશ રાજ્યે પણ સર્વભક્ષી અને સર્વવ્યાપી બનીને આપણા ગ્રામસમાજની સ્વાભાવિક વ્યવસ્થાને નષ્ટ કરી નાખી છે. * * * જે ગ્રામવ્યવસ્થા હતી, તે નાની હતી પણ આપણી પોતાની હતી, બ્રિટિશ વ્યવસ્થા ગમે તેવી મોટી હોય તો પણ તે આપણી નથી.

## યુરોપીય શિક્ષણ: જ્ઞાન વિજ્ઞાન

+ + + અંગ્રેજી શિક્ષણ અંતરમાં અને બહાર પ્રવેશ કરીને સમાજમાં અનેક ભાવાન્તર ઊભાં કરશે એમાં શંકા નથી. પરંતુ જેઓને આ શંકા રહે છે કે, આપણે આ કેળવણીની અસરથી યુરોપિયન સભ્યતામા પ્રાચ્યલીલા સંકેલી લઈ, પરમ પાશ્ચાત્યલોકને પામીશું, તેઓની એ આશંકા, મને આશા છે—રે, મને વિશ્વાસ છે કે, વ્યર્થ થવાની છે.

કારણ. ગમે એવી કેળવણી મળે તોયે આપણું એકદમ રૂપાંતર થવું સંભવિત જ નથી, અંગ્રેજી કેળવણી આપણને ફક્ત કેટલાક ભાવ આણી આપી શકે, પરંતુ તેની બધી અનુકૂળ પરિસ્થિતિ આણી નહિ આપી શકે. આપણને અંગ્રેજી સાહિત્ય મળશે, પણ અહીં ઈંગ્લેન્ડ કયાંથી મળવાનું હતું! બીજ મળે પણ માટી મળવી જ મુશ્કેલ છે.

યુરોપનું એ પરમ સૌભાગ્ય છે કે, તેને ત્યાં શાળાથી એવું શિક્ષણ મળે છે, જે તેની પ્રકૃતિનું પૂર્ણપણે અનુયાયી નથી, જે તેના સહજ સ્વભાવ આગળ નવો જ અધિકાર લાવીને ખડો કરે છે એ એને હંમેશાં સંઘાત દ્વારા મહત્વને માર્ગે જાગ્રત રાખે છે

સૌભાગ્યવશાત્ આપણને શિક્ષણ મળે છે, તે પણ આપણી પ્રકૃતિને પૂરેપૂરું અનુગત નથી એટલે હું આશા રાખું છું કે, આ નવી શકિતના સમાગમથી આપણે લાગા રખનનું વૈવિધ્યશૂન્ય જડત્વ ત્યાગી શકીશું નવજીવન ના હિ લોનના સ્પર્શથી સજીવના પામીને ફરીનાર નવપત્રપુષ્પે વિકસિત થઈ જઈશું, અને આપણું માનસિક રાજ્ય દૂર દૂર સુધી વિસ્તારી શકીશું ×××

અંગ્રેજી કેળવણીથી આપણે અંગ્રેજ નહિ બનીએ, પરંતુ આપણે સબળ થઈશું, ઉન્નત થઈશું, જીવન્ત થઈશું એકંદરે આપણે એવા ગૃહપ્રિય, શાંતિપ્રિય જ રહેવાના છીએ, તો પણ અત્યારે જેમ ઘરથી આગળ પરદેશ લાગે છે, તેનું નહિ રહે આપણી બહાર પણ વિશ્વ છે, તેનું આપણને ભાન થશે ×× આપણી ઘણા વખતની બંધ બારીઓ ખોલી નાખી, બહારનો પવન અને પૂર્વપશ્ચિમનો પ્રકાશ ઘરમાં લાવી શકીશું ××× આપણે મુખ્યત્વે ફરીને સૈનિક, વણિક કે પથિક જાતિ ન પણ થઈ શકીએ પરંતુ આપણે સુશિક્ષિત પરિણત–

બુદ્ધિ, સહૃદય, ઉદારસ્વભાવ, માનવહિતૈષી, ધર્મપરાયણ ગૃહસ્થ તો થઈ જ શકીએ. અને ભલે પુષ્કળ ધનબળ ન હોય તો યે સદા પ્રયત્નશીલ જ્ઞાન અને પ્રેમ વડે સાધારણ માનવને પૂરતી મદદ જરૂર કરી શકીએ × × ×

એક ભૌમિતિક રેખાને ગમે તેટલી લાબી અને ઊચી કરવામા આવે તોયે તેને આકૃતિનો ઉચ્ચ આદર્શ ન કહી શકાય તેજ પ્રમાણે માનવની વિવિધ વૃત્તિઓ સાથે સમન્વયરહિત એવી એકાદ ગગનસ્પર્શી વિશેષતાને મનુષ્યત્વનો આદર્શ ન કહી શકાય આપણા અંતરનો અને બાહ્યનો સારી પેઠે વિકાસ સાધી, આપણી વિશિષ્ટ શક્તિને નીરોગી અને સુદર રીતે સાધારણ પ્રકૃતિમા અંગીભૂત કરી દેવી, એજ આપણો સાચો વિકાસ છે.

મને આશા છે કે, આપણે અનેકવિધ ભ્રમ અને આઘાત પ્રતિઘાતમા થઇને પૂર્ણ મનુષ્યત્વ તરફ જ જઇ રહ્યા છીએ. જો કે હજી આપણે એ વિપરીત શક્તિઓની વચમા ઝોલા ખાઇએ છીએ, એટલે બને બાજુનુ સત્ય અનિશ્ચિત છાયા જેવુ અસ્પષ્ટ દેખાય છે, માત્ર કોઇકોઇ વાર ક્ષણેકને સારુ વચના આશ્રયનો અનુભવ થાય છે, અને ભવિષ્યને માટે એક સ્થિર આશા જન્મે છે

પ્રાચ્ય પ્રતિચ્ય ] [૧૯૦૧

આપણે યુરોપના જ્ઞાન વિજ્ઞાનને સદાકાળ કેવળ શિષ્ય ભાવે ગ્રહણ કર્યા કરવાના નથી ભારતવર્ષની

સરસ્વતી જ્ઞાનવિજ્ઞાનના બધા પક્ષોને અને પક્ષાપક્ષીને એક શતદલ પદ્મરૂપે વિકસાવશે. તેમનું એકાંગીપણું દૂર કરશે. ઐક્ય સાધવું એ જ ભારતવર્ષની પ્રતિભાનું મુખ્ય કામ છે. ભારતવર્ષ કોઇનો પણ ત્યાગ કરવાના, કોઇને પણ દૂર રાખવાના પક્ષમાં નથી. ભારત વર્ષ બધાંયનો સ્વીકાર કરવાનો, ગ્રહણ કરવાનો, વિરાટ એકમાં સહુને સ્વપ્રધાન પ્રતિષ્ઠા અનુજ્ઞાવવાનો માર્ગ, વિવાદમાં મચેલી, છિન્નવિચ્છિન્ન થઈ ગયેલી આ પૃથ્વીને એક દિવસ જરૂર બતાવશે.

સ્વદેશી સમાજ ] [ ૧૯૦૪–૦૫

## નૂતન સમન્વયનો યોગ

પશ્ચિમના સંબંધથી વંચિત રહ્યો હોત તો ભારતવર્ષ સંપૂર્ણતાથી વંચિત હોત. યુરોપના દીપને મુખે હજી શિખા બળે છે; તે શિખામાંથી આપણો દીપ પેટાવી લઇને, આપણે કાળને માર્ગે, ફરી એક વાર પ્રસ્થાન કરી બહાર પડવું પડશે. વિશ્વજગતમાં આપણે જે કાંઇ કામ કરી શકીએ, તે બધુંય આપણા પિતામહોએ ત્રણ હજાર વર્ષ પૂર્વે ભેગું કરી કામ પતાવી દીધું છે, એવું કહેવા જેટલા આપણે હતભાગ્ય નથી, અને જગત એટલું દરિદ્ર પણ નથી.

આપણે જે કાંઈ કરી શકીએ એમ છીએ, તે આપણા પટેલા જ થઈ ગયુ છે એ વાત જો સાચી હોય, તો જગતના કર્મક્ષેત્રમા આપણી મિલકુલ જરૂર રહેશે નહી, અને એમ પૃથ્વીને ભારરૂપ બનીને રહી ન શકાય જેઓ પોતાને વડવાઓમા જ સપૂર્ણ રીતે સમાપ્ત થયેલા માને, અને સર્વ માન્યતામા અને આચારોમા આધુનિકના સસર્ગથી પોતાને દૂર રાખવાનો પ્રયત્ન કરે તેઓ પોતે જ કયા વર્તમાનની પ્રેરણાથી કે કયા ભવિષ્યની આશાથી જીવન ધારણ કરશે? પૃથ્વીમા આપણુ પણ પ્રયોજન છે તે પ્રયોજન આપણી પોતાની ક્ષુદ્રતામા જ બધાયેલુ નથી તે તો સમસ્ત માનવ જાતિની સાથે જ્ઞાન પ્રેમ અને પ્રેરણા દ્વારા જાગ્રત રહેશે અને આપણને જાગ્રત બનાવશે × × ×

અગ્રેજોનુ આહ્વાન જ્યાસુધી આપણે ન સ્વીકારીએ તેઓ સાથેનુ આપણુ મિલન જ્યાસુધી સાર્થક ન થાય, ત્યાસુધી તેઓને બળપૂર્વક વિદાય કરવાની શક્તિ આપણામા નથી જે ભારતવર્ષે ભૂતકાળમા અકુરિત થઈને ભવિષ્ય તરફ ફણગો કાઢ્યો છે, તેજ ભારતને માટે આકર્ષાઈને અગ્રેજો આવ્યા છે તે ભારતવર્ષ સમસ્ત મનુષ્ય જાતિનું ભારતવર્ષ છે — આપણે તે ભારતવર્ષમાથી સમય પાકયા પહેલા અગ્રેજોને હાકી કાઢીએ એવો તે આપણને શો અધિકાર છે? એ શુ આપણુ એકલાનુ ભારતવર્ષ છે? ને એવા આપણે તે કોણ? × × ×

આધુનિક સમયના મોગમા મોટા વિચારકોએ પશ્ચિમની સાથે પૂર્વનો સમન્વય કરવામા જ જીવન વ્યતીત કર્યુ છે ઉદાહરણરૂપે ગમમોહનગાય છે મનુષ્યત્વના પાયા ઉપર ભારતવર્ષને સમસ્ત જગત સાથે એક કરવા એક દિવસ તેઓ એકલા ખડા થયા હતા કોઈ પણ અથા, કોઈ પણ સરભર તેમની દષ્ટિને રોકી શકયા ન હતા આશ્ચર્યજનક ઉદાર હૃદય અને ઉદાર બુદ્ધિ દ્વારા તેઓ પૂર્વનો ત્યાગ કર્યા વિના, પશ્ચિમને ગ્રહણ કરી શકયા હતા × × ભારતવર્ષ અને યુરોપની વચ્ચે તેમણે પુલ બાંધ્યો છે, એ જ કારણથી ભારતવર્ષના સર્જન કાર્યમા આજે પણ તેઓ એક શક્તિ રૂપે વિરાજે છે કોઈ અંધ સરકાર કે ક્ષુદ્ર અહંકારને વશ થઈને તેમણે મહા કાલના અભિપ્રાય વિરુદ્ધ મૂઢની માફક નળવો કર્યો નથી જે અભિપ્રાય કેવળ ભૂતકાળમા જ પૂરો થઈ ગયો ન હોય, જે ભવિષ્ય તરફ પ્રયાણ કરતો હોય, તેની જ જય પતાકા તેમણે બધા વિઘ્નોની સામે થઈને વીરની માફક વહી છે

દક્ષિણ હિંદમા રાનડેએ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે પૂલ બાંધવાના કામમા જીવન ગાળ્યુ છે, * * વિવેકાનંદે ભારતવર્ષની સાધનાને પશ્ચિમને દેવાનો અને પશ્ચિમની સાધનાને ભારતવર્ષમા લેવાનો માર્ગ ખુલ્લો કરવાના કામમા પોતાનુ જીવન અર્પ્યુ હતુ એક દિવસ બંકિમચંદ્રે 'બંગદર્શન'મા જ્યાર એકાએક પૂર્વ

પશ્ચિમના મિલન યજ્ઞનુ આહ્વાન કર્યું, તે દિવસથી સાહિત્યમા અમરતાનુ આહ્વાન થયુ

પશ્ચિમ તરફની એકાંત અભિમુખતા અને એકાંત વિમુખતા આપણી ગતિને આઘાત કરી કરીને આપણને ધ્યેય તરફ લઈ જઈ રહી છે × × અંગ્રેજોના જ્ઞાન અને શક્તિ હમેશા માથુ ઝુકાવી સ્વીકારી સ્વીકારીને આપણો અંતરાત્મા પીડાઈ રહ્યો હતો

× × ભારતવર્ષના ઘરમા પશ્ચિમ આવીને ઊભુ છે, તેને કોઈપણ પ્રકારે વ્યર્થ પાછુ કાઢી શકાવાનુ નથી તેને પોતાની શક્તિથી સમજાવી લેવુ જોઈશે આપણામા જો તે સમજાવી લેવાની શક્તિ ન હોય, તો તેથી કાળના અભિપ્રાયની સાધનામા અડચણ થશે, અને તે ભારે વિપ્લવ જગાડશે બીજે પક્ષે પશ્ચિમ જો પોતાને સત્ય રીતે પ્રગટ કરવામા કચાશ રાખશે તો તેથી પણ વિક્ષોભ જાગશે

અંગ્રેજો પાસે જે કંઈ ઉત્તમ છે, જે કંઈ સત્ય છે, તેની સાથે જો આપણો સંબંધ ન થાય, અંગ્રેજોનો જો આપણે મુખ્યત્વે કરીને સિપાઈ કે વેપારી તરીકે જ પરિચય મેળવીએ અથવા તો કેવળ રાજતંત્રના ચાલક રૂપે તેને ઓફિસમા મર્યાદિત થયેલ જ જો જોયા કરીએ, જે ક્ષેત્રમા માણસ માણસની સાથે આત્મીયભાવે મળી જઈ, પરસ્પરને અંતરમા સ્થાન આપી શકે, તે ક્ષેત્રમા

જો તેઓની સાથે આપણો સંપર્ક જ ન રહે, જો આપણે જુદા પડી દૂરના દૂર જ રહીએ, તો આપણે બન્ને પરસ્પર ભારે નિરાનંદના વિષય થઈ પડીશું

ભારતવર્ષ આજ બધીય બાજુથી શાસ્ત્ર, ધર્મ, રાજ્યથી પોતેજ પોતાને વંચિત અને અપમાનિત કરે છે, પોતાના આત્માનેજ સત્ય અને ત્યાગ દ્વારા જાગ્રત કરતો નથી. એજ કારણે પશ્ચિમ સાથે ભારતવર્ષનો સમન્વય થતો નથી, અને સમન્વયનું પૂર્ણ ફળ આવતું નથી. × × અંગ્રેજોને ઉદ્ધતાથી ધકેલી કાઢવાથી આપણે દુઃખમાંથી છૂટકારો મેળવી શકવાના નથી. અંગ્રેજોની સાથે ભારતવર્ષનો મેળાપ પરિપૂર્ણ થશે, ત્યારે એ મેળાપનું પ્રયોજન પૂર્ણ થઇ જશે; ત્યારે ભારતવર્ષમાં દેશની સાથે દેશનો, જાતિની સાથે જાતિનો, જ્ઞાનની સાથે જ્ઞાનનો, પુરુષાર્થની સાથે પુરુષાર્થનો મેળાપ થશે. ત્યારે વર્તમાન ભારતવર્ષના 'ઇતિહાસનું' જે પર્વ લખાય છે, તે પૂરું થઇ જશે. અને પૃથ્વીના શરૂ થતા મહત્તર ઇતિહાસમાં લય પામશે.

પૂર્વ અને પશ્ચિમ ] [ ૧૯૦૯-૧૦

## 'શબ્દ' અને 'સમાજ'

'નેશન' શબ્દ આપણી ભાષામાં, આપણા દેશમાં હતો નહિ. હમણાં યુરોપીય શિક્ષણના પ્રતાપે નેશનલ

મહત્ત્વને આપણે અતિશય વધારે પડતું માન આપતાં શીખ્યા છીએ અને છતાં તેનો આદર્શ આપણા અંતઃકરણમાં છે નહિ. આપણો ઇતિહાસ, આપણો ધર્મ, સમાજ, આપણું ઘર, કશું જ નેશનનું સંગઠન કરવાનું મહત્ત્વ સ્વીકારતું નથી. સ્વતંત્રતાને જે સ્થાન આપવામાં આવે છે, તેજ સ્થાન આપણે મુક્તિને આપીએ છીએ. આત્માની સ્વાધીનતા સિવાયની બીજી સ્વાધીનતાનું મહત્ત્વ આપણે માનતા નથી.

'નેશન' જ સંસ્કૃતિની અભિવ્યક્તિ છે, એ વસ્તુની અંતિમ પરીક્ષા થઈ ગઈ નથી. પણ આપણે એટલું જોઈ શકીએ છીએ કે તેનો ચારિત્ર્યનો આદર્શ ઉચ્ચતમ નથી. તે અન્યાય, અત્યાચાર, અને મિથ્યાથી ભરેલી છે, અને તેના હાડમાં એક પ્રકારનો ભયાનક નિષ્ઠુરતા રહેલી છે.

વસ્તુતઃ પ્રત્યેક સંસ્કૃતિને એક મૂળ આધાર હોય છે. તે આધાર ધર્મ ઉપર પ્રતિષ્ઠિત થએલો છે કે નહિ, તેજ વિચારવાનું છે. જો તે ઉદાર વ્યાપક ન હોય, જો તે ધર્મને પીડીને વધ્યો હોય, તો તેની ક્ષણિક ઉન્નતિ જોઈને આપણે ત્યાં ઇર્ષ્યા ન કરીએ, અને તેને જ એક માત્ર ઇપ્સિત વસ્તુ ગણી પસંદ ન કરી લઈએ.

આપણી હિંદી સંસ્કૃતિના મૂળમાં **સમાજ** છે. યુરોપીય સંસ્કૃતિના મૂળમાં **રાષ્ટ્રનીતિ** છે. સામાજિક મહત્ત્વથી પણ માણસ મોટો થઈ શકે, રાષ્ટ્રનૈતિક મહત્ત્વથી

પશુ થઇ શકે આપણે જો એમ માનતા હોઈએ કે યુરોપીય પદ્ધતિએ 'નેશન'ને ઘડવું, એ જ સંસ્કૃતિનો એક માત્ર સ્થાન અને મનુષ્યત્વનું એક માત્ર લક્ષ્ય છે, તો આપણી ભૂલ થાય છે

પ્રાચ્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિ] [૧૯૦૨

## 'રાજ્યશક્તિ' અને 'સમાજશક્તિ'

આપણા દેશમાં યુદ્ધ, રાજ્યનું રક્ષણ, અને ન્યાય તોળવાનું કાર્ય રાજા કરતો હતો પરંતુ વિદ્યાદાનથી માંડીને જળદાન સુધીનાં બધાંય કામો સમાજ એવી તો સ્વાભાવિક રીતે કરતો હતો કે, આટઆટલા નવા નવા રાજાઓના અમલ આપણા ઉપર થઈને રેલની માફક વહી ગયા, તો પણ તે આપણા ધર્મનો નાશ કરી, આપણને પશુ જેવા બનાવી શક્યા નહિ આપણા સમાજનો નાશ કરી આપણને ભટકતા બનાવી શક્યા નહી. રાજા રાજા વચ્ચે લડાઈનો કોઈ પાર નહોતો—પરંતુ આપણી મર્મરિત વેણુકુંજોમાં, આપણા આમ્રવાડિયાં અને ફણસવાડીઓની શીતલ છાયામાં દેવાલયો ઊભાં થતાંજ રહ્યાં ધર્મશાળાઓ બંધાતીજ રહી, તળાવો ખોદાતાંજ રહ્યાં, મહેતાજીઓ નામાંખડી ઘૂંટાવતા જ રહ્યા, પાઠશાળામાં શાસ્ત્રનું અધ્યાપન બંધ થયુંજ નહીં, ચંડીમંડપમાં રામાયણનો પાઠ ચાલુ જ રહ્યો અને કીર્તનના શબ્દ ગામના લોકને ગજવતાજ રહ્યા સમાજે

બહારની સહાયતાની અપેક્ષા રાખી નહી અને બહારના ઉપદ્રવથી તે શ્રીભ્રષ્ટ પણ થયો નહીં

આજે આપણા દેશમા પાણી નથી, એવી જે આપણે બૂમ પાડીએ છીએ, એતો નજીવી વાત છે તેથી વધુ અફસોસની વાત તો એનુ મૂળ કારણ છે આજે સમાજનુ મન સમાજમા રહ્યુ નથી આપણુ બધુય ધ્યાન બહારની તરફ ગયુ છે!

× × × આજે જલદાન દેનાર સરકાર માબાપ છે, આરોગ્યદાન દેનાર સરકાર માબાપ છે! વિદ્યાદાનની વ્યવસ્થા માટે પણ સરકાર માબાપને આગળે હાથ પસારી ઊભા રહેવુ પડે છે

અગ્રેજીમા જેને 'સ્ટેટ' કહે છે તેને આપણા દેશની આજની ભાષામા 'સરકાર' કહીએ છીએ એ સરકાર પ્રાચીન ભારતવર્ષમા રાજશક્તિરૂપે વિદ્યમાન હતી પરન્તુ વિલાયતના 'સ્ટેટ' અને આપણી 'રાજ શક્તિ' એ બે વચ્ચે ભેદ છે વિલાયતને દેશના લોકહિતના બધા જ કાર્યોનો ભાર 'સ્ટેટ' ના હાથમા સોપલો છે ભારતે તો બહુ થોડા પ્રમાણમા જ એમ કર્યુ હતુ

જુદી જુદી સસ્કૃતિની પ્રાણશક્તિ જુદે જુદે સ્થાને રહેલી હોય છે જે સ્થાને દેશના હિતનો ભાન હોય છે, તેજ સ્થાને દેશનુ મર્મસ્થાન હોય છે તે સ્થાન ઉપર ઘા કરીએ કે તરત જ આખા દેશને જીવલેણ જખમ થાય.

## રાષ્ટ્રીયતા અને સાંસ્કૃતિક કટોકટી

પશ્ચિમી સંસ્કૃતિ અને પશ્ચિમી રાષ્ટ્ર, એ બે જુદી વસ્તુ છે.

'પશ્ચિમી રાષ્ટ્ર' પશ્ચિમી સંસ્કૃતિના મુક્ત પ્રવાહને જ રૂંધનારો બંધ બની ગયેલું છે, કેમકે આ સંસ્કૃતિ સત્તાની સંસ્કૃતિ છે. તેથી એ exclusive–એકાંગી છે; કુદરતી રીતે જ, જેને તેણે પોતાના શોષણના શિકાર તરીકે પસંદ કર્યા છે, તેની આગળ પોતાના શક્તિના સ્રોતને ખુલ્લો મૂકવા તે અનિચ્છુક હોય છે.

(અને સમાજમાંથી રાષ્ટ્રનું રૂપાંતર કેવી રીતે થાય છે તે સમજાવતાં તેમણે કહ્યું છે— )

સમાજને સ્વતઃ કોઈ બાહ્ય હેતુ હોતો નથી. તે પોતે જ સ્વપર્યાપ્ત છે. તે માનવીના સામાજિકપણાની સ્વયંસ્ફુર્ત અભિવ્યક્તિ છે. માનવીય સંબંધોનું એ કુદરતી નિયમન છે, જેથી કરીને માનવીઓ જીવનના આદર્શોનો વિકાસ પરસ્પર સહકારમાં સાધી શકે.

અલબત્ત, સમાજને રાજકીય અંગ પણ છે; પરંતુ તે વિશિષ્ટ હેતુ પૂરતું જ. એ હેતુ તે સ્વ–રક્ષણ. પરંતુ આ અંગ કેવળ સત્તાનું અંગ છે, માનવીય આદર્શોનું નથી. આદિયુગમાં સમાજમાં તેનું અલાયદું મર્યાદિત સ્થાન ...પરંતુ વિજ્ઞાનની મદદથી અને સંગઠનની સિદ્ધિના જોરે ... છે. અને સંપત્તિની ફસલ

ઊતરના માડે છે આ પછી તો, એ અજાયમ ગતિથી અમર્યાદ બની જાય છે. અને સમસ્ત પાર્શ્વવર્તી સમાજોને તે લૌકિક આબાદીના પ્રલોભનો અને તેના પરિણામરૂપ પારસ્પરિક અસૂયા તથા ભીતિ તરફ ધકેલી દે છે

અને જ્તે દિવસે એવો સમય આવે છે કે સત્તાનુ નિયંત્રણ અશકય બની જાય છે કેમકે હરિફાઇ વધુને વધુ કાતિલ બને છે, સગઠન વધુ ને વધુ વિસ્તૃત બને છે, અને સ્વાર્થ સર્વોપરિતા પામે છે, માનવીના પ્રલોભનો અને ભયો ઉપર મુસ્તાક બની, સમાજમા તે વધુ ને વધુ સ્થાન બથાવી પાડે છે અને અતે તેનુ જ સત્તાધારી બળ બની જાય છે!

બન્યુ છે એવુ કે, (પશ્ચિમના દેશો) રેનને કારણે એવી જાગ્રતિ જ ગુમાવી બેઠા છે કે, તેમના જીવત સામાજિક બળોનો નષ્ટ થઈ રહ્યા છે, અને તે પોતાનુ સ્થાન કેવળ યાનિક સગઠનોને સોપી રહ્યા છે! ***

વાણિજ્ય અને રાજકારણમા અમાનવીકરણ (de-humanizing)ની પ્રક્રિયા ચાલતી આવી છે અને યાંત્રિક શક્તિની લાબી પ્રસવવેદનામાથી ભવ્યમસ્તા અને આશ્ચર્યજનક સુસુક્ષાના પૂર્ણત વિકાસ પામેલા યત્ર સાધનો જન્મી ચૂકયા છે, તેનુ જ પશ્ચિમમા રાષ્ટ્ર એવુ નામકરણ કરવામા આવ્યુ છે!

જ્યારે ગઠબંધન અને વાણિજ્યનું આ સગઠન (જેનુ બીજુ નામ તે રાષ્ટ્ર Nation છે) ઉચ્ચતર સામાજિક

વિલાયતમા જો રાજશક્તિની ઊથલ-પાથલ થઈ જાય તો, આખા દેશનો વિનાશ આવી પહોંચે એજ કારણે યુરોપમા રાજકારણ (પૉલિટિક્સ) આટલુ બધુ મહત્ત્વનુ ગણાય છે આપણા દેશમા સમાજ જો પાંગળો હોય તો જ દેશને સાચુ સંકટ આવે એટલા માટે જ આપણે આજ સુધી રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે માથુ મેલીને પ્રયત્ન કર્યા નહીં, પણ સામાજિક સ્વતંત્રતાનુ સર્વતોભાવે રક્ષણ કરતા આવ્યા છીએ. વિલાયતમા ગરીબોને ભીખ આપવાથી માંડીને પ્રજાવર્ગને ધર્મશિક્ષણ આપવા સુધીના બધા ય કામોનો આધાર 'સ્ટેટ' ઉપર છે, એટલે 'સ્ટેટ'ને જિવાડે તો જ એ પ્રજા જીવે આપણે ધર્મવ્યવસ્થાને જિવાડીએ એટલે જીવીએ

વિલાયતનુ 'સ્ટેટ' આખા સમાજની સંમતિ ઉપર સદા ઊભેલુ છે એ સ્થિતિ ત્યા સ્વભાવિક નિયમે કરીને જ ઉદ્ભવી છે કેવળ ચર્ચાદ્વારા આપણે તે મેળવી શકીએ એમ નથી બહુ જ સારી હોય તો પણ તે આપણને અનુપયુક્ત છે

આપણા દેશમા 'સરકાર બહાદુર'ને સમાજ સાથે કાંઈ સબંધ જ નથી સરકાર એ સમાજની બહાર છે. એટલે જે કોઈ વસ્તુની આપણે તેની પાસે આશા રાખીશુ, તેનુ મૂલ્ય આપણે સ્વતંત્રતા ખરચીને દેવુ પડશે જે કાર્ય સમાજ સરકાર પાસે કરાવશે, તે કામને વિષે સમાજ પોતાને પાંગળો બનાવશે ..આપણે ત્યા સમાજ

હમેશા પોતાનાં બધાય કામો પોતેજ બજાવતો આવ્યો છે. નાની કે મોટી, કોઇ પણ બાબતમાં તેણે બહારના કોઇને પણ હાથ નાખવા દીધો નથી. તેજ કારણને લીધે **રાજલક્ષ્મી** જ્યારે દેશત્યાગ ભોગવતી હતી, ત્યારે પણ **સમાજલક્ષ્મીએ** વિદાય નહોતી લીધી.

રાજકીય સાધનાનો અંતિમ ઉદ્દેશ કેવળ દેશના હૃદયને એક કરવાનો હોય છે પરંતુ દેશની ભાષા છોડી-ને, દેશની પ્રથા છોડીને, કેવળ વિદેશીનું મન આકર્ષવા માટે અનેક પ્રકારની ચાલબાજી ખેલવી, એનેજ મહા ઉપયોગી રાજકીય શિક્ષણ કહેવાનું તો આપણા આ હતભાગિ દેશમા જ પ્રચલિત થયું છે.

કોઈપણ સ્થિતિમા માણસને આપણે આપણું કામ સાધવાનું યંત્ર કે યંત્રનું અંગ ગણી શકીએ નહિ.

પ્રયોજનના ( કામ પૂરતા ) સંબંધોને આપણે હૃદય-ના સંબંધ દ્વારા શુદ્ધ કર્યા પછી જ વ્યવહારમા લઇ શકીએ છીએ. જ્યાં પ્રયોજનના સંબંધ સંકુચિત હોય છે; ઓફિસમાં જ તેનો અંત આવે છે. શેઠ અને નોકર વચ્ચે કેવળ શેઠ અને નોકરનો જ સંબંધ રહે, તો કામ લેવામા અને પગાર ચૂકવવામા જ બધું પતી જાય. પણ તેમા કોઇપણ પ્રકારના આત્મીય સંબંધને સ્વીકારીએ એટલે જવાબદારી દીકરા-દીકરીના વિવાહ અને શ્રાધ્ધ શાન્તિ સુધી પહોંચે છે.

સ્વદેશી સમાજ ] [ ૧૯૦૪-૦૫

જીવનના સંવાદના ભોગે સર્વસત્તાશીલ બની જાય છે, ત્યારે માનવતાને માટે અશુભદિનનાં ચોઘડિયાં બજી ઊઠે છે.xxx

(અને પછી આનાં ગેરઅનિષ્ટ પરિણામોની આગાહી કરતાં કવિ કહે છે—)

જ્યારે સમાજ પોતાનું પરિવર્તન સત્તા (Power)ના સંપૂર્ણ સંગઠન રૂપે થવા દે છે, ત્યારે ભાગ્યે જ એવું પાપ હશે જે એને હાથે નહિ આચરવામાં આવતું હોય...

કારણ કે, યંત્રને માટે તો જે કાંઈ સાધ્ય અને ન્યાય્ય હોય તો તે સફળતા જ છે; પરંતુ માનવીનાં ધ્યેય અને હેતુ તો, શુભ-શિવ હોઈ શકે. જ્યારે સંગઠનનું યંત્ર વિશાળ-કાય થવા માંડે છે અને યંત્રના સંચાલકો યંત્રના જ ભાગરૂપ બની જાય છે, ત્યારે વ્યક્તિગત માનવી એક ઓળાયો (Phantom) માત્ર બની જાય છે. ને માનવ-યંત્ર ખડું દ્વારા સંચાલિત રાજનૈતિક ક્રાંતિજ સર્વસ્વ બની જાય છે જ્યાં નથી રહેતી દયા કે નથી રહેતુ નૈતિક જવાબદારી જેવું કંઈ !

*

(આ રાષ્ટ્ર-સંગઠનનો રાક્ષસ કેવું ભયંકર રૂપ ધારણ કરી ચૂકયો છે, તેનો ખ્યાલ આપતાં કવિ જણાવે છે કે)

આ અમાનુષી તત્ત્વનો જડભાર જીવંત માનવ ઉપર એટલો બધો સઘન અને પ્રચંડ છે કે, એની નીચે આખું વર્તમાન વિશ્વ વેદનાના ચિત્કાર કાઢી રહ્યું છે. કેવળ પરાધીન

પ્રજાઓની વાત નથી તમે પોતે પશ્ચિમી પ્રજાઓ) એના ભ્રમણામા જીવો છો કે, તમે સ્વતંત્ર છો, પરંતુ હકીકતે, રાષ્ટ્રવાદના જડ દેવને (fetish) ચરણે તમારી પોતાની જ સ્વતંત્રતા અને માનવતાનો પ્રતિદિન ભોગ દઈ રહ્યા છો! વિશ્વવ્યાપી આશંકા, પ્રલોભન અને ભીતિના અગાઢ, વિષયુક્ત વાતાવરણમા તમે જીવી રહ્યા છો

(આ પછી—

માનવીની માનસિક અને ભૌતિક શક્તિ જ્યારે નૈતિક શક્તિ થી ઘણી આગળ વધી જાય છે ત્યારે તેનુ વર્ણન કરતા કવિ જીરાફનુ દૃષ્ટાંત આપી કહે છે કે—)

આજના રાષ્ટ્ર સંગઠનનુ માથુ તેના શરીરના બીજા ભાગો કરતા એકદમ આગળ ધસી ગયુ હોઈ, એને માટે બીજા અંગો સાથેનો સહજ સંપર્ક મુશ્કેલ બની જાય છે એનુ લોલુપ માથુ, એના જબરજસ્ત જડબાના જોરે પગ ઊંચે સુધી આગળ વધી, ઘણુ બધુ ભક્ષણ કરી જાય છે ખરૂ પરંતુ એ ખોરાકને હોજરી સુધી પહોંચતા અને તેમાથી શક્તિ પેદા થતા ઘણો વિલંબ લાગી જાય છે, પરિણામે લોહીને અભાવે એના હૃદયને જોખમ પહોચે છે પરંતુ આજના પશ્ચિમને તો જાણે આ વાતની જાણકારી જ નથી!

માનવી જ્યારે પૂર્ણતા પામે છે, ત્યારે સત્તાશીલ બને છે એવુ નથી, પરંતુ ત્યારે પરિપૂર્ણ બને છે એને કેવળ સશક્ત બનાવવા જતા તમાર એના આત્માનો ગને

એન્સો છેદ કરવો પડે છે આપણે જ્યારે પૂર્ણ રીતે માનવ હોઈએ છીએ, ત્યારે આપણે એકબીજાના ગળા કાપવા ધસી શકતા નથી, સામાજિક જીવનની આપણી સહજ લાગણી, નૈતિક આદર્શોની આપણી પ્રણાલીની આડે આવે છે

જો તમે મને માનવીની કતલ કરનારો ખાટકી બનાવવા માગતા હો તો, મારી સ્વેચ્છાને મૃત પ્રાય બનાવી દે, માગ વિચારોને થીજાવી દે, મારી ગતિને યત્રચાલિત બનાવી મૂકે, એવી કોઈક શિસ્તદાગ તમારે મારી અખડિતતાને જ છિન્નભિન્ન કરવી રહી ત્યારબાદ જ માનવીના જટિલ વ્યક્તિત્વના નિર્જીવીકરણમાથી એવી અમૂર્તતા અને એવી વિનાશકતા પ્રગટ થશે, જેને માનવીય સત્ય સાથે કશો સબધ નહિ હોય અને એથી કરીને તે સહેલાઈથી પાશવી અથવા યાન્ત્રિક બની જઈ શકશે! માનવીને તેના પ્રાકૃતિક વાતાવરણથી, તેની સામુદિક જીદગી ની પૂર્ણતાથી, સૌદર્ય, સ્નેહ અને સામાજિક જવાબદારી ઓના એના ઉચ્ચત અધ્યાસોથી દૂર હટાવી દો પછી જ એને તમે સપત્તિનુ અઠગક ઉત્પાદન કરનાર યત્રના છિન્ન અશરૂપે ફેંકી નાખી શકશો (લીલા) વૃક્ષને (સૂકા) લાકડાનું ઢીમચુ બનાવી દો, પછી જ એને બાળવાના કામમા લઈ શકશો, પરતુ કદી કદિ એ ઉચ્ચત પુષ્પો અને ફળો ધારણ નહિ કરી શકે

[ Nationalism

*

**અરધી શતાબ્દિની સંસ્કૃતિને અંતે,** આજે રાષ્ટ્રો રાનીના જંગની પશુઓની જેમ પરસ્પરના શિકાર માટે રખડતા દેખાય છે. પરસ્પરના આતિથ્યના તેમના દ્વાર બંધ થઈ ગયેલા છે, આક્રમણ અથવા તો રક્ષાના હેતુ માટે જ તેઓ જૂથબદ્ધ બને છે, વાણિજ્યની ગુપ્તતાઓ, રાજ્યની ગુપ્તતાઓ, અને શસ્ત્રોની ગુપ્તતાઓને એમની બખોલોમા સંતાડી રાખે છે, સામાના ભસતા શ્વાનોને બીજાની માલિકીના ભક્ષ્ય રૂપે ધરીને શાંતિ–દરખાસ્તો કરવામા આવે છે!

તેઓ પોતાના પગ ઉપર ઊભી થવા મથી રહેલી પતિત પ્રજાઓને નીચે ઘસડી રાખે છે! જમણા હાથે તેઓ નિર્બળ પ્રજાઓને ધર્મની લ્હાણી કરે છે, અને ડાબા હાથે એમની જ લૂંટ ચલાવતા પાછા પડતા નથી!—શું આમાથી કશું એવું છે, જેની આપણે ઈર્ષા કરવી રહે? શું આપણે ભીતિ, લાલસા આશંકા, અને રાજનીતિને નામે નિર્લજ્જ અસત્ય તથા શાંતિ શુભેચ્છા અને માનવીના સાર્વભૌમ બંધુત્વના નામે, જુઠાણાના બીજને સારી સૃષ્ટિમા વાવનાર રાષ્ટ્રવાદની આગળ ઘૂંટણીએ પડવાનું રહે છે? આપણે જ્યારે પશ્ચિમના બજારમાંનો આ 'વિદેશી માલ' આપણા સગ્સાના બંનામા ખરીદવા દોડી જઈએ છીએ, ત્યારે આપણા ચિત્ત શું શંકાથી મુક્ત રહી શકે ખરા? × × ×

આપણે તેમની (પશ્ચિમની) પંગોત્પાદિત પદ્ધતિ

ખરીદવા રાજી છીએ, પરંતુ, આપણાં હૃદય દઈને નહિ, આપણી બુદ્ધિ દ્વારા જ. આપણે એનો અખતરો કરીશું અને એને માટે ઊપરી પણ બાંધીશું; પરંતુ આપણાં ઘરોમાં વા મંદિરોમાં એમની મૂર્તિ નહિ બેસાડીએ. એવી જાતિઓ હોય છે કે, જે પશુનો તેઓ ભોગ લે છે, તેની જ પૂજા કરે છે. આપણે એવાની પાસેથી ક્ષુધાને સમયે આમિષ ખરીદીશું, પરંતુ એમની પૂજાનો સ્વીકાર તો નહિ જ કરીએ. 'ધંધો એ તો ધંધો છે' ને 'યુદ્ધ તે યુદ્ધ છે,' તથા 'રાજકારણ તે રાજકારણ છે' —એવાં વહેમી સૂત્રોથી આપણે આપણાં સંતાનોનાં ચિત્ત ભ્રષ્ટ નહિ કરીએ. આપણે એ જાણવું જોઈએ કે, માણસનો વ્યવસાય કેવળ ધંધાવ્યવસાયથી કંઈક વિશેષ છે; અને તે રીતે જ યુદ્ધ અથવા તો રાજકારણથી પણ.

## સંસ્કૃતિનું સંકટ

ભાગ્યચક્રના પરિવર્તન દ્વારા એક દિવસ તો અંગ્રેજોને આ ભારત-સામ્રાજ્ય છોડીને જવું જ પડશે. પરંતુ તેઓ પોતાની પાછળ કેવા શ્રીહીન કંગાલિયતના ઉકરડા સમા ભારતવર્ષને મૂકી જશે! એક શતાબ્દીથીયે વધુ કાળનો એ શાસન પ્રવાહ જ્યારે સુકાઇ જશે, ત્યારે પોતાની પાછળ નિષ્ફળતાનો કેવો અફાટ કીચડ મૂકતો જશે!

જીવનના પ્રારંભકાળમાં મેં યુરોપની સંપત્તિ રૂપ

અંતરના આ સંસ્કૃતિના દાન ઉપર સમગ્ર અંતરથી વિશ્વાસ રાખ્યો હતો પણ આજે મારી વિદાયને સમયે તે વિશ્વાસ ઊડી ગયો છે × × × × × × આપણી આ દારિદ્ર લાંછિત કુટિરમાં પરિત્રાણકર્તાનો જન્મ થવાનો દિવસ પાસે આવતો જાય છે અને હું અપેક્ષા રાખું છું કે, તે સંસ્કૃતિનો દૈવી સંદેશ લઈને આવશે, અને મનુષ્યના ચરમ આશ્વાસનની વાણી આ પૂર્વ દિશામાંથી જ સંભળાવશે

આજે હું સામા કિનારાનો મુસાફર છું પાછળના ઘાટ ઉપર હું શું જોતો આવ્યો, શું મૂકતો આવ્યો? એક અભિમાની સંસ્કૃતિના ચારેકોર વેરાયેલા ખંડિયેરો! ઇતિહાસમાં એ કેટલું તુચ્છ ઉચ્છિષ્ટ લેખાશે! પણ માણસ પ્રત્યે વિશ્વાસ ખોઇ બેસવો એ પાપ છે, એ વિશ્વાસ હું આખર લગી જાળવી રાખીશ હું એવી આશા રાખીશ કે પ્રલય પછી વૈરાગ્યના મેઘમુક્ત આકાશમાં, ઇતિહાસ કદાચ એક નિર્મલ સ્વરૂપે પ્રકટ થવા માંડશે અને તે પૂર્વાચલના સૂર્યોદયના દિશામાંથી અને ફરી એક વાર અપરાજિત મનુષ્ય પોતાની વિજય યાત્રાના પ્રમાણમાં પોતાનો મહત્તા પ્રાપ્ત કરવાને માર્ગે બધી મુશ્કેલીઓને વટાવીને આગળ વધશે મનુષ્યના પરાભવને અંતહીન અને ઉપાયહીન માની લેવો, એને હું અપરાધ સમજું છું

આજે હું એટલું કહેતો જાઉં છું કે, પ્રબળ

કનાપશાહીનાં પણ સામર્થ્ય, મહત્તા, આત્મભરિતા સલામત નથી, એ પુરવાર થવાનો દિવસ આજે સામે આવીને ઊભો છે. અને જરૂર એ સત્ય સાબિત થશે કે– 'અધર્મથી માણસ સંપત્તિમાન થાય છે, સુખ પામે છે, હરીફો ઉપર વિજય મેળવે છે, પણ અંતે સમૂળગો નાશ પામે છે.

સંસ્કૃતિનું સંકટ] [૧૯૪૧

## સંસ્કૃતિની શરમ

ઇતિહાસમાં આપણે હમેશાં અસન્માનિત સમૂહો જોવા પામીએ છીએ; અલબત્ત એમની જ બહુમતિ હોય છે, પણ એ જ પાછા વિશ્વનો ભાર ઉઠાવીને ચાલે છે! માનવીને યોગ્ય એવા ગૌરવ વિકાસ માટે એમને સમય જ હોતો નથી; વૈભવશાળીઓના એંઠા ટુકડા ઉપર એમનો ઉછેર થતો હોય છે. તેઓ ઓછામાં ઓછું ખાય છે, ઓછામાં ઓછું પહેરે છે અને ઓછામાં ઓછું ભણે છે; અને છતાં તેઓ જ બીજા સૌની તહેનાતમા રહે છે, સૌથી વધારે શ્રમ કરે છે, અને બદલામાં સૌથી વધુ બદનામી પામે છે! સદાકાળ તેઓ ભૂખે મરે છે, અને તેમનાથી સારી સ્થિતિવાળાઓની લાતો ખાય છે, ને ગાળો ખાય છે; ને સુઘડ જીવન માટેની બધી સગવડોથી વંચિત રહે છે. પહેલાંથી ચાલતુ

આવ્યુ છે, તેથી આજેય હજી તેઓ સસ્કૃતિના રાહ પર દીવાના થાભના માન છે! ઉપર દીવેટ બળે છે, અને પોતાથી ઉપર, ઊચે હોય—તેને પ્રકાશમાન કરે છે, અને ગદુ તેલ નીચે સીધુ ચૂવ્યા કરે છે!

મે આ માનવીઓની વારવાર ચિંતા કરી છે, અને કેમ જાણે કશોજ ઉપાય નથી એવુ દેખાયુ છે અમુક લોકો ઉપર હોય, માથે હોય એ જરૂરી છે, અને જો એવુ જ હોય, તો પછી બીજાઓએ નીચે—નીચા—રહેવુ જ રહ્યુ! આમ છતા માનવજાતની બહુસખ્યક જનતાના ફરજિયાત પતન અને અમાનવીય દશાના પાયા ઉપર જ સસ્કૃતિ તેનુ શિર ઊચુ કરીને ઊભી રહી શકે—આ વાતનો સ્વીકાર કરવો એજ શરમજનક છે

રશિયામા તેઓ આ સમસ્યાનો મૂળગામી ઉકેલ કરવા મથી રહ્યા છે પરિણામો અગે આખરી ચુકાદો આપી દેવાનો સમય હજી પાક્યો નથી, પરતુ હુ મારી આખે જે જોઈ રહ્યો છુ, એ વિસ્મયકર છેજ

Letters from Russia] [૧૯૩૦

## આશાભંગ

લાબો સમય થયા મે એવી આશા સેવી હતી કે, જગતની આગેકૂચ સાથે આપણે આપણા કદમ મિલાવી

# માનવતાનો સાદ

માનવતામાં મારો અખૂટ વિશ્વાસ છે. સૂર્યની ઉપર વાદળાં ઘેરાઈ વળે ખરાં, પણ એ કદિ હોલવાઈ જઈ ન શકે. હું એ વાતનો એકરાર કરું છું કે, માનવ પ્રજાઓ આ સમયે જે રીતે એકઠી થઈ છે, તેવું અગાઉ કદિ બન્યું નથી. હીનતમ તત્ત્વોનું આવું વર્ચસ્વ પણ કદી જાગ્યું નથી. શક્તિશાળીઓ પોતાના શિકારની મોટી સંખ્યા જોઇ ખુશ ખુશાલ બને છે. તેઓ વિજ્ઞાનનું નામ દઇ નિશાળિયાના જેવા વહેમોને પોષે છે, ને અમુક શારીરિક લક્ષણોને કારણે તેઓને કહે છે કે, યાવચ્ચંદ્ર રાજ્ય કરવાનો તમને અધિકાર છે! કદાચ આવો જ દાવો ધરતીકંપનાં સ્ફોટક બળોએ પૂરતી સાબિતીઓ સાથે કર્યો હોત કે, આ પૃથ્વીના ભાવિ ઉપર તેમનોજ અનંત અધિકાર પ્રવર્તે છે. પરંતુ અંતે આ સ્ફોટક બળોની જેમ તેઓ પણ નિરાશ જ થવાના છે.

જે ભૂતકાળ ક્યારનો ખતમ થઇ ગયેલો છે, એની જ આ ચીસો છે. એ ભૂતકાળ રાષ્ટ્રીય વ્યક્તિવાદના એકાંગી ઉન્માદ ઉપર તાગડધિન્ના કરતો રહ્યો છે; પરંતુ તેના પરિમંડળ (surroundings) સહિતના અસામંજસ્યને કારણે તે કદિ સમતુલા જાળવી શકશે નહિ. બલ્કે જેઓ પોતાની પરિપૂર્ણતા અને શાશ્વત સુક્ષ્મતાની ખાતર, પોતાના અંતને એના આધ્યાત્મિક મહાનુભાવથી

સંસ્કારી શકશે, જે (વિકસિત મન) સમસ્ત પ્રજાઓના હૃદયમાં માનવ-આત્માનું દર્શન શક્ય બનાવશે, કેવળ તેથી જ પ્રજાઓ આબાદ થશે.

માનવીઓ પરસ્પર નીકટ આવે અને છતાં માનવતાના દાવાઓ પ્રત્યે દુર્લક્ષ સેવે, તો એ નિશ્ચિત રીતે આત્મઘાતનો જ માર્ગ ગણાય. આપણે એવા સમયની રાહ જોઈ રહ્યા છીએ કે, જ્યારે યુગની ભાવના સંપૂર્ણ માનવ-સત્યમાં મૂર્ત સ્વરૂપે પ્રગટ થશે, અને માનવીઓનું મિલન માનવીય ઐક્યમાં રૂપાંતર પામશે.

હું તમારે આંગણે માનવતાનો સાદ સુણવા આવ્યો છું. આ સાદમાં એનો ધોગંભીર પડકાર ઉદ્‌ઘોષિત થવો જોઈએ. એણે ગુલામોના માલિકોના લોભી ટોળાના નિનાદો ઉપર વિજય પ્રાપ્ત કરવો જોઈશે કદાચ બંધ બારણાની પૂઠે એનો મર્મર ધ્વનિ શરૂ પણ થઇ ગયો હોય, અને તે ધીમે ધીમે ઇન્સાફની ઘોષણા રૂપે પ્રગટ પણ થશે ને ત્યારે પાશવી બળના ભ્રષ્ટ ચાંચાચારીઓ આભી બની મૂગી થઈ જશે.

"મિલન'માં આપેલા વ્યાખ્યાનમાંથી] [Letters and Addresses

❦

લઈશું; આપણો રાજકારણનો રથ આગળ દોડતો રહેશે, અને બ્રિટિશ સુદ્ધાં આપણી પ્રગતિમાં મદદરૂપ થશે. ઘણા લાંબા સમય સુધી મેં એની રાહ જોયા કરી, પરંતુ જોઉં છું કે, રથનાં પૈડાં તો કાદવમાં ખુંપી ગયેલાં છે! બ્રિટિશ રાજ્યવહીવટ પોતે જ કાનૂન અને વ્યવસ્થા પરક્ષુદ્ર કાનૂનો અને નિયમો પર થનગની રહ્યો છે. આપણા આ મહાન દેશમાં શિક્ષણ અને આરોગ્ય માટેની સગવડો નહિવત્ છે, તથા નવાનવા માર્ગે પ્રજાની સંપત્તિનો વધારો થાય તેવી તકો, જાણે કે અસ્તિત્વ જ ધરાવતી નથી; અને નજીકના ભાવિમાં એવી કોઈ તક ઊભરે તેવું નસીબ પણ દેખાતું નથી; કેમકે આપણા દેશની સંપતિના મૂળઝરા જ, કાનૂન અને વ્યવસ્થાની ભીંસમાં અદશ્ય થઈ રહ્યા છે. યુરોપ સાથેના સંપર્કે, વિરોધી લાગે તેવી રીતે પણ હકીકતે, નૂતન યુરોપની થોડ ભેરોથી ભારતને વંચિત બનાવી દીધો છે! નવયુગના સૂર્યમંડળમાં ભારત તો કેવળ કાળું ધાબું જ બની રહ્યો છે!

Epoch's Change] [ ૧૯૩૩

## સ્વાધીનતાની ભાવના

એ વાત મને વધુને વધુ સ્પષ્ટ રીતે સમજાઇ રહી છે કે, પશ્ચિમના વાતાવરણમાં સ્વાધીનતાનો ખ્યાલ ક્ષીણ બની ગયો છે. ગુલામોના માલિકોનો જ સમાજ ન હોય તેમ

તેમની વ્યાપારી અને રાજકીય ચક્કીઓ સાથે અસંખ્ય માનવીઓને બાંધી દેવામાં આવ્યા છે. × × × × × આ મનોદશામાં પરસ્પર અવિશ્વાસ અને ભય રહેલાં છે. જેનાથી આપણે વધુ ને વધુ પરિચિત થઇ રહ્યા છીએ, તે અમાનવીયતા અને અન્યાયના બીભત્સ દૃશ્યો ભયની મનોદશાનું જ પરિણામ છે. નામર્દોની ક્રૂરતા કરતા વધારે નિઘૃણ ભયંકર રૂપ ક્રૂરતાનું હોઈ ન શકે. જેમણે તેમના આત્માઓને નફાખોરીના તથા સત્તાના ઉન્માદને ચરણે ધરી દીધા છે, તેઓ સતત રીતે ભય અને આશંકાની ભૂતાવળોથી ચોકન્ના રહે છે. અને તેથી જ્યાં ઓછામાં ઓછી દુર્ઘટનાનો સંભવ હોય, ત્યાંય નિષ્ઠુર બન્યા વિના રહેતા નથી. બીજાઓને સ્વાધીનતા આપવા તેઓ નૈતિક રીતે જ નાલાયક બની જાય છે; અને શક્તિશાળીઓની કૃપા ઝીલવાની આતુરતામાં, તેમના પોતાના જ ભાગીદારોએ રાજકીય જુગારની રમતમાં કરેલા અન્યાય તરફ તેઓ આંખમીંચામણાં કરે છે, એટલું જ નહિ, પરંતુ તેમાં પોતાના હાથ પણ ખરડે છે. ગમે તે ઉપાયે પોતાના લાભો જાળવી રાખવાની સતત ચિંતાને કારણે, તેઓ સ્વાધીનતા અને ન્યાયના મૂળમાં જ ઘા કરે છે—પરિણામે, અંતે તેઓ પોતાની અને બીજાઓની સ્વતંત્રતાને છેહ દેવા સુધી પહોંચી જાય છે!

*

The Spirit of freedom ]

## વિશ્વવિદ્યાલયનું શિક્ષણ

દરેક પ્રજાના ચિત્તનું ઘડતર કોઈ ને કોઈ વિશેષ રીતે થયેલું હોય છે. દરેક પ્રજાનો ચિત્તરૂપી દીવો આખા વિશ્વની દીપોત્સવીના મહોત્સવમાં પોતાનો ફાળો આપતો હોય છે. દરેક પ્રજાએ એ દીવો સળગતો રાખવાનો છે. કોઈ પ્રજાના એ દીવાને હોલવી નાખવો એટલે એ પ્રજાને વિશ્વના દીપોત્સવી મહોત્સવમાં એના હક્કના સ્થાનથી વંચિત કરવી. જેની પાસે આવો દીવો ન જ હોય, એ તો કમનસીબ છે જ, પણ જેની પાસે એ દીવો હોવા છતાં તે છૂટવી લેવામાં આવ્યો હોય, અથવા એવો દીવો પોતાની પાસે છે, એ વાત જ જે ભૂલી ગયો હોય, તેના જેવો હતભાગી બીજો એકે નથી.

હિંદુસ્તાન પાસે એવો દીવો છે, એ સિદ્ધ વાત છે; એ દીવાના પ્રકાશમાં એણે જીવનના પ્રશ્નોનો વિચાર કર્યો છે અને તેમને ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે. એટલે આપણે ત્યાં શિક્ષણનું મુખ્ય કામ હિંદના એ ચિત્તને પોતાનું સત્ય શોધવામાં, જ્યાંજ્યાંથી એ મળે ત્યાંત્યાંથી એને અપનાવી લેવામાં અને

પોતાની આગવી રીતે એને વ્યક્ત કરવામાં મદદ કરવાનું છે. આ કરવા માટે સૌથી પ્રથમ તો હિંદના વિક્ષિપ્ત ચિત્તને એકાગ્ર કરી, તેમા આત્મભાન જગાડવાનું છે. એ પછી જ તે બહારથી કંઈ સ્વીકારી શકશે, પોતાના માનદંડથી તેનું મૂલ્યાંકન કરી શકશે અને પોતાની સર્જક શક્તિ દ્વારા તેનો ઉપયોગ કરી શકશે.

કેળવણીની બાબતમા બીજી મહત્ત્વની વસ્તુ તે સર્જક પ્રવૃત્તિનું પ્રેરક વાતાવરણ. એટલે આપણા વિશ્વવિદ્યાલયનુ પહેલુ કામ જ્ઞાનના ક્ષેત્રમા સર્જક પ્રવૃત્તિ ચલાવવાનુ હોવુ જોઈએ. એ માટે વિદ્યાવ્યાસંગી માણસોને એકઠા કરવા જોઈએ, તેમને બૌદ્ધિક સંશોધન અને સર્જન માટે પૂરો અવકાશ આપવો જોઈએ. આ સાંસ્કારિક પ્રવૃત્તિમાં આવતા સ્વાભાવિક અને અનિવાર્ય વિભાગરૂપે શિક્ષણનું કામ ચાલવું જોઈએ.

ત્રીજી વાત એ છે કે, આપણા શિક્ષણનો આપણા સમગ્ર જીવન સાથે–આર્થિક, બૌદ્ધિક, કલાવિષયક, સામાજિક અને આધ્યાત્મિક–પૂરો સંપર્ક હોવો જોઈએ. આપણી શિક્ષણસંસ્થાઓ આપણા સમાજના મર્મસ્થાને હોવી જોઈએ, અને નાનાવિધ ક્ષેત્રોમા સહકારના સૂત્રો વડે તે સમાજ સાથે સંકળાયલી હોવી જોઈએ.

*

આપણા દેશમાં ચાલુ શિક્ષણ-વ્યવસ્થા વિશે અસંતોષ છે. એમાં ફેરફાર થાય એવું બધા ઇચ્છે છે. એ દિશામાં પ્રયોગો પણ ક્યાંક ક્યાંક થાય છે. પણ આપણો આજનો શિક્ષિતવર્ગ ચાલુ પ્રથામાં ઊછરેલો છે. એ પદ્ધતિ આપણા શરીર જેટલી આપણને સ્વાભાવિક લાગે છે. એમાં કંઈ ફેર થઈ શકે એમ આપણે કલ્પી પણ શકતા નથી. આપણે એની સાથે એવા એકાકાર થઈ ગયેલા છીએ કે, એનો સ્વતંત્ર રીતે, તટસ્થ રહીને, વિચાર જ કરી શકતા નથી. અને તેમ છતાં એમાં કંઈક વાંધો છે, એ જાતની લાગણી આપણા મનમાં ઊંડે ઊંડે કાંટાની માફક ભોંકાયા કરે છે. આપણને એમ થાય છે કે, આ પદ્ધતિ તો સારી છે, પણ આપણે પરાધીન હતા એ જ દોષ હતો. હવે આપણે સ્વતંત્ર થયા છીએ એટલે બધું બરાબર થઈ જશે. અને એમ આપણે તંત્રનિર્મિત યુનિવર્સિટી ઊભી કરીએ છીએ. જે ઘણી ખરાબ તંત્રની બનેલી હોય છે.

આમાં દુઃખ એ છે કે, યુનિવર્સિટીનો વિચાર આવતા જ આપણી નજર આગળ ઑક્સફર્ડ અને કેંબ્રીજ અને એવી એવી બીજી વિખ્યાત યુનિવર્સિટીઓ તરવરવા લાગે છે. અને પછી, એ બધીના સારાં સારાં તત્ત્વો ચૂંટી લઈ, તેમાંથી તિલોત્તમા ઊભી કરવામાં આપણો ઉદ્ધાર રહેલો છે, એમ આપણને

લાગે છે. આજે શસ્ત્રોપચારની વિદ્યા એટલી આગળ વધી છે કે કોઈના નાક, કાન કે એવા બીજા અવયવને હાનિ થઈ હોય તો બીજા શરીરમાંથી ચામડી આણીને ચોટાડી શકાય છે. પણ જુદા જુદાં શરીરમાંથી જુદા જુદા અંગોપાંગો આણી, આખો નવો માણસ ઊભો કરી શકાય એવું તો આજે વિજ્ઞાન માટે પણ અસંભવિત છે, અને આપણે આશા રાખીએ કે સદાને માટે તેમ રહે.

બીજું દુઃખ એ છે કે આ વિદેશી યુનિવર્સિટી આપણી આગળ એના પૂર્ણ વિકસિત રૂપમા ખડી થાય છે, એટલે આપણે યુનિવર્સિટીનો એ પૂર્ણ વિકસિત રૂપમા જ વિચાર કરી શકીએ છીએ. પાડોશીનો જુવાનજોધ રળતો કમાતો દીકરો જોઈ, તેવો દીકરો પોતાને હોય તો કેવું સારું—એમ કોઈને થાય, પણ એવો છોકરો લેવા જતા જે મળશે, તે પોતાનો દીકરો તો નહિ જ હોય। આપણે ભૂલી જઈએ છીએ કે-એ યુનિવર્સિટીઓ પણ નાનેથી મોટી થયેલી છે, અને એની ભૌતિક સમૃદ્ધિ પણ એની પ્રારંભિક દશામા નહોતી,-તેમ એ સમૃદ્ધિ એનું આવશ્યક અંગ પણ નથી. આપણા ગરીબ દેશમા આપણી યુનિવર્સિટીના ભૌતિક દેહનુ મહત્ત્વ આપણાથી ઉપડી શકે એટલું જ હોવું જોઈએ. આપણે ત્યા આમ પ શાળા કોલેજોની તાણ છે, તેમા ફર્નિચર ઉપર વધારે

બાગ મૂકી ઉદ્યોગ ન કરવા જોઈએ નિશાળની નાબનનમગીને માથી બનાવી મનાથી શિક્ષણ જ દુર્બલ બની જાય છે એ પૈમાળ પર્મ ખ ીદના પહેલા પૈના ફેંકી નાખવા જેવુ છે આપણે આપણા દેશની પરિસ્થિતિને અનુરૂપ ઉદ્યોગ કાઢવાનો છે ... કંઈ દારિદ્ર્યના સ્તોત્ર ગાવા માગતો નથી, પણ વૈભવના દેખાવ કરતા સાદાઈનુ મૂલ્ય વધારે છે, એ કહેવા માગુ છુ એટલે દરિદ્ર થયા વગર, સાદા શી રીતે થવુ. એનો આપણે આપણી પરિસ્થિતિને અનુરૂપ ઉકેલ શોધવો જોઈએ

*

પણ નાનેથી શરૂઆત કરવામા અને નાનાથી આરંભવામા એક મુશ્કેલી આપણને એ નડે છે કે, એથી લોક આકર્ષાતા નથી, તેમા ભળતા નથી પણ શરૂઆતથી જ પૂર્ણ વિકસિત સંસ્થા બનાવવા જતા સત્ય જ ધુમમા રોળાય છે, એનુ આપણને ભાન રહેતુ નથી

તો આ શિક્ષણ વિશેના આપણા અસંતોષનુ સાચુ કારણ શુ છે? એક કારણ એ છે કે, એ શિક્ષણે આપણો વિકાસ રૂંધ્યો છે, દેડસો વર્ષ થયા પણ આપણે તો બાળક જ રહ્યા છીએ! જીવનનુ લક્ષણ એ છે કે એ જેટલુ લે છે તેથી વિશેષ પાછુ આપે છે આપણો દેહ પણ જેટલો કાર્બન નાઇટ્રોજન વગેરે લે છે, તેના કરતા

અનેકગણો વધુ કીમતી છે. માણસનું ચિત્ત પણ જે લે છે તેના કરતા વધારે પાછું આપે છે. જે શિક્ષણ ચિત્તને જીવન્ત પદાર્થ તરીકે સ્વીકારે, અને તેને એવી ચાલના આપે કે, તે બહારથી જે કંઈ લે, તેના કરતાં ગુણ અને જથ્થાની દષ્ટિએ વધારે આપે, તે જ સાચું.

જ્યારે કોઈ પણ પ્રજા આ દષ્ટિએ જગતને બોજારૂપ થઈ પડે, ત્યારે તે સ્થિતિ મરણ કરતા પણ બદતર થઈ પડે. આપણે અત્યાર સુધી મોટા મોટાં વચનો ગોખતા આવ્યા છીએ, મહાન સત્યો રટતા આવ્યા છીએ, મહાન દષ્ટાંતો જોતા આવ્યા છીએ, પણ બદલામા આપણે કેવળ કારકુન, ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ, વકીલ, દાકતર જ થયા છીએ. આપણે કોઈ શોધ કરી નથી.

આનુ કારણ આપણી કુદરતી શક્તિ જ ઓછી છે, એમ માનવા હું તૈયાર નથી. એમ જો હોત તો આપણે ત્યાં પ્રફુલ્લચંદ્ર રાય, જગદીશ બોઝ, બ્રજેન્દ્રનાથ શીલ જેવા પ્રતિભાશાળી પુરુષો પાકત જ નહિ. એઓ પાકર્યા એ જ બતાવે છે કે, આપણા લોકોમા સાચી મૌલિક શક્તિનો અભાવ નથી, માત્ર એ આજે યાન્ત્રિક શિક્ષણ પદ્ધતિના જડ બોજા નીચે કચડાઈ જાય છે.

*

દરેક જીવંત વસ્તુ દીવાની જ્યોતની પેઠે, દેખાય છે તેના કરતા ઘણી વધારે વિસ્તરેલી હોય છે. આપણે

જ્યારે કોઈ પરદેશી યુનિવર્સિટી જોઈએ છીએ, ત્યારે આપણે તેનો દેહ જ જોઈએ છીએ—તેના મકાનો, તેનું ફર્નિચર, તેના ધારાધોરણ, તેનો અભ્યાસક્રમ, પણ તેનું વિચાર રૂપ આપણે જોઈ શકતા નથી પણ જોતા એ યુનિવર્સિટી આખા સમાજમાં વ્યાપ્ત હોય છે—તેમની પાર્લામેન્ટમાં, તેમના સાહિત્યમાં, તેમના સમગ્ર સામાજિક જીવનની નાનાવિધ પ્રવૃત્તિઓમાં. તેમના વિચારો પુસ્તકોમાં પ્રગટ થતા હોય છે, તેમ જ એ વિચાર સેવનાર, તેનું વિવેચન કરનાર અને તેને અપનાવનાર વ્યક્તિઓ પણ સમાજમાં વસતી હોય છે. ચિત્તના એક સર્વ સાધારણ માધ્યમ દ્વારા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો શિક્ષણના જીવંત અને જ્વલંત સંબંધે જોડાયેલા હોય છે જ્યારે આપણે ત્યાં વિદ્યાર્થીએ કેવળ પુસ્તકો ઉપર જ આધાર રાખવાનો હોય છે આથી તેમનામાં બૌદ્ધિક સાહસ આવતું જ નથી. તેઓ કેવળ વિદેશી સંસ્કાર સ્વીકારે છે, એટલું જ નહિ, સારાસાર નિર્ણય માટેનો એનો માનદંડ પણ વિદેશી હોય છે એટલે કે પૈસા તો તેમના પોતાના નથી જ, પણ ખીસું પણ પારકું છે! આપણે આપણા અભ્યાસક્રમની અદ્યતનતા 'અપ-ટુ-ડેટનેસ' ની બડાશો મારીએ છીએ, પણ ભૂલી જઈએ છીએ કે, શિક્ષણનું કામ જ આપણને આજની—વર્તમાનની પાર લઈ જવાનું છે.

*

સંસ્કારિતા એ તો ચિત્તનું ઝંઝન છે. એ તો એક માણસ પાસેથી જ બીજા માણસને મળે—દીવામાંથી દીવો પ્રગટે એમ. એ માનવ સંબંધ યુરોપની યુનિવર્સિટીઓમાં પૂરતો મળે છે આપણે ત્યાં યુરોપની યુનિવર્સિટીનું બધું ફર્નિચર છે, માત્ર આ ગુરુશિષ્ય વચ્ચેનો માનવ સંબંધ નથી! આપણે ત્યાં અધ્યાપકો વિદ્યાર્થીઓને 'અસ્પૃશ્ય' ગણી ભિખારીને ટુકડો નાખે, તેમ દૂરથી ટુકડો નાખે છે. પણ બહારનું એ દાન ઝાળવવા માટે પણ પાત્રતા જોઈએ છે. વરસાદનું દાન સરોવર સંઘરી શકે, રણ નહિ. એટલે જ રણને કોઈ આપતું નથી. આ આપણને સમજાતું નથી. આપણને એવી બીક લાગે છે કે, રખેને સાચું જ્ઞાન મેળવવા જતાં કારકૂન થવાની તૈયારીમાં કંઈક ઊણપ આવશે, આપણી અરજીના અંગ્રેજીમાં વ્યાકરણની ભૂલ રહી જશે!

★

દેશની ભૂમિમાં જન્મેલી અને મોટી થયેલી યુનિવર્સિટી કેવી રીતે કામ કરે અને પરિસ્થિતિ બદલાતાં કેવી રીતે વ્યર્થ જાય છે, એનું ઉદાહરણ આયર્લેંડના ઇતિહાસમાં જોવા મળે છે

યુરોપના અંધકારયુગમાં જ્યારે રોમનો દીવો બુઝાઈ ગયો હતો, ત્યારે આયર્લેન્ડમાં સંસ્કારે માથું ઊંચું કર્યું. આખા યુરોપમાંથી વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ માટે ત્યાં આવતા. તેમને રહેવા જમવાનું

રીતે? જો કોઈ ટંકશાળના સિક્કા ચાલતા ન હોય તો તે ચાલુ રહે ખરી?

★

બીજો મુદ્દો એ છે કે, પહેલાં પાણી અને પછી માછલી! પહેલાં વિદ્યાભ્યાસંગીઓનું મંડળ અને પછી વિદ્યાર્થીઓ. દેશના વિદ્વાનોને ભેગા કરવા એ જ કામ મહત્ત્વનું છે. કારણ એ જીવંત કેન્દ્ર હશે, તો જ એમાંથી યુનિવર્સિટી વિકાસ પામશે.

★

હિંદમાં અનેક ભાષાઓ હોવાને કારણે બૌદ્ધિક એકતા સાધવી, એ લગભગ અશક્ય છે, એમ કહેવાય છે. પણ મુશ્કેલીનો સામનો કર્યા વગર કોઈ પ્રજા મહાન બનતી નથી. વિદેશી ભાષા, વિદેશી માટીની પેઠે કૂંડા માટે સારી હશે, પણ જીવન ટકાવવા માટે જે વિશાળ અને કાયમી ખેતી કરવાની છે, તેમાં એ ન ચાલે.

હિંદ એ આખા યુરોપ જેવો છે. ત્યાં જુદા જુદા દેશની ભાષા જુદી હોવા છતાં, એક યુરોપીય સંસ્કૃતિ ઊભી થઈ છે અને તેમાં બૌદ્ધિક એકતા પણ છે. છતાં ત્યાં બધા દેશોમાં ભાષા એક નથી. યુરોપના દેશોની સ્થાનિક ભાષાના વિકાસ પછી જ યુરોપમાં સંસ્કૃતિનો વૈભવ જોવા મળ્યો.

હિંદમાં પણ એક વખતે સંસ્કૃત સંસ્કારની ભાષા હતી, પણ વિચારવ્યવહારની પરિપૂર્ણતા માટે તો તેની

બધી પ્રાંતભાષાઓનો પૂર્ણ વિકાસ થવો જ જોઈએ, જેથી તે તે પ્રાંતના લોકો પોતાની પ્રતિભાની વિશેષતા પૂર્ણપણે વ્યક્ત કરી શકે.

(રાજ્ય લોકભાષામા વહેવાર ન કરતું હોય, એવો આપણો જ દેશ છે. સ્વરાજ્ય આવ્યા પછી પણ એમાં ઝાઝો ફેર પડ્યો નથી.)

★

આપણે જો કંઈ ફળ મેળવવા હોય તો ઈંટ ચૂનાની ઇમારતોને છોડીને ભૂમિમાતાને ખોળે બેસવું પડશે. વેદના જમાનામા અથવા નાલંદા અને તક્ષશિલામાં જે વિદ્યાર્થીઓ ભેગા થતા હતા, એમની જેમ આપણે પણ આપણી જીવન-શક્તિને કસીને પોષવી પડશે.

આપણે આપણા વિદ્યાકેન્દ્રને 'યુનિવર્સિટી' નામ પણ ન આપવું. કારણ એ નામને લીધે પણ આપણામાં સરખામણી કરવાની અને પાગળી નકલની વૃત્તિ જાગે છે. આપણે એવી એક શક્તિ જાગ્રત કરવાની છે, જે દેશના જુદાજુદા ભાગોમા રહેલી, ભિન્નભિન્ન યુગની વિદ્યાસામગ્રીને એકઠી કરે અને એ રીતે હિંદી સંસ્કૃતિનું સંપૂર્ણ અને ગતિશીલ કેન્દ્ર નિર્માણ કરે.

★

અંગ્રેજી કેળવણીએ આપણા મનમા એવો દીનભાવ

તથા પુસ્તકો મફત મળતા આમ આયર્લૅંડના સાધુઓએ ખ્રિસ્તી ધર્મની જીવતી જ્યોત ચાલુ રાખી જ્યારે પારીસ યુનિવર્સિટી સ્થાપવાનો સમય આવ્યો, ત્યારે આયર્લૅંડથી ક્લેમેન્ટની મદદ શાર્લમેને લીધી અને એ આખી સંસ્કાર પ્રવૃત્તિનું વાહન આઈરીશ ભાષા હતુ

પાછળથી ડેન અને અંગ્રેજ લોકો ચડી આવ્યા તેમણે આયર્લૅંડની પાઠશાળાઓ બાળી મૂકી, પુસ્તકાલયોનો નાશ કર્યો અને સાધુઓ અને વિદ્યાર્થીઓને વિખેરી નાખ્યા અથવા મારી નાખ્યા એમ છતા, દેશના સ્વતંત્ર રહેલા ભાગોમા એ સંસ્કાર પ્રવૃત્તિ અખંડપણે ચાલુ હતી પણ છેવટે એલિઝાબેથના સમયમા આયર્લૅંડ પૂરેપૂરુ જીતાયુ, અને તેની દેશી વિદ્યાપીઠોનો અંત આવ્યો આયરીશ ભાષા છોડી દેવાની તેને ફરજ પાડવામા આવી અને પરિણામે આખા દેશના ચિત્ત ઉપર જડતા છવાઈ ગઈ

હિંદુસ્તાનમાં પણ એ જ પરિણામ આવ્યુ આપણે આપણુ સ્વતંત્ર ચિત્ત ગુમાવીએ છીએ, એ વાત આપણે પણ ભૂલી ગયા! નાનના વડેનની આપણી જે દેશી નટેરો હતી, ત નકામી બનાવી દેવામા આવી અને નવી ખર્ચાળ નટેરોમા વટેવા દેશના ચિત્ત ના પાડી

★

વિદેશી ભાષા વિદ્યાનુ વાહન બની જ ન શકે. રણમા જો ઝાડ ઉગાડવુ હોય તો બીજ બહારથી લાવવા પડે, અને તેમ છતા જે ઝાડ થાય તે ઠીંગરાયેલુ જ રહે, અને તેના બી પ્રૌઢ થાય જ નહિ.

આપણા વિશ્વવિદ્યાલયોએ એમ જ માની લીધુ કે, આપણે રણમા ખેતી કરવાની છે, એટલે કેવળ દૃષ્ટિ અને જ્ઞાન જ નહિ, પણ આખી ને આખી ભાષા સુધ્ધા દરિયાપારથી લાવવી પડશે. આને પરિણામે આપણુ શિક્ષણ ઠુઠવુ અને સમાજ જીવનથી વિખૂટુ રહ્યુ, અવાસ્તવિક બની ગયુ. અને સમય, આરોગ્ય અને ધનનો લખલૂટ ભોગ લીધા છતા, પરિણામ દરિદ્ર જ રહ્યુ.

કોઈ વિદ્યાર્થીને એક પરદેશી ભાષા નથી આવડતી, એ જ વાકે તેને ઉચ્ચ શિક્ષણ લેતો રોકવો, એના જેવી અક્કલ વગરની વાત બીજી કઈ હોય! આમા રાષ્ટ્રને કેવુ ભયંકર નુકશાન થાય છે, એ કેમ આપણને સમજાતું નથી?

હુ જાણું છુ કે સામેથી તરત પ્રશ્ન આવશે કે, તમે દેશી ભાષાઓમા ઉચ્ચ શિક્ષણ આપવા માગો છો. પણ પાઠ્યપુસ્તકોનુ શુ? પાઠ્યપુસ્તકો નથી, એ હું જાણું છું. પણ ઉચ્ચ શિક્ષણ દેશીભાષાઓમા અપાય નહિ, ત્યા સુધી પાઠ્યપુસ્તકો લખાય નહી

પેદા કર્યો છે કે, આપણે ત્યાં સંસ્કૃતિ જેવું કંઈ છે કે કેમ, એ વિશે જ આપણા મનમાં શંકા જાગે!

પણ આપણે જો હિંદી સંસ્કૃતિનું કેન્દ્ર શોધું કરવું હોય, તો એમ માનીને જ ચાલવું જોઈએ કે, હિંદને પોતાની આગવી સંસ્કૃતિ છે, અને તે એવી છે કે, આખી દુનિયાને આપી શકાય.

કોઈ કદાચ કહેશે કે, આપણી સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ અથવા તો ઓછામાં ઓછી એટલી સારી છે ખરી કે, તેને આપણા શિક્ષણમાં સ્થાન આપી શકાય?

દુનિયામાં સર્વશ્રેષ્ઠ તો કંઈ છે જ નહિ. અનેક જાતની શ્રેષ્ઠ વસ્તુઓ હોય છે: એટલે એ ઝઘડામાં પડવાનો કંઈ અર્થ નથી.

આપણી સંસ્કૃતિમાં ઘણા વહેમો છે, તો યુરોપની સંસ્કૃતિમાં પણ છે, પણ ત્યાં બધું ગતિશીલ હોવાથી એ વસ્તુ વિઘાતક નથી બનતી. પહેલાં જીવનવિગ્રહ હતો, પછી સહકાર આવ્યો. પહેલાં અર્થકારણમાં મુક્ત હરીફાઈ હતી, પછી સહકાર આવ્યો.

આપણે પણ જીવનના કોયડાનો વિચાર કર્યો છે, ઉકેલો શોધ્યા છે, પ્રયોગો કર્યા છે. આપણે જે સિદ્ધાંતો પ્રદોંગ્યા હતા, તે યુરોપના સિદ્ધાંતથી નોખા છે, માટે જ તેની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. પરંતુ એ સિદ્ધાંતોએ પણ ચાલતાં રહેવું જોઈએ. નવી નવી શોધોની સાથે તેમણે કદમ મિલાવતા રહેવું જોઈએ.

આજે આપણે આપણી સંસ્કૃતિના અભિમાનમાં આખા વિશ્વથી અલગ રહી શકીએ એમ નથી. પશ્ચિમને કેવળ ગાળ દીધે ચાલશે નહિ. આપણે ગૌરવ એકનું કરીએ છીએ, કારભાર બીજા વડે ચલાવીએ છીએ.

આજે તો વિશ્વસંસ્કારનો સમન્વય કરવાનો જમાનો આવ્યો છે. અને એમા આપણે ઘટતો ફાળો આપી શકીએ, માટે પહેલા આપણે આપણા દેશની જુદી જુદી સંસ્કૃતિઓનો સમન્વય સાધવાની જરૂર છે. એમ કર્યા પછી જ આપણે માનભેર ઉન્નત મસ્તકે વિશ્વસંસ્કૃતિમાં ફાળો આપવાને સમર્થ થઈશુ.

*

દરેક મોટા દેશમા બૌદ્ધિક જીવન માટે એવા જીવન્ત કેન્દ્રો હોય છે, જ્યા વિદ્યાના ઊંચા દીવા જાળવી રાખવામા આવે છે. જ્યા લોકો ત્યાના અનુકૂળ વાતાવરણ માટે, પોતાનુ મૂલ્ય સાબીત કરવા માટે અને દેશની સસ્કૃતિમા ઉમેરો કરવા જવા માટે આકર્ષાય છે. અને એમ એ સસ્કૃતિજ પ્રકાશ ફેલાવતો ચાલુ રહે છે. ગ્રીસમા એથેન્સ, ઇટલીમા રોમ, ફ્રાસમા પારીસ—એના ઉદાહરણો છે. આપણા દેશમા બનારસ એવુ કેન્દ્ર હતુ.

કેટલાક લોકો કહે છે કે, પશ્ચિમની સસ્કૃતિ એ જ આજના જગતમા સસ્કૃતિ નામને લાયક છે એ જો

આપણે માની લઈએ, તો પ્રશ્ન એ થાય છે કે, એ સંસ્કૃતિનું હિંદમાં કોઈ સ્વાભાવિક કેન્દ્ર છે ખરું? એને અહીંના જીવન સાથે કોઈ નિત્યનો સંબંધ છે ખરો? નથી, ને ન જ હોઈ શકે. એવું કેન્દ્ર યુરોપમાં જ મળશે, અને જો આપણે એ સંસ્કૃતિને જ જ્ઞાનનું એકમાત્ર મૂળ માનીએ, તો આપણે કોઈ દૂરની પૃથ્વીને સૂર્ય તરીકે કામ આપતા તારા ઉપર મીટ માંડીને ચાલવાનું રહ્યું. એ આપણને થોડો પ્રકાશ આપશે, પણ પ્રાણદાયી હૂંફ નહિ આપી શકે. આથી જ અંગ્રેજી શિક્ષણ આપણે માટે નિશાળના પાઠરૂપ જ રહ્યું, સંસ્કારરૂપ ન પામ્યું. એ દિવાસળીની પેટી જેવું છે. નાના નાના કામમાં એ આવે છે, પણ પ્રભાતસૂર્યનું સ્થાન એ ન લઈ શકે.

એટલે આપણે આપણું એવું આગવું સંસ્કારકેન્દ્ર સ્થાપ્યા વગર છૂટકો નથી, જ્યાં પૂર્વ અને પશ્ચિમના જ્ઞાન અને વિચારના પ્રવાહો મેળપૂર્વક ભેગા થાય.

*

મને વિદેશી સંસ્કૃતિનો ડર નથી; હું તો એને ઉપકારક માનું છું. એ આપણી જડતા ઉડાડે છે. મારો વાંધો તો વિદેશી સંસ્કૃતિ જ આપણા આખા ચિત્તનો કબજો લઈ લે, એ સામે છે. એમ થવાથી નવા સત્યોના સમાગમમાંથી, નવું વિચારબળ ઉત્પન્ન

કરવામાં આપણી શક્તિ મરી જાય છે, અથવા કુંઠિત થઈ જાય છે. આથી હું એવો આગ્રહ રાખું છું કે આપણી સંસ્કૃતિના બધા તત્ત્વો આપણે દઢ કરવાં જોઈએ—પશ્ચિમનો સામનો કરવા નહિ, પણ એને બરાબર પચાવવા.

★

હિંદની સંસ્કૃતિમાં ચાર પ્રવાહો છેઃ વૈદિક, પૌરાણિક, બૌદ્ધ અને જૈન. એ પછી મુસલમાનો આવ્યા અને પછી આવ્યો પશ્ચિમનો ધસમસતો પ્રવાહ. એટલે આપણા વિદ્યાકેન્દ્રમાં એ બધાના સમન્વિત અભ્યાસની જોગવાઈ હોવી જોઈએ.

બધી પ્રાદેશિક ભાષાઓમાં આજના ભારતના ચિત્તના જીવંત પ્રવાહો રહેલા છે, માટે એના અભ્યાસ માટે સ્થાન કરવું જોઈએ. લોકસાહિત્યનો અભ્યાસ પણ થવો જોઈએ, એમાંથી આપણને લોક માનસનો પરિચય મળે છે.

ઘણા ભૂતકાળના અભ્યાસને નકામો માને છે, પણ આગળ વધતું લશ્કર પાછળથી જ રસદ મેળવે છે.

★

અત્યારસુધી આપણે માત્ર બૌદ્ધિક બાજુનો જ વિચાર કર્યો, પણ રસની બાજુની ઉપેક્ષા થઈ શકે એમ નથી. આપણા ચિત્તનું જે ઉપનું જ્ઞાનપડ

છે, તેનું ક્ષેત્ર તો અજ્ઞાતની તુલનામાં બહુ નાનું છે. એ પંડ ભૌતિક પ્રવૃત્તિઓમાં પ્રગટ થાય છે. પણ અવચેતનનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. ત્યાં જ આપણો આત્મા પણ વસે છે. અને તેને વ્યક્ત થવાનું સાધન તે કલા છે: કવિતા, સંગીત અને બીજી લલિત કલાઓ. એમાં જ માણસનું આખું વ્યક્તિત્વ પ્રગટ થાય છે. આપણે સમજવું જોઈએ કે, જીવનનો આનંદ એ જીવનના બળની જ બીજી બાજુ છે. એટલે આપણા શિક્ષણકેન્દ્રમાં ભિન્નભિન્ન કલાઓના અભ્યાસની પણ જોગવાઈ હોવી જોઈએ. એ રીતે આપણે રસાભિરુચિનું સાચું ધોરણ ઊભું કરી શકીશું, અને તે વડે વિદેશી કલાઓની પણ સત્યંગત સ્વસ્થતાથી વિચાર કરી શકીશું, અને તેમાંના વિચારો અને સ્વરૂપોની પણ—ચોરીના આક્ષેપની બીક વગર—કદર કરી શકીશું.

*

કોઈ વહેવારકુશળ માણસ પૂછશે, "તમે જે કહ્યું તે બધું સાચું હશે, કદાચ સુંદર પણ હશે, પણ શક્ય છે ખરું?"

હું પોતે વહેવારકુશળ નથી, એટલે મારો જવાબ આટલો જ છે કે, જે સત્ય છે તે વાસ્તવિક છે, અને વાસ્તવિકનો સત્ય સાથેનો સંબંધ ચિત્ર અને ચિત્રપટના સંબંધ જેવો છે. મારો આદર્શ જો સાચો હોય, તો એ વાસ્તવિકરૂપ પામવો જ જોઈએ.

એક વહેવારુ પ્રશ્ન એ છે કે, આવા કેન્દ્રની આર્થિક વ્યવસ્થા આપણે કેવી રીતે ગોઠવવી, જેથી એ સ્વાભાવિક રીતે પોતાનો નિભાવ કરી શકે, અને જતે દિવસે પૈસાદારોના આશ્રયથી જ નહિ, પણ પોતાના જમા થયેલા 'કાયમી ફંડ'ના જડ બોજાથી પણ મુક્ત રહી શકે. જે ધન કે માન આપણને કાયમનાં મળી જાય છે, જે આપણે કમાવા કે પેદા કરવા જવું પડતું નથી, જે કદી હરાઈ જવાનું નથી,—પછી આપણે એને માટે લાયક હોઈએ યા ન હોઈએ તોય—એવું ધન અને માન ધીમે ધીમે આપણને પાંગળા બનાવે છે, પ્રમાદી અને એકલગંધા કરી મૂકે છે, અને અંતે આત્મા પણ બંધિયાર બની જાય છે. એટલે આપણે કોઈ એવી યોજના વિચારવી જોઈએ, જેમાં આવી રાષ્ટ્રીય સંસ્થાઓએ પોતાની જરૂરિયાતો મેળવવા માટે સદા પ્રયત્નશીલ રહેવું પડે, અને એ રીતે ભાવિ પેઢીના જીવન સાથે સતત, સાચા સંપર્કમાં રહેવાની તેમને ફરજ પડે. ભૂતકાળની કમાણી ઉપર નભતા વંદાની માફક તેઓ ન જીવે.

એટલે આપણી આગળ બે મોટા પ્રશ્નો આવે છે: પહેલો આપણા બૌદ્ધિક જીવનના દારિદ્ર્યનો અને બીજો આપણા ભૌતિક જીવનના દારિદ્ર્યનો. પહેલાની ચર્ચા કંઈક વિગતે ઉપર કરી છે. હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, આપણી બધી બૌદ્ધિક સાધનસામગ્રીને

એકત્રિત અને સગઠિત કરવાની જરૂર છે એ જ રીતે આપણું આર્થિક દારિદ્ર દૂર કરવા માટે પણ, આપણી ભૌતિક સાધનસામગ્રી એકત્રિત અને સગઠિત કરી, સહકાર દ્વારા કામ લેવાની જરૂર છે અને એ આર્થિક સંગઠનના પાયા ઉપર જ આપણા સસ્કારકેન્દ્રો રચાવા જોઈએ

એ કેન્દ્રો કેવળ શિક્ષણ આપે એ બસ નથી, એણે જીવવુ જોઈશે એ માત્ર વિચાર કરે એ બસ નથી, ઉત્પન્ન પણ કરવુ જોઈશે આપણા તપોવન એ આપણી સ્વાભાવિક વિદ્યાપીઠો હતી એ કઈ જીવનથી અલગ નહોતી ત્યા ગુરુઓ અને શિષ્યો ભર્યું ભાદર્યું જીવન જીવતા હતા ઢોર ચારવા જતા હતા અને એ આખા જીવનમાથી જ શિષ્યોને આધ્યાત્મિક કેળવણી મળી રહેતી હતી આપણું સસ્કારકેન્દ્ર કેવળ હિંદના બૌદ્ધિક જીવનનુ કેન્દ્ર ન બનતા એના આર્થિક જીવનનુ પણ કેન્દ્ર હોવુ જોઈએ એણે ખેતી કરવી જોઈએ, ગોપાલન કરવુ જોઈએ અને એમાથી શિષ્યોને અને સસ્થાને ખોરાક મળી રહેવો જોઈએ એણે પોતાની બધી જરૂરિયાતની વસ્તુઓ પેદા કરી લેવી જોઈશે એમા વિજ્ઞાનની મદદ લેવી અને ઉત્તમમા ઉત્તમ સામગ્રી વાપરી, ઉત્તમમા ઉત્તમ પદ્ધતિએ કામ કરવુ જોઈશે એના અસ્તિત્વનો આધાર જ સહકારને ધોરણે ચાલતી, એની ઔદ્યોગિક પ્રવૃત્તિઓની સફળતા

ઉપર હોવો જોઈશે. એ પ્રવૃત્તિ શિક્ષકો અને શિષ્યોને પ્રયોજનના જીવન્ત અને ક્રિયાશીલ સૂત્રથી સાંકળશે

વળી એવી સંસ્થાએ પોતાની આસપાસના બધા ગામો સાથે સંપર્ક સાધી, પોતાની સઘળી આર્થિક પ્રવૃત્તિઓમાં તેમનો જીવંત સહકાર મેળવવો જોઈએ, અને એ ગામોના ઘરોની સગવડ, સ્વચ્છતા, તેમના નૈતિક અને બૌદ્ધિક જીવનની ઉન્નતિ—એ બધું એ સંસ્થાની સામાજિક પ્રવૃત્તિનું અંગ બની જવું જોઈએ

*

છેલ્લે ધાર્મિક શિક્ષણનો નાજુક પ્રશ્ન સામાન્ય રીતે આપણે આ પ્રશ્નને ટાળતા આવ્યા છીએ રાષ્ટ્રીય એટલે હિંદુ, એમ આપણે માની લઈએ છીએ બૃહત્તર ભારતની કલ્પના હજી આપણે સજીવપણે કરી શકતા નથી, એટલે કટકાણુકના પાડીને ચલાવીએ છીએ અસ્તુ

પણ જગતમાં ભિન્નભિન્ન ધર્મો છે, એ વાતનો સ્વીકાર કર્યા વગર ચાલે એમ નથી અને એ ધર્મો રહેવાના જ. એ સંપ્રદાયો ઐતિહાસિક કારણે જન્મ્યા હોય છે, અને માણસો તે દ્વારા શાંતિ પામતા રહેવાના. વળી કેટલાક સંકુચિત મનના માણસો પોતાના સંપ્રદાયનો જ આગ્રહ રાખવાના, તેમની વચ્ચે ઝઘડા પણ થવાના. તેમ છતાં ભારતમાં શું એવી ધાર્મિક ઉદારતા

નથી, કે જેમાં બધા ધર્મો બેગા થઈ શકે! હું માનું છું કે, ભૂતકાળમાં આપણા પૂર્વજોએ એવી શુભ્ર ચાદર બિછાવી હતી, જેમાં આખા વિશ્વને સ્નેહ અને ભ્રાતૃભાવ-પૂર્વક આમંત્ર્યું હતું. જેને નામે એ આમંત્રણ પાઠવ્યું હતું, તે શાંતમ્, શિવમ્, અદ્વૈતમ્‌ને નામે ભારતે ઉચ્ચાર્યું હતું:

आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति ।



# હું કવિ છું



Rabindranath Tagore

પોતાનો સાચો પરિચય પામવો એ સહજ નથી. જીવનની અનેકવિધ અભિન્નતામાં અનુસ્યૂત થઈને રહેલું જે મૂલ ઐક્યસૂત્ર, તે સહેલાઈથી હાથમાં આવતું નથી. વિધાતાએ જો મારું આયુષ્ય દીર્ઘ ન કર્યું હોત, અને સિત્તેરમા વર્ષને પહોંચવાનો સુયોગ ન દીધો હોત તો મારા સમ્બન્ધે સ્પષ્ટ ખ્યાલ પામવાનું પણ ન બની શક્યું હોત. અનેક રીતે મેં મને જોયો છે. અનેક કાર્યે પ્રવર્તિત થયો છું. તેથી વારે વારે મારે વિશેનું મારું જ્ઞાન વિક્ષિપ્ત બની ગયું છે. જીવનના એ દીર્ઘ ચક્રપથની પ્રદક્ષિણા કરતાં કરતાં, આજે વિદાયની વેળાએ, એ ચક્રને જ્યારે

સમગ્ર રીતે જોઇ શકું છું, ત્યારે એક વાત મને સમજાય છે કે, મારા પરિચયમાં 'હું કવિ છું,' એ સિવાય બીજુ કશું કહેવાનું નથી

મારું ચિત્ત અનેક કર્મનિમિત્તે ઘણાને ગોચર થયું છે પણ એમાં મારો સમગ્ર પરિચય નથી હું તત્ત્વજ્ઞાની, શાસ્ત્રજ્ઞાની, ગુરુ કે નેતા નથી—એક દિવસ મે કહ્યું હતું, "ચાહું ન થાવા આ નવ યુગનો ચાલક" એ મે માન્યું જ કર્યું હતું જેઓ શુભ્ર નિરંજનના દૂત છે, તેઓ પૃથ્વીનું પાપક્ષાલન કરે, મનુષ્યને નિર્મલ નિરામય કલ્યાણને પ્રવર્તિત કરે એઓ મારે મન પૂજ્ય છે એમના આસનની પાસે મારું આસન માડ્યું નથી

પણ એ જ શુભ્ર જ્યોતિ જ્યારે પોતાનામાં અંતર્નિહિત અનેક વર્ણને પ્રકાશકિરણે વિચ્છુરિત કરે ત્યારે એ વિશ્વને રંગીન કરી મૂકે છે હું તો છું એ બહુવર્ણ જ્યોતિનો દૂત! અમે તો નાચીએ અને નચાવીએ, હસીએ અને હસાવીએ, ગીત ગાઈએ અને છબી આંકીએ જે आविः વિશ્વાવિષ્કારના અહૈતુક આનન્દે અધીર છે, તેના અમે દૂત છીએ × એની અનેકવિધ લીલાને અંતરે ગ્રહણ કરીને, બહાર લીલાયિત કરવી એ જ અમારું કામ માનવને ગમ્ય સ્થાને પહોંચાડવાનો દાવો અમે કરતા નથી પથિકોની યાત્રાના

× आविरावीर्म एधि

સહચારી બનવું એ જ અમારુ કામ. માર્ગની બન્ને બાજુએ જે છાયા, હરિયાળીનુ જે ઐશ્વર્ય, જે ફૂલ-પાદડા, પંખીના ગીત—એ રમના ભોગ્યમા અભાવ પૂર્ણ કરવા અમે અહીં આ આવીએ છીએ ! જે આવિ. અનેક થઇને, દિશાએ દિશાએ, સૂરે, ગાને, નૃત્યે, ચિત્રે, વર્ણે, રૂપે, સુખદુઃખ, આઘાતસઘાતે, શુભ અશુભના દ્વન્દ્વે ક્રીડા કરે છે, તેના અનેકવિધ રમને વહન કરવાનું કામ અમે ઊપાડી લીધુ છે. તેની રંગશાળામા અનેકવિધ રૂપકો સજાવીને ભજવવાનો ભાર અમારે માથે છે.

બસ, આ જ અમારો પરિચય ! લોકોએ અમને બીજા વિશેષણોથી નવાજ્યા છે. કોઈ તત્ત્વજ્ઞાની કહે છે, તો કોઈ વળી અમને પંતુજીના પદે બેસાડી દે છે. પણ હુ તો બાલ્યકાળથી જ ક્રીડાને માટેના પક્ષપાતને કારણે સ્કૂલ-માસ્તરને ટાળતો આવ્યો છું. એટલે માસ્તરનું પદ મને ન શોભે. બાલ્યકાળે અનેક સૂરના છિદ્રવાળી બંસી હાથમા લઈને રસ્તે ઘૂમવા નીકળી પડતો. ત્યારે પ્રભાત સમયની અસ્પષ્ટતામા કશાકની સ્પષ્ટ થઇ ઊઠવાની કલ્પના હુ અનુભવતો.

આજે એ વાત યાદ આવે છે અન્ધકારની સાથેની પ્રકાશની એ પ્રથમ શુભદૃષ્ટિ—પ્રભાતની વાણીસૌતસ્વિનીના પૂરે, તે દિવસે પહેલી વાર મારા મનની પાળ ભાગી નાખી, ચિત્ત સરોવરને હિલ્લોલિત કરી મૂક્યુ ! ઠીક રીતે સમજતો હોઉં કે ના સમજતો હોઉં, સ્પષ્ટ રીતે કહી

## ભુવનેશ્વર

ઓરિસ્સાનું ભુવનેશ્વરનું મંદિર પહેલીવાર જોયું ત્યારે જાણે કોઈ નવું પુસ્તક વાંચતો હોઉં એવું લાગ્યું એ પથ્થરોની અંદર કંઈક ધબકી રહેલી છે, એ મને માગી પેઠે સમજાઈ ગયું એ કથા અનેક શતાબ્દિઓથી સ્તંભિત થઈ ગયેલી હોવાને કારણે મૂક બની ગયેલી હોવાને ના હો તો જાણે હૃદયને સવિશેષ સ્પર્શી ગઈ

ઋક્‌રચયિતા ઋષિ છન્દમાં મન્ત્રરચના કરી ગયા છે આ મંદિર પણ જાણે પથ્થરમાં રચેલો મન્ત્ર બની હૃદયની વાત દૃષ્ટિગોચર થઈને આકાશને વ્યાપી રહીને જાણે ઊભી છે!

મનુષ્યના હૃદયે અહીં શી વાત ગૂંથી દીધી છે? ભક્તિના શા રહસ્યને પ્રકટ કર્યું છે? મનુષ્ય અનન્ત કાળથી પોતાના અન્તઃકરણમાં એવી તે કઈ વાણી ભર્યો હશે કે, જેને પ્રકટ કરવાના મહા પ્રયત્નમાં જાણે આ પર્વતની તળેટીમાંના વિસ્તીર્ણ પ્રદેશને માગી લીધો છે?

આવાં શતાધિક દેવાલયો—જેમાંના ઘણાખરામાં આજે સન્ધ્યાનો દીપ પ્રકટાતો નથી,

શંખ-ઘણ્ટ નીરવ થઈ ગયા છે, જેના કોતરેલા પથ્થર ખણ્ડિત થઈને ધૂળમા અટવાઈ રહ્યા છે—એમાના કોઈમા પણ એક વ્યક્તિવિશેષની કલ્પનાને આકાર આપવાનો પ્રયત્ન થયો નથી. એ બધા તે વેળાના અજ્ઞાત યુગની ભાષાના ભારે લદાઈને ઊભા છે.

આ દેવાલયશ્રેણીએ એની નિગૂઢનિહિત નિસ્તબ્ધ ચિત્તશક્તિથી દર્શકના અન્તઃકરણને સહસા જે ભાવાન્દોલને ઉદ્બોધિત કરી મૂક્યુ, તેની આકસ્મિકતા ને સમગ્રતાને વ્યક્ત કરવી કઠિન છે; એનુ વિશ્લેષણ કરીને, ખણ્ડ પાડીને કહેવાનો પ્રયત્ન કરવો પડશે.

મનુષ્યની ભાષા અહીં પથ્થરની આગળ હાર સ્વીકારી લે છે; પથ્થરને એક પછી એક વાક્યો જોડવા પડતા નથી, એ સ્પષ્ટ કશુ કહે નહીં, પણ જે કાઈ કહે, તે બધુ એક સાથે કહી દે, પલક માત્રમા જ એ સમસ્ત મન પર અધિકાર પ્રાપ્ત કરી લે; આથી જ મન શુ સમજ્યુ, એણે શુ સાભળ્યુ, એ શુ પામ્યુ, તે પોતે ભાવરૂપે સમજતુ હોવા છતા ભાષા દ્વારા સમજાવવાનો અવસર પામી શકતુ નથી; આખરે સ્થિર થઇને ધીમેધીમે એને પોતાની ભાષામા સમજી લેવુ પડે છે.

મ દિરની દીવાલના સર્વાગે મે મૂર્તિઓ કોતરેલી જોઈ. ક્યાય સહેજ સરખી ખાલી જગા રહેવા નહોતી દીધી. જ્યા દૃષ્ટિ પડે ત્યા ને જ્યા ન પડે ત્યાય, સર્વત્ર શિલ્પીના નિરલસ પ્રયત્ને કારીગરી કરી હતી.

શકતો દોડી કે ના ફરી શકતો ઝાડું, પણ એ વાણીના
આઘાતે મારી વાણી જાગી ઊઠી. વિશ્વની અનેકવિધ
લીલાઓ અનેક રૂપે નિખિલનું ચિત્ત ચંચળ થઈ ઊઠે છે.

એજ તરંગે બાલ્યાવસ્થામાં મારું ચિત્ત ચંચળ
થઈ ગયેલું હતું. આજેય એ તરંગો શમ્યા નથી. સિત્તેર
વર્ષ પૂરાં થયાં. મને કોઈઓ આજેય મારા સ્વભાવની
આ ચંચળતાની ફરિયાદ કરે છે. મારામાં ગામ્ભીર્યની
ત્રુટિ છે. પણ વિશ્વકર્માના આદેશને કોણ ટાળે? એ
પોતે જ ચંચલ, વસંતના અશાંત સમીરણે અરણ્યે અરણ્યે
ચિરચંચલ. ગામ્ભીર્યના ખાડામાં દટાઈને હું મારા
દિવસો ખોઈ શક્યો નથી. આ સિત્તેર વર્ષ દરમિયાન
અનેક રીતે મેં મારી પરીક્ષા જોઈ છે. આજે હવે
મારા મનમાં લેશમાત્ર સંશય નથી. હું એ ચંચલનો
લીલાસહચર છું. મેં શું કર્યું, હું શું મૂકતો જઈશ,
એની મને ખબર નથી. અમરતાને માટે મારે કશું
બાંધી મૂકી જવું નથી એ પણ ક્રીડા કરે છે પણ
આસક્તિ રાખતા નથી. જે ક્રીડાઘર પોતે ઘડે છે, તેને
વળી જાતે જ ભાંગી નાખે છે કાલે સન્ધ્યાકાળે આ-
આમ્રકાનનમાં જે રંગોળી પૂરી હતી તેને એક
રાતના ઝંઝાવાતમાં એ ચંચલે ધોઈને ભૂંસી
નાખી, હવે એને નવેસરથી પૂરવી પડશે. એના ક્રીડા-
ઘરને માટે જો એકાદ રમકડું દઈ શકું, તો મહાકાળ
એનો સંગ્રહ કરી રાખશે, એવી આશા હું રાખતો
નથી ભાંગેલું રમકડું આવર્જનાના સ્તૂપમાં લુપ્ત થશે

જીવ્યો છું તે સમય દરમિયાન મૃત્તિકાના પાત્રમાં આનન્દરસ રેડી શક્યો હોઉં તો બસ. ત્યાર પછીને દિને એ રસ પણ સુકાઈ જશે, પાત્ર પણ ફૂટી જશે પણ તેથી કાંઈ બ્રહ્મોત્સવમાં કશી ઊણપ દેખાવાની નથી.

સિત્તેરમું વર્ષ પૂરું થવાને દિવસે આજે હું એ રસમયના શપથ લઈને બધાંને કહું છું, જે અમુકથી મોટો છું કે અમુકથી નાનો છું, એ વ્યર્થ વિચારથી જ ક્રીડાનો રસ નષ્ટ થાય છે. મોજણીદારનું ટોળું માપપટ્ટી લઈને કોલાહલ કરતું ઊભું છે. એમને હું ભૂલી જવા ઇચ્છું છું. આ જગતમાં ખ્યાતિનો પ્રસાદ ધૂળમાં રગદોળાઈ રહ્યો છે. એને માટે પડાપડી કરવાનું મને મન નથી. હું તો ઇચ્છું છું કે મજૂરીના હિસાબ અંગે ઊંચે સાદે રકઝક કરવાની બુદ્ધિ મને કદિ ન સૂઝો...... ...

જે લોકો શંખઘંટા વગાડીને મને ઉચ્ચાસને બેસાડવા ઇચ્છે છે, તેમને હું કહું છું કે, હું તો નીચલું સ્થાન લઈને જ જન્મ્યો છું. વૃદ્ધના કે પ્રમુખના સ્થાને બેસવાના કર્તવ્યમાંથી રમતના ઉન્તદે મને મુક્તિ આપી છે. આ ધૂળ, માટી, ઘાસ ને વનસ્પતિ ઔષધિ —એ બધાં વચ્ચે હું મારું હૃદય બિછાવી જાઉં છું. જેઓ માટીના ખોળાની પાસે છે, જેઓ માટીના હાથે ઉછર્યાં છે, જેઓએ માટીમાં જ ઘૂંટણીઆ કરી આખરે માટીમાં જ વિશ્રામ લીધો છે, તે સૌનો હું મિત્ર છું. હું કવિ છું.

☆

મૂર્તિઓ કઈ ખરેખર પૌરાણિક કહેવાય એવી નથી; દેવ અવતારની લીલા અથવા સ્વર્ગનાં જ દૃશ્યો જ દેવાલયની દીવાલ પર અંકાઈ છે, એવું તો ભાગ્યે જ હોય એમ નથી. મનુષ્યની નાની-મોટી આશા-નિરાશા દરરોજની ઘટના એના મનગમતા નાચ-ગાન, સુખ અને શાંતિ ઘર અને બહાર વૈવિધ્યપૂર્ણ આલેખ દ્વારા મંદિરને શોભાવ્યાં છે. આ મૂર્તિઓમાં બીજો કશો ઉદ્દેશ હું જોતો નથી, માત્ર આ સમાજને—જે જોગ ચાલી ગયો છે, તેમનો તેમ—આત્માનો યત્ન એમાં દેખાય છે. આથી ચિત્તને પૂરીની અંદર એવી અનેક વસ્તુઓ નજરે ચડે છે જેને દેવાલયમાં આંકવા જેવી ભાગ્યે જ કહી શકાય. એમાં પસંદગી જેવું કશું નથી—સુરૂપ અને કુરૂપ, ગોપનીય અને ઘોષણીય—બધું જ આમાં છે.

કોઈ ખ્રિસ્તી દેવળની અંદર જઈને જોતાં જો એની દીવાલ પર અંગ્રેજ સમાજના દરરોજના જીવનની છબી ચીતરેલી દેખાય—કોઈ ભોજન કરતું હોય, કોઈ ઘોડાગાડી હાંકતું હોય, કોઈ વ્હીસ્ટ રમતું હોય, કોઈ પિયાનો વગાડતું હોય, કોઈ સંગિનીને બાહુપાશમાં ઘેરી લઈને 'પોલ્કા' નૃત્ય કરતું દેખાતું હોય, તો હતબુદ્ધિ થઈને 'સ્વપ્ન તો નથી જોઈ રહ્યા ને?' એવો જ પ્રશ્ન આપણાથી પૂછી દેવાય. કારણ કે, એ દેવળ સંસારને બિલકુલ ભૂંસી નાખીને, પોતાની

સ્વર્ગીયતાને જ પ્રકટ કરવાનો પ્રયત્ન કરે છે. એમાંનો મનુષ્ય જાણે દુનિયાની બહાર નીકળી ગયો હોય એવો લાગે છે. બની શકે ત્યાં સુધી એ જાણે મર્ત્યસંસ્પર્શ-વિહીન દેવલોકના આદર્શરૂપ બનવાને જ મથી રહ્યો હોય, એવો લાગે છે.

આથી ભુવનેશ્વર મંદિરની ચિત્રાવલિ જોતાં પ્રથમ મનને વિસ્મયનો આઘાત લાગે છે. સાચી રીતે તો લાગવો ન જોઇએ, પણ શૈશવથી જ અંગ્રેજી શિક્ષણ પામીને આપણે સ્વર્ગ અને મૃત્યુલોકને મનમા ને મનમા જુદાં પાડી બેઠા છીએ! રખેને દેવના આદર્શને માનવભાવનો સહેજ સરખો સ્પર્શ થઈ જાય; રખેને દેવ-માનવો ને આપણી વચ્ચે જે પરમ પવિત્રતાનું–ને સુદૂરતાનું વ્યવધાન રહ્યું છે, તેને ક્ષુદ્ર માનવી સહેજ પણ ઉલ્લંઘી જાય, આ ભયે આપણે સદા સાવધ રહીએ છીએ.

અહીં તો માણસ દેવતાની બિલકુલ અડોઅડ આવીને બેસી ગયો છે, ને તે યે વળી ધૂળ ખંખેરી કરીને આવ્યો છે એવું ય નથી. ગતિશીલ, કર્મરત, ધૂળથી ખરડાયેલા સંસારની પ્રતિકૃતિ નિઃસંકોચે સમુચ્ચ થઈ ઊઠીને, દેવતાની પ્રતિમૂર્તિને આચ્છન્ન કરી દેતી અહીં ઊભી રહી ગઈ છે!

હું મંદિરની અંદર ગયો. ત્યા એકકેય ચિત્ર નથી,

પ્રકાશ નથી; અનન્તકૃતા નિભૃત અન્કુટતા વચ્ચે દેવમૂર્તિ નિસ્તબ્ધ બિરાજી રહી છે!

આનો એક ગૂઢકત અર્થ મનમા જાગી આવ્યા વિના રહેતો નથી. મનુષ્ય આ પ્રસ્તરની ભાષાવડે જે ઉચ્ચારવાને મથ્યો છે, તે સમયની વાણી મારા મનમા ધ્વનિત થઈ ઊઠી.

એ વાણી તે એ—દેવતા દૂર નથી, દેવાલયમાં નથી, એ આપણામા રહ્યા છે. એ જન્મમૃત્યુ, સુખદુઃખ, પાપપુણ્ય, મિલનવિચ્છેદની અંદર સ્તબ્ધ ભાવે બિરાજી રહ્યા છે. આ સંસાર જ એમનું ચિરન્તન મંદિર. આ સજીવ, સચેતન, વિપુલ દેવાલય અહરહ અનેકવિધ રૂપે રચાતું જ જાય છે. એ કોઈ કાળે નૂતન નથી, કોઈ કાળે પુરાતન નથી; એનું કશું સ્થિર નથી. સમસ્ત જ સદા પરિવર્તમાન છે; છતા એનું મહત્ ઐક્ય, એની સત્યતા, એની નિત્યતા નષ્ટ થતી નથી; કારણ કે, આ ચંચલ વૈચિત્ર્ય દ્વારા એક નિત્ય સત્ય સદા પ્રકટ થઈ રહ્યું છે.

ભારતવર્ષમા બુદ્ધદેવે માનવને મોટો બનાવ્યો. એમણે જાતિ માની નહી. યાગયજ્ઞના અવલમ્બનમાથી માનવને મુક્તિ આપી, દેવતાને મનુષ્યના લક્ષ્યથી અપસૃત કર્યો, એમણે મનુષ્યની આત્મશક્તિનો પ્રચાર કર્યો. દયા અને કલ્યાણ એમણે સ્વર્ગ પાસેથી પ્રાર્થ્યાં

નહીં', મનુષ્યના અન્તરમાથી જ એમણે એને પ્રકટ થવાને સાદ દીધો !

આવી રીતે શ્રદ્ધા દ્વારા, ભક્તિ દ્વારા મનુષ્યના અન્તરના જ્ઞાન, શક્તિ અને ઉદ્યમને એમણે મહીયાન કરી દીવા. મનુષ્ય દીન, દૈવાધીન, હીન પદાર્થ નથી, એ વાતની એમણે ઘોષણા કરી.

એવે વખતે હિન્દુના ચિત્તે જાગી ઊઠીને કહ્યુ: 'એ વાત તો તમારી સાચી કે મનુષ્ય દીન નથી, હીન નથી, કારણ કે મનુષ્યની જે શક્તિએ મનુષ્યના મુખમા ભાષા મૂકી, મનમા બુદ્ધિ મૂકી, બાહુમા નપુણ્ય મૂક્યુ, જે સમાજને ઘડી રહી છે, સસારને ચલાવી રહી છે, તે દૈવી શક્તિ જ છે '

બુદ્ધદેવે જે અભ્રભેદી મદિર રચ્યુ, તેમાથી જ હિન્દુઓ પોતાના દેવતાને પામ્યા ! બૌદ્ધ ધર્મ હિન્દુ ધર્મમા સમાઈ ગયો માનવમા દેવતાનુ પ્રાકટ્ય, સસારમા દેવતાની પ્રતિષ્ઠા, આપણા પળપળના સુખ દુઃખમા દેવતાનો સચાર; આ જ નવા હિન્દુ ધર્મની મર્મકથા બની રહી શાક્તની શક્તિ, વૈષ્ણવનો પ્રેમ ઘરઘરમા છવાઈ ઊઠ્યા મનુષ્યના ક્ષુદ્ર કામકાજમા શક્તિનો પ્રત્યક્ષ હાથ, મનુષ્યની સ્નેહ પ્રીતિના સબધોમા દિવ્ય પ્રેમની પ્રત્યક્ષ લીલા અત્યન્ત નિકટવર્તી બનીને દેખાવા લાગ્યા આ દેવતાના આવિર્ભાવથી નાનામોટા વચ્ચેનો ભેદ ભૂસાઈ જવાને મથવા લાગ્યો

સમાજમાં જેઓ ઘૃણિત હતા, તેઓ પણ પોતાને દૈવી શકિતના અધિકારી ગણીને ગૌરવ અનુભવવા લાગ્યા; પ્રાકૃત પુરાણોમાં આનો ઇતિહાસ સચવાઈ રહ્યો છે.

ઉપનિષદમાં એક મન્ત્ર છે—

वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकः ।

જેઓ એક છે તેઓ આકાશમાં વૃક્ષની જેમ સ્તબ્ધ થઈને રહ્યા છે. ભુવનેશ્વરનુ મંદિર એ જ મન્ત્રને જાણે એક વિશેષભાવે ઉચ્ચારી રહ્યું છે: જેઓ એક છે તેઓ આ માનવસંસારમાં સ્તબ્ધ થઈને રહ્યા છે; જન્મ-મૃત્યુની આવજાવનાં આવર્તો માત્ર આપણી આખ ઉપર થઈને પસાર થઈ જાય છે; સુખદુઃખ આવે છે ને જાય છે; પાપપુણ્ય પ્રકાશ અને છાયાથી સંસારની દીવાલને ખચિત કરી દે છે, સમસ્ત વિચિત્ર, સમસ્ત ચંચલના અન્તરમાં જ નિરલંકાર નિર્ભૃત રહ્યું છે, ત્યાં જે એક છે, તે જ એક બિરાજી રહ્યા છે. આ અસ્થિર સમુદય જે સ્થિર છે, તેનું જ શાન્તિનિકેતન છે, આ પરિવર્તન-પરમ્પરા જે નિત્ય છે, તેનો જ ચિરં આવિષ્કાર છે. દેવ-માનવ, સ્વર્ગ-મર્ત્ય બન્ધન અને મુક્તિનું આ અનન્ત સામંજસ્ય જ પ્રસ્તરની ભાષામાં ધ્વનિત થઈ ઉઠ્યું છે. ઉપનિષદે આ જ પ્રકારની વાત ઉપમા દ્વારા વ્યક્ત કરી છે.

द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्योऽभिचाकशीति

બે સુન્દર પક્ષી એક સાથે એક વૃક્ષ પર વાસ કરે છે. એમાનુ એક સ્વાદુ પિપ્પલનુ ભક્ષણ કરે છે, બીજુ ખાધા વિના એને જોઈ રહ્યુ છે.

જીવાત્મા પરમાત્માનું આ પ્રકારનુ સાયુજ્ય ને સાલોક્ય આટલું અનાયાસ, આટલી સહજ ઉપમાથી આટલી સરળતાથી ને નિર્ભીકતાથી બીજે ક્યાય વર્ણવવામા આવ્યુ છે? જીવની સાથેનું ભગવાનનુ સુદર સામ્ય જાણે કોઈક નજરોનજર જોઈને આ બોલી ઊઠ્યુ છે! તેથી જ એને ઉપમાની શોધમા આકાશપાતાળ એક કરવા પડ્યા નથી. અરણ્યચારી કવિએ વનના એ સુદર પાખવાળા પંખીની જેમ સસીમ અને અસીમને અડોઅડ બેઠેલા જોયા છે; કોઈ મહાન ઉપમાના આડમ્બર વડે આ નિગૂઢ તત્ત્વને બૃહત્ કરી મૂકવાનો પ્રયત્ન સરખો કર્યો નથી. એ નાનાં પખી કેવા સ્પષ્ટ રૂપે ગોચર બની રહે છે, એ કેવા સુદર લાગે છે, એમના નિત્ય પરિચયની કેવી નરી સરળતા રહી હોય છે, તેને કોઈ મોટી મોટી ઉપમા વડે આવી રીતે રજ કરી શકાયુ ન હોત. ઉપમા ક્ષુદ્ર બની જઈને જ સત્યને બૃહત્ બનાવીને પ્રકટ કરે છે બૃહત્ સત્ય દ્રષ્ટાનુ નિશ્ચિન્ત સાહસ ક્ષુદ્ર સરલ ઉપમાથી જ યથાર્થ ભાવે વ્યક્ત થયુ છે.

આ બન્ને પંખીઓ પાંખ સાથે પાંખ જોડીને બેઠા છે એઓ બન્ને સખા છે એઓ એક જ વૃક્ષ ઉપર બેઠા છે એમાનુ એક ભોક્તા છે, બીજુ સાક્ષી એક ચંચલ છે, બીજુ સ્તબ્ધ

ભુવનેશ્વરનું મંદિર પણ જાણે આ મન્ત્રને જ પ્રગટ કરી રહ્યું છે એ લોકોએ દેવાલયમાંથી માનવત્વને ભૂંસી નાખ્યું નથી એઓએ બન્ને પંખીને એક સાથે પ્રતિષ્ઠિત કરીને સ્થાપના કરી છે

પણ ભુવનેશ્વરના મંદિરમાં બીજી પણ એક વિશેષતા રહી છે ઋષિકવિની ઉપમામાં નિભૃત અરણ્યની એકાન્ત નિર્જનતાનો ભાવ રહ્યો છે એ ઉપમાની દૃષ્ટિએ, પ્રત્યેક જીવાત્મા જાણે એકાકીરૂપે પરમાત્મા સાથે સંયુક્ત હોય એવું લાગે છે એ ઉપમા જે ધ્યાનચ્છવિ મનમાં આણે છે, તેને જોઈએ છીએ ત્યારે દેખાય છે કે, જે તું ભોગ કરી રહ્યો છે, ભ્રમણ કરી રહ્યો છે, બોધ કરી રહ્યો છે, તે આ शान्त शिवमद्वैतम् અન્તઃસ્થભાવે આવિર્ભૂત થઈ રહ્યા છે

પણ આ પ્રસંગનો એકની સાથેનો એમનો સંયોગ ભુવનેશ્વરના મંદિરમાં આલેખાયો નથી ત્યાં બધા જ મનુષ્યો એમના સમસ્ત કર્મ અને ભોગ સાથે, સમસ્ત ક્ષુદ્ર-બૃહત્ સાથે, એમના સમસ્ત ઇતિહાસને વહન કરીને સમગ્રભાવે એક થઈને પોતાની અંદર અન્તરતર રૂપે, સાક્ષીરૂપે ભગવાનને પ્રગટ કરી રહ્યા છે

નિર્જનમા નહી, યોગમા નહીં,–લોકો વચ્ચે, કર્મ દ્વારા પ્રકટ કરી ગ્યા છે. એગોએ સંસારને, લોકાલયને દેવાલય બનાવીને પ્રકટ કર્યું છે; એઓએ સમષ્ટિરૂપે માનવનો દેવત્વના પદ ઉપર અભિષેક કર્યો છે. એઓએ પહેલા નાનામોટા સમસ્ત માનવોને પ્રન્તરપટ પર એક સાથે મજાવ્યા છે; ત્યાર પછી પરમ ઐક્ય ક્યા છે ને શુ છે તે બતાવ્યુ છે. એ ભૂમાઐક્યના અન્તરતર આવિર્ભાવે પ્રત્યેક માનવ સમગ્ર માનવીની સાથે ભળી જઈને મહાન બની રહે છે પિતાની સાથે પુત્ર, ભાઈની સાથે ભાઈ, પુરુષની સાથે સ્ત્રી, પડોશીની સાથે પડોશી, એક જાતિની સાથે બીજી જાતિ. એક કાળની સાથે બીજો કાળ, એક ઈતિહાસની સાથે બીજો ઇતિહાસ દેવાત્મા દ્વારા એકાત્મ થઈ રહ્યો છે.

[ વિચિત્ર પ્રબન્ધ

## કેકારવ

એકાએક ઘરે પાળેલા મોરની કેકા સાભળીને મારા મિત્ર બોલી ઊઠ્યા, "મારાથી આ મોરનો અવાજ સહેવાતો નથી; કવિઓએ કેકારવને કાવ્યમા કેમ સ્થાન આપ્યુ છે, તે જ મને તો સમજાતુ નથી." વસન્તના કુહુસ્વરને ને વર્ષાની કેકાને કવિ જ્યારે સમાન આદર

આપે, ત્યારે મનમાં એમ થઈ આવે કે, કવિને કદાચ કૈવલ્યદશા પ્રાપ્ત થઈ ચૂકી છે, એને મન સારાનરસાનો, લલિત અને કર્કશનો ભેદ લુપ્ત થઈ ચૂક્યો છે.

માત્ર કેકા જ શા માટે? દેડકાનું ડાંઉં અને તમરાંનો અવાજ—એને પણ કોઈ મધુર કહી શકે નહીં. પણ કવિઓએ એ અવાજોની ઉપેક્ષા કરી નથી. પ્રેયસીના કણ્ઠસ્વરની સાથે એની તુલના કરવાનું સાહસ તો એમનાથી થઈ શક્યું નથી, પણ ષડ્‌ઋતુના મહાસંગીતનું પ્રધાન અંગ ગણીને, એનું સન્માન તો એમણે કર્યું જ છે.

એક પ્રકારની મિષ્ટતા એવી છે, જે નિઃસંશય મિષ્ટ, નિતાન્ત મિષ્ટ છે. એ પોતાના લાલિત્યને પુરવાર કરવામાં ક્ષણ જેટલો પણ સમય લેતી નથી. ઇન્દ્રિયોની અસંદિગ્ધ સાક્ષી સ્વીકારીને મન એનું સૌન્દર્ય કબૂલ રાખવામાં સહેજસરખો તર્ક કરવા બેસતું નથી. એ આપણા પોતાના મનનો આવિષ્કાર નથી; એ ઇન્દ્રિયની પાસેથી પ્રાપ્ત થયેલી વસ્તુ છે. તેથી જ મન એની અવજ્ઞા કરે છે. કહે છે: 'આ તો નર્યું મિષ્ટ, કેવળ મિષ્ટ!'

એટલે કે, એની મિષ્ટતા સમજવાને માટે આ અન્તઃકરણનો કશો ખપ પડતો નથી, એને કેવળ ઇન્દ્રિયો દ્વારા જ સમજી લેવાય છે. જેઓ સંગીતના ખરા જાણકાર હોય છે, તેઓ તેથી જ, અત્યન્ત ઉપેક્ષા

દર્શાવીને કહે છે, "અમુકનું ગાન નર્યું મીઠું છે." એનો અર્થ એ કે મિષ્ટ ગાનારો સંગીતને આપણી ઈન્દ્રિયસભામાં લાવીને, નિતાન્ત સુલભ પ્રશંસાથી અપમાનિત કરે છે; પરિષ્કૃત રુચિવાળા અને શિક્ષિત મનના દરબારમા એ પ્રવેશ પામતું નથી. સંગીતના અધિકારી જાણકાર તો કહેશે, "ખોટો રસ દઈને સંગીતનું ખોટું ગૌરવ કરવા જશો નહીં, અમને સૂકો માલ આપો તો જ અમે એનું સાચું વજન જાણી શકીશું." બહારની ખોટી મિષ્ટતાથી અસલ્ વસ્તુનું મૂલ્ય ઓછું થઈ જાય.

જે સહજ મિષ્ટ, છે તે મનને બહુ જલદી આળસુ બનાવી દે, મન એમા વધારે વાર રસ લઈ શકે નહીં. તરત જ મન એની મર્યાદાને પામી જઈને કહી દે, 'બહુ થયું, હવે વધારે શા માટે?

આથી જ જેઓ અમુક વિષયનું વિશેષ શિક્ષણ પામ્યા હોય છે, તેઓ તેની પ્રારમ્ભાવસ્થાના નિતાન્ત સહજ અને લલિત અંશની બહુ ગણના કરતા નથી, કારણ કે, એની મર્યાદા એમણે જાણી લીધી છે; એની દોડ બહુ લાબે સુધી પહોચી શકે એમ નથી, એટલું એઓ સમજતા હોય છે. તેથી જ એનાથી એમનું અન્તઃકરણ જાગતું નથી. અશિક્ષિત એ સહજલભ્ય અંશને જ સમજી શકે, ને વળી એ એની મર્યાદાને પણ જાણે નહીં. તેથી એ અગભીર અંશમાં જ એનો આનન્દ પ્રદીપ્ત થઈને રહે.

અધિકારીના આનન્દને એ માત્ર એક ફિત્તૂર વ્યાપાર જ ગણે ઘણી વાર તો એ એને કપટીનો આડમ્બર પણ કહી નાખે

આથી જ સર્વ પ્રકારની કળા અને વિદ્યાના શિક્ષિતો અને અશિક્ષિતોનો આનન્દ જુદે જુદે માર્ગે જાય છે એક પક્ષ એમ કહેશે, "એમા તમે તે શુ સમજી શકવાના હતા?" ત્યારે નગી બીજો પક્ષ ગુસ્સે થઈને કહેશે, "જે કાંઈ સમજવાનુ છે તે બધુ જાણે તમે જ સમજતા હશો, જગતમા બીજુ કોઈ સમજતુ જ નહી હોય?"

એક પ્રકારના સુગભીર સામ જસ્યનો આનન્દ, સન્ધાન સનાવેશનો આનન્દ દૂરવર્તિની સાથેના યોગસયોગનો આનન્દ, પાર્શ્વવર્તિની સઙ્ગે પરિચયની વિવિધતા સાધવાનોઆનન્દ આ બધા માનસિક અ તરમા પ્રવેશ્યા વિના એનો ઉપભોગ કરવાનો બીજો કોઈ ઉપાય નથી ઉપર ઉપરથી જે સુખ ઝટ દઈને પામીએ છીએ, તેના કરતા આ સુખ સ્થાયી અને ગભીર, વળી એક રીતે જોઈએ તો તેની સરખામણીમા વ્યાપક પણ ખરુ જે અગભીર છે, તેનો લોકશિક્ષણના વિસ્તારની સાથે, અભ્યાસની સાથે ધીમેધીમે ક્ષય થતો જાય છે અને તેની રિક્તતા ખુલ્લી પડી જાય છે જે ગભીર છે તે પ્રારમ્ભમા બહુ લોકને ગમ્ય ન થાય છતા, સમય વીતતા એજ દીર્ઘ આયુષ્ય ભોગવે એની અ દર શ્રદ્ધતાનો જે એક આદર્શ

રહેલો હોય છે, તે સહેજમાં છીર્ણ થઈ જતો નથી.

જયદેવની લલિતલવંગલતા ગમી જાય ખરી. પણ વધારે વખત નહીં. ઈન્દ્રિય મનમહારાજ આગળ એનું નૈવેદ્ય ધરે, મન એને સહેજ સ્પર્શ કરીને બાજુએ મૂકી દે—પછીથી એ ઈન્દ્રિયના ભોગમાં પૂરી થઈ જાય. લલિતલવંગલતાની પડખે કુમારસમ્ભવનો આ શ્લોક મૂકી જોઈએ:

आवर्जिता किंचिदिव स्तनाभ्याम्
वासो वसाना तरुणार्करागम्।
पर्याप्तपुष्पस्तवकावनम्रा
संचारिणी पल्लविनी लतेव॥

છન્દ આલુનાયિત નથી, જોડાક્ષર પણ ઘણા છે, તો ય જાણે આ શ્લોક લલિતલવંગલતા કરતા ય વધારે મીઠો હોય એવો ભ્રમ થાય છે. પણ એ ભ્રમ મન પોતાની સર્જનશક્તિ દ્વારા ઈન્દ્રિયસુખની પૂર્તિ કરીને લે છે. જ્યાં લોલુપ ઈન્દ્રિયો રાજે વચાને જેબી નથી રહેતી, ત્યાં જ મનને આ પ્રકારના સર્જનનો અવસર પ્રાપ્ત થાય છે. '**पर्याप्तपुष्पस्तवकावनम्रा**' માં લયનું જે ઉત્થાનપતન છે, કઠોર અને કોમળ યોગ્ય રીતે સમ્મિલિત થઈને છન્દમાં જે હિલ્લોળ લાવે છે, તે જયદેવના લયની જેમ અતિપ્રત્યક્ષ નથી, નિગૂઢ છે. અલસ મન તેને કેવળ વાચવાથી પામી શકતું નથી. આપમેળે એનો

આવિષ્કાર કરીને જ રાજી થાય છે. આ શ્લોકમાં જે એક પ્રકારનું ભાવનું સૌન્દર્ય રહ્યું છે, તે પણ આપણા મનની સાથે છૂપી મસલત કરીને અશ્રુતિગમ્ય એવું સંગીત સર્જી દે છે. એ સંગીત સમસ્ત શબ્દસંગીતને વટાવીને ચાલ્યું જાય છે. એમ લાગે કે જાણે કાન તૃપ્ત થઈ ગયા.

પણ આ કાનની તૃપ્તિનો વિષય નથી. માનમી માયા જ કાનને છેતરે છે. આપણા આ માયાવી મનને જો મર્જનનો અવકાશ ન દઈએ, તો એ કોઈપણ મિષ્ટનાને વધારે વખત મિષ્ટ ગણશે નહીં. સમુચિત ઉપકરણ્ણે મળતા એ કઠોર છન્દને લલિત, પરુષ શબ્દને કોમળ બનાવી દઈ શકે છે. આ શક્તિ એ ઉપયોગમા લાવી શકે એ માટે એ સદા કવિઓને અનુરોધ કર્યા કરે છે.

કેકારવ કાને સાંભળતાં મિષ્ટ લાગતો નથી, પણ અવસ્થાવિશેષે અને સમયવિશેષે મન એને મિષ્ટ બનાવીને સાંભળી શકે, એવી ક્ષમતા એનામાં રહી છે. આ મિષ્ટતાનું સ્વરૂપ કુહૂસ્વરની મિષ્ટતાથી જુદું છે. નવવર્ષાગમે ગિરિપાદમૂલે, લતાજટિલ પ્રાચીન મહારણ્યમાં જે મત્તતા ઉપસ્થિત થાય છે, તેનું ગાન તે કેકારવ. આષાઢમાં શ્યામાયમાન 'તમાલતાલીવનના દ્વિગુણતર ઘનાયિત અન્ધકારે માતૃસ્તન્યપિપાસુ, ઊર્ધ્વબાહુ, શતસહસ્ર શિશુના જેવી' અગણ્ય શાખાપ્રશાખાના આન્દોલિત મર્મરમુખર મહોલ્લાસની વચ્ચે, રહીરહીને કેકા તારસ્વરે, એક પ્રકારનો જે કાંસ્ય ક્રેંકાર ધ્વનિ જગાડે છે, તેથી

વૃદ્ધ વનસ્પતિ મંડળીમા આરણ્ય મહોત્સવના પ્રાણ જાગી ઊઠે છે.

કવિનો કેકારવ તે આ વર્ષાનુ ગાન કાન એનુ માધુર્ય જાણે નહી મન જ જાણે તેથી જ મન એનાથી વધારે મુગ્ધ થાય મન એની સાથેસાથે બીજુ ઘણુ ય પામેઃ સમસ્ત મેઘાવૃત આકાશ, છાયાવૃત અરણ્ય, નીલિમાચ્છન્ન ગિરિશિખર, વિપુલ મૂઢ પ્રકૃતિનો અવ્યક્ત, અન્ધ આનન્દરાશિ!

વિરહિણીની વિરહવેદનાની સાથે કવિનો કેકારવ આ જ કારણે સંકળાયેલો છે એના શ્રુતિમાધુર્યને કારણે એ પથિકવધૂને વ્યાકુળ કરતો નથી – એ સમસ્ત વર્ષાના મર્મનુ ઉદ્‌ઘાટન કરે છે નરનારીના પ્રેમમા એક અત્યન્ત આદિમ પ્રાથમિક ભાવ રહ્યો છે. તે બહિર્ પ્રકૃતિની અત્યન્ત નિકટ હોય છે તે જલસ્થલ-આકાશના અણુએ અણુએ સંલગ્ન થઈને રહ્યો હોય છે છયે ઋતુ પોતપોતાની પુષ્પસમૃદ્ધિની સાથે એ પ્રેમને પણ અનેક રંગે રંગી જાય છે જે પલ્લવને સ્પન્દિત કરે, નદીને તરંગિત કરે, શસ્યશીર્ષને હિલ્લોલિત કરે, તે એને પણ અપૂર્વ ચાંચલ્યે આન્દોલિત કરી દે પૂર્ણિમાની ભરતી એને સ્ફીત કરે અને સન્ધ્યાભ્રની રક્તિમા એને લજ્જામંડિત વધૂવેશે સજાવી દે પ્રત્યેક ઋતુ જ્યારે પોતપોતાની જાદુઈ લાકડીથી પ્રેમને સ્પર્શે, ત્યારે તે રોમાંચિત થઈને જાગી ઊઠ્યા વિના રહે નહિ એ અરણ્યના

પુષ્પપલ્લવની જેમજ પ્રકૃતિના નિગૂઢસ્પર્શને અધીન છે.

તેથીજ યૌવનવેશ વિહ્વલ કાળિદાસ, છ ઋતુના છ તારે નરનારીનો પ્રેમ કેવા કેવા સૂરે ઝંકૃત થઈ ઊઠે છે, તેનું જ વર્ણન કરે છે. એઓ સમજતા હતા કે, જગતમાં ઋતુચક્રના આવર્તનનું સર્વપ્રધાન કાર્ય પ્રેમને જગાડવાનું. ફૂલ ખીલવવાં વગેરે બીજું બધું તો એને આનુષંગિક. તેથી જ કેકારવ વર્ષાઋતુનો નિખાદસૂર છે. એનો આઘાત બળભર વિરહવેદનાની ઉપર જઈને જ પડે છે. વિદ્યાપતિએ લખ્યું છેઃ

• મત્ત દાદુરી ડાકે ડાહુકી,
ફાટી જાવત છતિયા.

વર્ષાના મત્તર્મોરની સાથે દેડકાના આ અવાજનો યોગ નથી. ઘનવર્ષાના નિબિડ ભાવની સાથે એનો બહુ સરસ મેળ જામે છે. મેઘમાં હવે કશું વર્ણવૈચિત્ર્ય રહ્યું નથી, સ્તરવિન્યાસ પણ નથી. શચીની કોઈ જૂની કિંકરીએ આકાશના પ્રાંગણને મેઘથી એકસરખું લીંપી દીધું છે, બધું જ કૃષ્ણધૂસરવર્ણ થઈ ગયું છે. અનેકવિધ શસ્યથી સમૃદ્ધ પૃથ્વીની ઉપર ઉજ્જ્વલ પ્રકાશની તૂલિકા ફરી નથી, તેથી એની અનેકવિધ વર્ણસમૃદ્ધિ પ્રકટ થઈ ઊઠી નથી. ધાન્યની કોમળ મસૃણ હરિયાળી, શણનો ગાઢો રંગ અને શેરડીની હરિદ્ર આભા, એક વિશ્વવ્યાપી કાલિમામાં ભળી ગયાં છે. પવન નથી,

આસન્ન વૃષ્ટિની આશંકાએ પંક્તિ પથે લોકો બહાર નીકળતા નથી. ખેતરમાં ઘણા દિવસથી બધુ કામ પૂરું થઇ ગયું છે. આવા જ્યોતિર્હીન, ગતિહીન, કર્મહીન, વૈચિત્ર્યહીન, કાલિમાલિપ્ત—સમસ્તને એકાકાર કરી નાખનારા દિવસે દેડકાનો અવાજ યોગ્ય સૂર છેડે છે એનો સૂર એ વર્ણહીન મેઘની જેમ, દીપ્તિશૂન્ય પ્રકાશની જેમ નિસ્તબ્ધ નિબિડ વર્ષાને વ્યાપી લે છે, વર્ષાની વેષ્ટન રેખાને વધારે ગાઢ બનાવીને, ચારે બાજુને આવરી લે છે.

એ નીરવતાથી ય વધારે એકસૂરીલો, એ નિભૃત-કોલાહલ! એની સાથે તમરાંના અવાજનો ઠીક મેળ જામે, કારણ કે, જેવો મેઘ, જેવી છાયા, તેવો જ તમરાંનો અવાજ—એ પણ એક પ્રકારનો આચ્છાદન-વિશેષ; એનું સ્વરમંડળ અન્ધકારનું જ પ્રતિરૂપ; એ વર્ષાનિશીથિનીને સંપૂર્ણતાનું દાન કરે

## ' આષાઢ

ઋતુઋતુમાં જે ભેદ છે, તે કેવળ વર્ણનો ભેદ નથી વૃત્તિનો પણ છે ક્યાંક ક્યાંક એમાં વર્ણસંકર પણ દેખા દે છે—જેઠની પિંગળ જટા શ્રાવણના મેઘસ્તૂપે, નીલ થઈ ઊઠે છે. ફાગણની શ્યામલતામાં વૃદ્ધ પૌષ એની પીળી રેખા ફરી આંકી દેવાનો પ્રયત્ન કરે છે

વસન્તના સુગંધી પીત ઉત્તરીયમા ફૂલની ગૂંથણી. એઓ જે પાદુકા પહેરીને પૃથ્વીના રસ્તાઓ પર ફરે, તે પાદુકા પર રંગબેરંગી વેનબુટ્ટાની કોતરણી; અંગદ કુંડળ અંગૂઠી વગેરે ઝવેરાતની એમને કશી ખોટ જ નહીં".

આ તો જાણે પાંચનો હિસાબ થયો. પણ લોકો તો છ ઋતુની વાત કરે છે. એ માત્ર એકી સંખ્યા બનાવવાને ખાતર જ. એઓ જાણે નહીં જે પ્રકૃતિની બધી શોભા અમેળને લીધે જ હોય છે. ૩૬૫ દિવસને ગેઅ ભાગો, ૩૬ સુધી તો ઠીક ભાગી શકશો, પણ છેવટનો પેલો નાનો પાંચડો કોઈ રીતે ગાંઠે એવો નથી. બે ને બેનો મેળ થઈ જાય, પછી એ મેળ ત્યાંનો ત્યાં જ થંભી જાય, આળસુ થઈ જાય. તેથી જ ક્યાંકથી એકાદ તગડો આવી ચડીને એને ઢંઢોળીને એમા જે કાંઈ સંગીત રહ્યું હોય તેને છનકાવી દે. વિશ્વસભામા અમેળનો શયતાન આ કામને માટે જ રહ્યો છે. એ મેળથી ભરેલી સ્વર્ગપુરીને કોઈ રીતેય નિદ્રામા પડી જવા દેતો નથી; એ તો નૃત્યપરાયણા ઉર્વશીના નૂપુરને ક્ષણેક્ષણે તાલભંગ કરે છે, એ તાલભંગને સુધારી લેતી વેળાએ જ સુરસભામા તાલનો રસસ્રોત ઉચ્છ્વસિત થઈ ઊઠે છે.

છ ઋતુની ગણનાનું એક કારણ છે. વૈશ્યને ત્રણ વર્ણોમાં છેક નીચે નાખીશું, તોય પ્રમાણ તો એનું જ ભારે રહેવાનું. સમાજની નીચેનો મોટો પાયો જ એ

વૈસ્ય. એક રીતે જોતા વર્ષનો મોટો ભાગ શરદથી તે શિશિર સુધીનો જ છે વર્ષની પૂર્ણ પરિણતિ પણ અહી જ.

૧ ધાન્યને મારેની અપ્રકટ તૈયારી તો બધી જ ઋતુમા આવ્યા કરે. પણ ધાન્ય પ્રકટ થાય એ સમયે જ. એથી જ વરસના એ ભાગને મનુષ્યે વિસ્તારીને જોયો છે. એ અંશમા જ બાલ્ય, યૌવન અને વાર્ધકયના ત્રણ સ્વરૂપોમા વરસની સફળતા મનુષ્યની આગળ પ્રત્યક્ષ થાય છે. શરદમા એ આંખોને વ્યાપી લઈને તરુણવેશે દેખાય છે, હેમન્તમા એ ખેતરોને ભરી દઈને પ્રૌઢ શોભાએ પ્રાકટ બને છે, ને શિશિરમા એ ઘરને ભરી દઈને પરિણતિને રૂપે સચિત થાય છે

શરદ, હેમન્ત અને શિશિરને માણસ એક જ ગણી લઈ શકયો હોત, પણ પોતાના લાભને રહી રહીને, ભાગો પાડીને જોવાનું એને ગમે છે. એની સ્પૃહણીય વસ્તુ એક હોય તોય, એને અનેક રીતે ઉથલાવી પલટાવીને જોવામા એને આનન્દ મળે છે રૂપિયાની નોટ રાખવાથી માત્ર સગવડ સચવાય, પણ રૂપિયાની હારબધ ઢગલી કરવાથી જ મનને સાચી તૃપ્તિ થાય. તેથી જ ઋતુના જે અંશમા એનો લાભ રહ્યો છે, તે અંશના જ મનુષ્યે ભાગ પાડયા છે શરદ, હેમન્ત અને શિશિર મનુષ્યનો ધાન્યભંડાર છે, તેથી જ એના ત્રણ મહેલ છે; એમા જ એની ગૃહલક્ષ્મી વસે છે ને જ્યા ધનલક્ષ્મી

પણ પ્રકૃતિના ધર્મગ્રન્થમા આવા વિપર્યય ટકી રહી શકતા નથી

ગ્રીષ્મને બ્રાહ્મણ કહી શકાય સમસ્ત રસાતિરેકનું દમન કરીને, જટાજાળ છેદીને, તપસ્યાનો અગ્નિ પ્રકટાવી, એ નિવૃત્તિમાર્ગના મંત્રની સાધના કરે છે. ગાયત્રી મંત્રનો જપ કરતા કરતા, ક્યારેક એ શ્વાસને અંદર ધારણ કરી રાખે છે, ને ત્યારે પવન રૂંધાઈ જતા, ઝાડનુ પાદડુંય હાલતુ નથી. વળી જ્યારે એ રોકેલો શ્વાસ છોડી દે છે, ત્યારે પૃથ્વી કમ્પી ઊઠે છે એના આહારની મુખ્ય સામગ્રી ફળ

વર્ષાને ક્ષત્રિય કહેવામા કાઈ દોષ નથી એની આગળ આગળ એના છડીદાર ગડગડ શબ્દે દદામા વગાડતા વગાડતા આવે છે મેઘની પાઘડી પહેરીને એનની પાછળ એ પોતે આવીને દર્શન દે છે અલ્પથી એને સતોષ થાય નહિ એનુ કામ જ દિગ્વિજય કરવાનુ લડાઈ કરીને આખા આકાશનો કબજો મેળવી લઈને, એ દિક્ચક્રવર્તી થઈને બેસે તમાલ અને તાલની વનરાજિના નીલતમ છેડાથી એના રથનો ઘર્ઘરધ્વનિ સભળાવા માડે એની બાકી તલવાર રહી રહીને મ્યાનમાથી નીકળીને દિશાના વક્ષને વિદીર્ણ કરી નાખે. અને એના તૂણમાથી વરુણબાણ ખૂટ્યા ખૂટે નહી

બીજી બાજુ એની પાદપીઠની ઉપર હરિયાળા કીનખાબનુ પાથરણુ પથરાઈ ગયુ છે, મસ્તક ઉપર

ઘનપલ્લવશ્યામલ અન્ધાતપે, સોનાના કદમ્બની આવર ઝૂલે છે, ને બાદિની પૂર્વદિગ્વધૂ પાસે જાણી રહીને અશ્રુપૂર્ણ નયને કેતકીની સૌરભથી સુવાસિત એવા જળથી છાંટેલો પંખો ઢાળતી, પોતાના વિદ્યુન્મણિજડિત કંકણને ઝળકાવ્યા કરે છે.

ને **શીત છે વૈશ્ય.** પાકેલા ધાન્યને લણવામા ને ખળીએ લઈ જઈને દાણા છૂટા પાડવામા, એ ચારે પહોર રોકાયેલી રહે છે. વટાણા, જવ, ચણાના પ્રચુર પાકથી ધરણીનો* ખોળો ભરાઈ જાય છે. આગણામાનો કોઠાર ભરાઈ ગયો છે; ગભાણમા બળદની જોડ વાગોળે છે; ઘાટેઘાટે નૌકાઓ માલથી લદાઈ ગઈ છે, રસ્તે રસ્તે ભારથી ધીમી ગતિએ ગાડા જઈ રહ્યા છે; ઘરેઘરે ખળીઓમા નવાન્ન અને પિતૃપાર્વણના ઉત્સવની ઉજવણીની તૈયારીની ધમાલ મચી રહી છે.

પ્રધાનવર્ણ તો આ ત્રણ જ ને **શૂદ્ર તે ગ્રીષ્મ અને વસન્ત.** એક શીતનો તો બીજો ગ્રીષ્મનો સરસામાન ઉપાડી લાવે. મનુષ્ય અને પ્રકૃતિમા આટલો જ તફાવત પ્રકૃતિની વ્યવસ્થામા જ્યા સેવા ત્યા જ સૌન્દર્ય, જ્યા નમ્રતા ત્યા જ ગૌરવ. એની સભામા જે શૂદ્ર તે ક્ષુદ્ર નહી; જે ભાર વહે, તેના જ સમસ્ત આભરણ. તેથી જ તો શરદની નીલવર્ણી પાઘડી ઉપર સોનાનુ છોગુ,

* નવુ ધાન્ય ખેતરેથી વળીને લાવવામા આવે ત્યારે થતો ઉત્સવ.

વસે છે, ત્યા બે જ મહેલ છે: વસન્ત અને ગ્રીષ્મ. ત્યા એનો ફળનો ભંડાર, વનભોજનની વ્યવસ્થા. ફાગણમા મંજરી બેસે, જેઠમા કેરી પાકી જાય. વસન્તમાં ઘ્રાણગ્રહણ, ગ્રીષ્મમા સ્વાદગ્રહણ.

ઋતુઓમા વર્ષા જ કેવળ એકાકી, સાવ એકલી. એને કોઇ સંગી નહીં. ગ્રીષ્મની સાથે એનો મેળ ખાય નહી, ગ્રીષ્મ દરિદ્ર, વર્ષા ધનિક. શરદની સાથેય એનો કશો મેળ ખાય એવી શક્યતા નહી, કારણ કે શરદ વર્ષાની સમસ્ત સંપત્તિનુ લીલામ કરીને, નદીનાળા અને ખેતરઘાટ પોતાને નામે કરાવી લે છે, એ ઋણી છે, કૃતજ્ઞ નહી.

મનુષ્યે વર્ષાને ભાગ પાડીને જોઈ નથી, કારણ વર્ષાઋતુ મનુષ્યની સંસાર વ્યવસ્થાની સાથે કોઈ રીતે સંકળાયેલી નથી એના દાક્ષિણ્યના ઉપર જ આખા વરસના ફળ અને પાકનો આધાર રહે છે, પણ પોતાના દાનની વાત બધાંને મોઢે કહ્યા કરે, એવા પ્રકારની ધનિક એ નથી. શરદની જેમ ખેતરે ને ઘાટે, પાદરે પાદરે એ પોતાના દાનીપણાની ઘોષણા કરતી ફરતી નથી. એની સાથે લેણદેણનો સીધો સમન્વય નહીં હોવાને કારણે મનુષ્ય ફલાકાંક્ષાનો ત્યાગ કરીને, વર્ષા સાથેનો વ્યવહાર રાખે છે, વસ્તુતઃ વર્ષાના જે કાંઈ મુખ્ય ફળ તે ગ્રીષ્મના ફળાહારના ભંડારમાનો જ અવશેષ.

આથી જ વર્ષાઋતુ ખાસ કરીને કવિની ઋતુ છે, કારણ કે કવિ ગીતાના ઉપદેશને ત્યજી બેઠો છે. એને

કર્મમાય અધિકાર નથી; એને માત્ર અધિકાર મુક્તિનો. કર્મમાથી મુક્તિ, ફળમાથી ય મુક્તિ !

વર્ષા ઋતુમા ફળને માટેના પ્રયત્નો અલ્પ, ને વર્ષાની સમસ્ત વ્યવસ્થા કર્મને પ્રતિકૂળ, તેથી જ વર્ષામા હૃદય મુક્તિ પામે. વ્યાકરણમા હૃદયની ગમે તે જાતિ હોય, આપણી પ્રકૃતિમા તો એની નારી જાતિ છે, એ વિષે જરાય શકા નથી તેથી જ કામકાજની કચેરીમા કે નફાતોટાના બજારમા એ પોતાની પાલખીની બહાર નીકળી શકે નહી. ત્યા એ પર્દાનશીન.

કુટુમ્બના વડીલ પુરુષો પૂજાની રજામા જ્યારે પોતાના કામકાજના સસારથી દૂર-પશ્ચિમમા હવા ખાવા જાય, ત્યારે ઘરની વહુનો ઘૂઘટ અળગો થાય વર્ષામા આપણી હૃદયવધૂનો ઘૂઘટ રહે નહી, વાદળઘેર્યા, કામ કાજ વગરના દિવસે એ ક્યાની ક્યા બહાર નીકળી પડે, ને ત્યારે એને પકડી રાખવી ભારે થઈ પડે એક વખત આષાઢના પ્રથમ દિવસે ઉજ્જયિનીના કવિ રામ ગિરિથી તે અલકા સુધી, મૃત્યુલોકથી કૈલાસ સુધી એની પાછળ દોડયા હતા !

વર્ષામા હૃદયની આડેના બધા બાધાઅન્તરાય સરી જાય છે તેથી જ એ સમય વિરહી વિરહિણીને માટે સુસહ્ય બની રહેતો નથી ત્યારે હૃદય પોતાની બધી વેદનાની ફરિયાદ લઈને, આપણી આગળ આવીને ઊભુ રહે છે કચેરીના

અપરાગીઓ આમનેમ ફરતા હોય, ત્યારે તો એ ચૂપ બેસી રહે, પણ હવે એને કોણ રોકી શકે?

વિશ્વના કારભારમાં એક ભારે મોટું ખાતું છે, એ ખાતું વિના-કામકાજનું! એ પબ્લિક વર્કસ ડિપાર્ટમેન્ટથી સાવ ઊંધું. એ ખાતામાં જે કાંઈ થાય તે બિલકુલ બેહિસાબી! સરકારી હિસાબ તપાસનારે હતાશ થઈને એની ખાતાવહી તપાસવાનું સાવ છોડી જ દીધું છે!

જરા તમે જ વિચારી જુઓને, આવડા મોટા આકાશ પર આ છેડેથી તે પેલા છેડા સુધી, અમથી અમથી ભૂરી પીંછી ફેરવી દેવાની શી જરૂર હતી? એ શબ્દહીન શૂન્યને વર્ણહીન રાખ્યું હોત તો એણે કશી ફરિયાદ ન કરી હોત. વળી વનમાં લાખ્ખો ફૂલ સવારે ફૂટીને સાંજે ખરી જાય છે, એની દાંડીથી માંડીને તે પાંખડી સુધીમાં જે આટલી બધી કારીગરી જોવામાં આવે છે, તેના અજસ્ર અપવ્યયને માટે કોણ કોને જવાબદાર? આપણી શક્તિની નજરે એ બધી છોકરરમત! એ કશા કામમાં આવે, નહીં; આપણી બુદ્ધિની નજરે એ બધી માયા, એમાં કશું વાસ્તવિક નહીં.

પણ નવાઈની વાત તો એ કે, આ નિરુપયોગી અંશ જ હૃદયનું પ્રિયધામ! તેથી જ ફળ કરતાં ફૂલમાં જ એની તૃપ્તિ. ફળ કાંઈ ઓછાં સુન્દર નથી હોતાં. પણ ફળની ઉપયોગિતા એની એક વસ્તુ છે, જે લોભીનું

ટોળું જમા કરે છે, બુદ્ધિનો ઘૂમટો તાણી લઇને હૃદયને ત્યાંથી સહેજ ખસી જઈને ઊભા રહેવું પડે છે. તેથી જ આપણે જોઈએ છીએ કે, તામ્રવર્ણ પાકી કેરીના ભારથી વૃક્ષની ડાળીઓ નમી જતાં વિરહિણીની રસના‌માં જે રસની ઉત્તેજના ઉપસ્થિત થાય છે, તે ગીતિકાવ્યનો વિષય બનતી નથી. તે નરી વાસ્તવિક. એનો જે ઉપયોગ, તેને આપણે રૂપિયા આનાં પાઈમાં ગણી શકીએ.

વર્ષાઋતુ નિરુપયોગિતાની ઋતુ છે, એટલે કે એના સંગીતમાં, એના સમારોહમાં, એના અંધકારમાં, એની દીપ્તિમાં, એના ચાંચલ્યમાં, એના ગાંભીર્યમાં, એની સમસ્ત ઉપયોગિતા જાણે ક્યાં ઢંકાઈ ગઈ છે. એ ઋતુ મુક્તિની ઋતુ છે. તેથી ભારતવર્ષમાં વર્ષામાં છુટ્ટી હતી; કેમ કે, ભારતવર્ષમાં પ્રકૃતિની સાથે મનુષ્યનો નિકટનો સમ્બન્ધ હતો. ઋતુઓ એના દ્વારની બહાર ઊભી રહીને દર્શન પામ્યા વિના પાછી ફરતી નહીં. એના હૃદયમાં ઋતુના સ્વાગતની તૈયારીઓ ચાલ્યા જ કરતી.

ભારતવર્ષની દરેક ઋતુમાં એકાદ ઉત્સવ તો આવે જ છે. પણ કયી ઋતુએ કશા પણ કારણ વિના મનુષ્યના હૃદય પર અધિકાર પ્રાપ્ત કર્યો છે, એ જોવું હોય તો સંગીતમાં જ હૃદયની નિગૂઢ વાત આબાદ પકડાઈ જાય છે.

એમ જોઈએ તો ઋતુની રાગરાગિણી માત્ર વર્ષાને ને વસન્તને જ છે. સંગીતશાસ્ત્રમાં બધી ઋતુને માટે કોઈને કોઈ સૂર નોખા રાખ્યા હોય એમ બને, પણ એ તો માત્ર શાસ્ત્રગત. વ્યવહારમાં તો આપણે જોઈએ છીએ કે, વસન્તને માટે છે વસન્ત અને બહાર, ને વર્ષાને માટે છે મેઘ મલ્હાર, દેશ અને બીજા ઘણાય રાગો. સંગીતની વસતિમાં મત લેવા જાઓ તો વર્ષાની જ જીત થવાની.

શરદમાં ને હેમન્તમાં ભર્યાભર્યાં ખેતરો ને ભરીભરી નદીઓ જોઈને મન નાચી ઊઠે; ત્યારે ઉત્સવોનોય અન્ત નથી. પણ એ બધું રાગિણી દ્વારા કેમ પ્રકટ થતું નથી? એનું મુખ્ય કારણ એ કે, એ ઋતુમાં વાસ્તવિકતા કામગરી બનીને, આવીને ખેતરઘાટ—બધે પહોળી થઈને બેસી જાય છે. વાસ્તવિકતાની સભામાં પછી સંગીત મુજરો કરવા આવે નહીં. જ્યાં અખંડ અવકાશ હોય ત્યાં જ એ સલામ ભરીને બેસી પડે છે.

વસ્તુના કારભારમાં રચ્યાપચ્યા રહેનારા જેને નાચીજ અને શૂન્યવત્ ગણે છે, તે કાંઈ નાખી દેવા જેવી વસ્તુ હોતી નથી. આપણા સંસારના બજારમાં જમીન વેચાય છે, આકાશ વેચાતું નથી, પણ પૃથ્વીના વસ્તુપિંડને વ્યાપી લઈને જે વાયુમંડળ રહ્યું છે, તેમાં થઈને જ જ્યોતિર્લોકમાંનો પ્રકાશ-દૂત આવજા કરે છે. પૃથ્વીનું બધું

લાન ય્ એ વાયુમંડળમાં જ રહ્યું છે એનું જીવન પણ એમાં જ

ભૂમિ ધ્રુવ અને નક્કર એનો હિસાબકિતાબ રાખી શકાય, પણ વાયુમંડળમાં કેવું કેવું ગાંડપણ ચાલી રહ્યું છે, તે વિદ્વાનોને અગોચર નથી. એના મિજાજને કોણ પારખે? પૃથ્વીના બધા કામકાજ ધૂળ ઉપર થાય પણ પૃથ્વીનું બધું સંગીત એ શૂન્યમાં, જ્યાં એને અપરિચ્છિન્ન અવકાશ મળી રહે છે ત્યાં

મનુષ્યના ચિત્તની ચારે બાજુ પણ એક વિશાળ અવકાશનું વાયુમંડળ રહ્યું છે એમાં જ એના અનેક રંગીન તરંગો તર્યા કરે ત્યાં જ અનન્ત એને હાથે પ્રકાશની રાખડી બાંધવાને આવે ત્યાં જ ઝંઝાવાત ને વૃષ્ટિ ત્યાં જ ઓગણપચાસ વાયુની ઉન્મત્તતા ત્યાંનો કશો હિસાબ તમે પામી શકો નહીં મનુષ્યના અતિ ચૈતન્ય લોકમાં અચિન્તનીયની લીલા ચાલી રહી છે, ત્યાં જે કામકાજ નગરના લોકો આવજા કરવાને ઉત્સુક છે, તેઓ ધરતીને ખૂંદી રહે છે ખરા પણ તેમનો વિહાર આ વિપુલ અવકાશમાં જ પાની ભાષા જ સંગીત એ સંગીતથી વાસ્તવ જગતનું પરમ મૂલ્યું કામ સિદ્ધ થાય છે, તે ની મને ખબર નથી પણ એની જ સ્પન્દનશીલ પાંખના આઘાતથી અતિચૈતન્ય લોકના સિંહદ્વાર ખૂલી જાય છે

મનુષ્યની ભાષા તરફ જરા નજર કરી જુઓ. એ ભાષા દ્વારા મનુષ્ય પોતાને પ્રકટ કરે છે; તેથી જ એમાં આટલું બધું રહસ્ય રહ્યું છે. શબ્દની વસ્તુ તે એનો અર્થ. મનુષ્ય જો કેવળ વસ્તુવાદી જ હોત તો એની ભાષાના શબ્દમા નર્યા અર્થ સિવાય બીજું કશું હોત જ નહીં; તો તો એનો શબ્દ માત્ર માહિતી જ આપત. સૂર આપત જ નહીં. પણ ઘણા શબ્દો, જેના અર્થ-પિંડની ચારે બાજુ આકાશનો અવકાશ રહ્યો છે, એક પ્રકારનું વાયુમંડળ રહ્યું છે, એ શબ્દ જે કોઈ જણાવે તેનાથી વિશેષ એનામાં રહ્યું હોય છે, એનું ઇંગિત એની વાણી કરતા વધારે. એનો પરિચય તદ્ધિત પ્રત્યયમાં નહીં, ચિત્તપ્રત્યયમાં. આ બધી અવકાશવાળી વાતો સાથે જ અવકાશવિહારી કવિનો કારભાર ચાલે. એ અવકાશના વાયુમંડળમાં જ અનેકવિધ, રંગીન પ્રકાશના રંગોને પરિસ્ફુટ કરવાનો સુયોગ પ્રાપ્ત થાય. એ અવકાશમાથી જ છન્દો અનેક ભંગીએ હિલ્લોલિત થઈ ઊઠે.

આ બધા અવકાશબહુલ રંગીન શબ્દો જો ના હોત, તો તેથી કાંઈ બુદ્ધિને ખોટ જવાની નહોતી, પણ હૃદય તો પોત ને પ્રકટ કર્યા વિના છાતી ફૂટીને મરી જ જાત. એનો મુખ્ય કારભાર અનિર્વચનીયની સાથે, તેથીજ અર્થની એને તો માત્ર સાધારણ જ જરૂર રહે. બુદ્ધિને જરૂર ગતિની, પણ હૃદયને તો જોઈએ નૃત્ય. એકામ થઈને કશાકની પ્રાપ્તિ

કરવી, એ ગતિનું લક્ષ્ય; અનેકવિધ બનીને પોતાને પ્રકટ કરવું એ નૃત્યનું લક્ષ્ય. ભીડમાં સંકડાઈ ભીંસાઈને ચાલી શકાય, પણ ભીડમાં નૃત્ય કરી શકાય નહીં. નૃત્યની ચારે બાજુએ અવકાશ જોઈએ. તેથી જ હૃદય અવકાશની માગણી કરે છે. બુદ્ધિમાન એ માગણીને અવાસ્તવિક ને તુચ્છ ગણીને ઉડાવી દે છે.

હું વૈજ્ઞાનિક નથી, પણ ઘણા દિવસથી છન્દ વાપરતો આવ્યો છું એટલે છન્દનું તત્ત્વ કંઈક સમજું છું એમ લાગે છે. હું જાણું છું, જે છન્દના જે અંશને યતિ કહે છે, એટલે કે જે અવકાશરૂપ છે, છન્દનો વસ્તુઅંશ જેમાં નથી, તેમાં જ છન્દના પ્રાણ રહ્યા છે—પૃથ્વીના પ્રાણ જેમ માટીમાં નહીં, પણ પવનમાં રહ્યા છે તેમ. અંગ્રેજીમાં યતિને કહે છે Pause. પણ Pause શબ્દમાં એક પ્રકારના અભાવનું સૂચન રહ્યું છે, યતિમાં એ અભાવ નથી. સમસ્ત છન્દને તે અટકાવી દેતી નથી, નિયમિત કરે છે. છન્દ જ્યાં જ્યાં ચાલે છે, ત્યાં ત્યાં એનું ઇંગિત પ્રગટ થઈ ઊઠે છે, ત્યાં જ એ નિરાતનો દમ ખેંચીને, પોતાનો પરિચય આપીને બચી શકે છે.

આ પ્રમાણ પરથી મને ખાતરી છે કે, વિશ્વરચનામાં જ્યાં જ્યાં જે બધી યતિ દેખાય છે, તેમાં શૂન્યતા નથી, ત્યાં જ વિશ્વના પ્રાણ કામ કરી રહ્યા છે. સાંભળ્યું છે કે, અણુપરમાણુની વચ્ચે છિદ્ર જ હોય છે; હું તો ચોક્કસ

જાણું છું કે, એ છિદ્રોમાં જ વિરાટની અવસ્થિતિ છે. છિદ્રો જ મુખ્ય છે, વસ્તુ તો ગૌણ છે. જેને શૂન્ય કહીએ છીએ, તેની જ અશ્રાન્ત લીલા તે વસ્તુઓ. એ, શૂન્ય જ એમને આકાર દે છે, પ્રાણ દે છે, આકર્ષણ-વિકર્ષણ તો એ શૂન્યની કુસ્તીના જ દાવપેચ છે.

જગતમાંનો વસ્તુવ્યાપાર એ શૂન્યનો, એ મહાયતિનો જ પરિચય કરાવે છે. એ વિપુલ વિચ્છેદ દ્વારા જ જગતની બધી સંયોગની સાધના ચાલી રહી છે— અણુની સાથે અણુના સંયોગની, પૃથ્વીની સાથે સૂર્યના સંયોગની, નક્ષત્રોની સાથે નક્ષત્રોના સંયોગની. એ વિચ્છેદના મહાસાગરમાં માણસ તરી રહ્યો છે તેથી જ, એનામાં શક્તિ છે, જ્ઞાન છે, પ્રેમ છે; તેથી જ માણસ આ બધી લીલા ને ક્રીડા કરી રહ્યો છે. એ મહાવિચ્છેદ જો વસ્તુથી પૂરેપૂરો ભરાઈ જઈને નક્કર બની જાય, તો તો પછી કેવળ મૃત્યુ જ નજીકમાં રહે.

વસ્તુ પોતાના અવકાશને ખોઈ બેસે, વસ્તુ જેટલી છે તેટલી જ રહે, તેનું નામ જ મૃત્યુ; મૃત્યુ આ સિવાય બીજું કશું નથી. જે મહા અવકાશનું આલમ્બન પામીને વસ્તુ પોતાને મુક્ત રાખીને વિહરી શકે છે, તે મહાઅવકાશનું નામ જ પ્રાણ.

વાસ્તવવાદીઓ એમ માને છે કે, અવકાશ તો નિશ્ચલ છે; પણ જેઓ અવકાશરસના રસિયા છે, તેઓ તો જાણે છે કે, વસ્તુ જ નિશ્ચલ છે, અવકાશ જ એને

ગતિ દે છે. રણક્ષેત્રમા સૈનિકો વચ્ચે અવકાશ હોતો નથી, એ લોકો તો ખભેખભા મિલાવીને વ્યૂહ રચતા ચાલ્યા જાય છે; એઓ મનમા એમ માને છે કે, યુદ્ધ અમે જ કરીએ છીએ. પણ જે સેનાપતિ અવકાશમા નિમગ્ન થઈને સ્થિર રહીને જોઈ રહ્યો છે, તેના પર જ સૈનિકોની બધી ગતિનો આધાર રહ્યો હોય છે. નિશ્ચલની જે ભયકર ગતિ છે, તેનો રુદ્રવેગ જો જોવો હોય, તો જુઓ, આ નક્ષત્રમડળીના આવર્તનોમા, જુઓ યુગયુગાન્તરના તાણ્ડવનૃત્યમા. જે નાચતા નથી, તેમનુ જ નૃત્ય આ સકળ ચચળતામા ચાલી રહ્યુ છે.

આટલી બધી વાત મારે કહેવી પડી, એનુ કારણ એ છે, કવિશેખર કાલિદાસે જે આષાઢને પોતાના મન્દાક્રાન્તા છન્દની અમ્લાન માળા પહેરાવીને વરી લીધો છે, તેને કામગરા લોકો કપોલકલ્પિત કહીને અવગણે છે. એઓ એમ માને છે કે, આ મેઘાવગુણ્ઠિત વર્ષણમજરીમુખર માસ કશા કામનો નથી, એની છાયાથી છવાયેલા પ્રહરોના બજારમા માત્ર નકામી વસ્તુઓનો જ વેપાર ચાલે છે.

આ કેવો અન્યાય! સહુ કામકાજની બહાર રહીને જે લોકો કશા હેતુ વિના મળેલી સ્વર્ગસભામા આસન પર બિરાજીને, નકામી વાતોના અમૃતનુ પાન કરી રહ્યા છે, તેમની સભામા હે કિશોર આષાઢ! જો તુ તારા આલોલ કુન્તલમા નવમાલતીની માળા પહેરીને,

નીલદાન્તમણિના જામ ભરવાનો ભાર ઉપાડી લેતો હોય તો તને સ્વાગત હો! હે નવઘનસ્યામ! અમે તને આવકારીએ છીએ આવો આવો, જગતના સહુ કામકાજ વિનાના લોકો! આવો. આવો, ભાવના ભાવુક, રસના રસિકજનો! આ આષાઢનું મૃદંગ બજી ઊઠ્યું છે, સમસ્ત જાગજો!

આવો, તમને નૃત્ય કરવાને હાક પડી છે. વિશ્વની ચિરવિરહવેદનાનો અશ્રુસ્રોત આજે મુક્ત થયો છે, આજે એણે કશા બન્ધન ગણ્યા નથી ચાની આવ, હે અભિસારિકા! કામકાજના સંસારના બારણા વસાઈ ગયા છે, હાટને ગ્રન્તે કોઈ ફરકતું નથી, ચકિત વિદ્યુતના પ્રકાશમા ચાલ, આજે યાત્રાએ નીકળી પડીએ—જુઈના પુ પથી સુવાસિત બનેલા વનને છેડેથી સજળ વાયુ ન રે નિમ ત્રણ આવ્યુ છે, કોઇક છાયાવિતાનમા અનેક યુગની ચિર જાગ્રત પ્રતીક્ષા મીટ માંડીને બેસી રહી છે.

### શ્રાવણ

કાન સાજથી આ ગીત રહીરહીને મારા મનમા ઝંકૃત થઈ ઊઠે છે

**बाजे बाजे रम्य वीणा बाजे!**
દુ કોઈ ગીતે વ બની નથી શકતો:

वाजे वाजे रम्य वीणा वाजे!
अमल कमल माझे ज्योत्स्ना रजनी माझे,
कज्जल घन माझे, निशि आधार माझे,
कुसुम सुरभि माझे वीणा-रणन शुनि जे
प्रेमे प्रेमे वाजे।

કાલે રાતે અગાશીમાં ઊભા રહીને, નક્ષત્રલોક ભણી જોઈને, મારા મને સમ્પૂર્ણપણે સ્વીકારી લીધું છે કે, 'वाजे वाजे रम्य वीणा वाजे!' એ કવિકથા નથી, એ વાક્યાલંકાર નથી, અવકાશ અને સમયને પરિપૂર્ણ કરીને એ સંગીત અહોરાત્ર બજી રહ્યું છે

પવનની લહરીઓ એકબીજા સાથે જ્યારે સુંદર ક્રીડા કરે ત્યારે, તેમના એ આશ્ચર્યકારી મિલન અને સૌન્દર્યને આપણી આંખ જોઈ શકતી નથી, આપણા કાન દ્વારા જ એ લીલા ગીતરૂપે સ્પષ્ટ થાય છે વળી આકાશમાં જ્યારે પ્રકાશનાં તરંગો ધારાએ ધારાએ અનંતતાને નૃત્ય કરી રહે, ત્યારે તેમની એ નિરતિશય સુંદર લીલાની કશી ખબર આપણા કાનને પડતી નથી, આંખને જ એ રૂપના દર્શન થાય છે મહાકાશની એ લીલાનું ય જો આપણા મનના સિંહદ્વારે સ્વાગત કરી શકાતું હોત તો વિશ્વવીણાના એ ઝંકારને આપણે ગીતરૂપે ય ઓળખી શક્યા હોત

એ પ્રકાંડ વિપુલ વિશ્વગાનના સ્રોતનાં પૂર જ્યારે સમસ્ત આકાશને છલકાવી દઈને આપણા ચિત્ત

લાગી વદી આવે, ત્યારે તેને એક જ માર્ગે થઈને આપણામાં પ્રવેશ કરવી શકતો નથી, એને માટે અનેક દ્વારો ખોલી નાખવા પડે છે • આંખ દ્વારા, કાન દ્વારા, સ્પર્શેન્દ્રિય દ્વારા અનેક દિશાએથી અનેક પ્રકારે આપણે એને પામીએ છીએ એ એકતાન મહાસંગીતને આપણે જોઈએ છીએ, સાંભળીએ છીએ, સૂંઘીએ છીએ, ચાખીએ છીએ

આ વિશ્વને મોટે ભાગે આપણે આંખથી જ જોઈએ છીએ, કાનથી સાંભળતા નથી, છતાં કેટલાય વખતથી અનેક કવિઓ આ વિશ્વને ગીત તરીકે જ ઓળખતા આવ્યા છે ગ્રીસના ચિંતકોએ આકાશમાંના જ્યોતિષ્કમંડળની ગતિને નક્ષત્રોના ગીતરૂપે જ વર્ણવી છે કવિઓએ નિરંતર રૂપવિન્યાસને ચિત્રકળાની સાથે ભાગ્યે સરખાવ્યો નથી, એનું એક કારણ એ કે, વિશ્વમાં સદા એક જ પ્રકારની ગતિનું ચાંચલ્ય રહ્યું છે પણ એ જ એકમાત્ર કારણ નથી, એની પાછળ બીજું એક ગંભીરતર કારણ રહ્યું છે

જે ચિત્ર આંકે, તેને પટની જરૂર પડે રંગની જરૂર પડે એને બાહ્ય સામગ્રીનો ખપ ઘણો એ બધું ભેગું કર્યા પછી ય એ જ્યારે આંકવું શરૂ કરે, ત્યારે ય એની આરંભની રેખામાં આખા ચિત્રનો આનંદ દેખી શકતો નથી અનેક રેખા, અનેક રંગની મેળવણી કર્યા પછી જ પરિણામનો કંઈક આભાસ આપણને

થાય છે ત્યારપછી—ચિત્રકાર ચાલ્યો જાય પછી ય—એ ચિત્ર સ્થિર થઈને ઊભું રહે છે ચિત્રકારની સાથે પછી એનો કશો આગવો સંબંધ રહેતો નથી

પણ જે ગીત ગાય, તેના ગીતની બધી જ સામગ્રી તેના અંતરમાં। જેનો આનંદ, સૂર પણ તેનો જ, ભાવ પણ તેનો જ એમાં કશુંય બહારનું હોતું નથી હૃદય જાણે બિલકુલ મોકળા ભાવે પોતાને પ્રકટ કરે છે, એને કશા ઉપકરણનું વ્યવધાન નડતું નથી આથીજ ગીતને પણ એક પ્રકારની સંપૂર્ણતાની અપેક્ષા હોય છે, છતાં એનો પ્રત્યેક અસંપૂર્ણ સૂર હૃદયને પ્રકટ કરી શકે છે

હૃદયના આ પ્રકારના આવિષ્કારમાં ઉપકરણનું સહેજસરખું યે વ્યવધાન હોતું નથી એમ નહિ, એમાં રહેલું કથાવસ્તુ જ એક વ્યવધાન કારણ કે વિચારોને જ એનો અર્થ સમજવો પડે ગીતમાં એ અર્થને સમજવાની ખાસ આવશ્યકતા હોતી નથી એમાં કશો અર્થ ન હોય, તોયે કેવળ સૂર જ જે કહેવાનું હોય તેને અનિર્વચનીય બનાવીને કહી દે છે ત્યાર પછી અહીં ગીતની સાથે ગાયકનો એક ક્ષણનો પણ વિચ્છેદ હોતો નથી ગીતને મૂકીને ગાયક ચાલ્યો જાય, તો ગીત પણ તેની પાછળ પાછળ જ ચાલ્યું જાય ગાયકના પ્રાણની સાથે, શક્તિની સાથે, આનંદની સાથે ગીતનો સૂર સદાને માટે બિલકુલ ઓતપ્રોત થઈ જઈને પ્રકટ

થાય છે જ્યા ગીત ત્યા જ ગાનક, એમા ભેદ વ્યત્યય સભવે નહિ

આ વિશ્રમ ગીત પણ એના ગાયકથી એક ક્ષણ પણ વિખૂટુ હોતુ નથી એ એના બાહ્ય ઉપકરણોથી ઘડાયેલુ હોતુ નથી એના ગાયકનુ ચિત્ત એના નિશ્વાસે, એના જ આનદનુ રૂપ ધરીને પ્રકટ થઈ રહે છે એ ગીત સપૂર્ણરૂપે ગાયકના અતરમા રહ્યુ હોય છે ને એ ક્રમશ અભિવ્યક્ત થઈ રહ્યુ હોય છે છતા એનો પ્રત્યેક સૂર એ સપૂર્ણ ગીતનો જ આવિર્ભાવ હોય છે એક સૂર બીજા સૂર સાથે આનદે સક્રમિત થઈને વહેતો જાય છે આ ચિત્તગીતમા કોઈ વચનગમ્ય અર્થ નહિ પામીએ, તોય આપણા ચિત્ત સમક્ષની એની અભિવ્યક્તિમા કશો અતરાય આવતો નથી એ એક ચિત્તની બીજા ચિત્ત આગળ થતી ખુલ્લેખુલ્લી અભિવ્યક્તિ છે

એથી જ તો, ગાયત્રીમત્રમા એ વિશ્વસવિતાનો ભર્ગ, એનુ તેજ, એની શક્તિ ભૂર્ભુવ સ્વમા વ્યાપીને ઉચ્છ્વસિત થઈ રહેલી સાભળીએ છીએ એની એ શક્તિ જ ધીરૂપે આપણા અતરમા વિસ્તરી જાય છે સૂર પછી સૂર, સૂર પછી સૂર વિસ્તરતા જાય છે ને આપણા અતરને ભરી દે છે।

ગઈ કાલે, કૃષ્ણએ દશમીની રાત્રિના એકાતમ, નિવિડ અધકારને પૂર્ણ કરી દઈને એ વીણાનાદક એની રમ્ય વીણા બજાવી રહ્યો હતો એ ઝકારથી અનન્ત આકાશનો

સમસ્ત નક્ષત્રલોક ઝંકૃત થઈ ઊઠીને, અપૂર્વ નિઃશબ્દ સંગીત સાથે ગૂંથાઈ ગયો હતો. ત્યારપછી જ્યારે હું સૂવા ગયો, ત્યારે આ વાતને મનમાં રાખીને જ સૂતો, જે હું જ્યારે નિદ્રામાં અચેતન થઈ જઈશ ત્યારે સ એ જાગ્રત વીણાવાદકની નિશીથની વીણા બંધ થવાની નથી ત્યારેય એના જે ઝંકારના તાલે નક્ષત્રનંડળનું નૃત્ય ચાલી રહ્યું હોય છે, તે જ તાલેતાલે મારી નિદ્રાનિભૃત દેહનાટ્યશાળામાં પ્રાણનું નૃત્ય ચાલ્યા જ કરશે, મારા હૃદયનું નૃત્ય થંભવાનું નથી, સર્વાંગે રક્ત નાચી ઊઠશે, ને લક્ષલક્ષ જીવકોષ મારા સમસ્ત શરીરમાં એ જ્યોતિષ્ક-સભાના સંગીત છન્દે સ્પન્દિત થઈ રહેશે.

'बाजे बाजे रम्य वीणा बाजे।' એ વેળા આપણા ઉસ્તાદે આપણા હાથમાંય એકએક નાની શી વીણા મૂકી દીધી છે. આપણેય એમની સાથે સૂર મેળવીને વગાડતા શીખીએ, એવી એમની ઇચ્છા છે એમની સભામાં, એમનીજ સાથે બેસીને, આપણે એમને થોડોથોડો સાથ આપીએ, એવું તેઓ સ્નેહપૂર્વક ઇચ્છે છે જીવનની વીણા નાની હોય પણ એના પર એમણે કેટના તારો બાંધ્યા હોય છે! બધા તારને સૂર મેળવીને બાંધવા, એ નાનીસૂની વાત થોડીજ છે! એકનો સૂર મળે, તો વળી બીજાનો નહિ મળે! મન તૈયાર થાય, તો શરીર પાછું પડે! એક દિવસ મેળ જામે તો વળી એક દિવસ ફરી બધું બેસૂરું બની જાય! પણ તેથી કંઈ પ્રયત્ન છોડી દીધે કશું વળે નહિ.

એક દિવસ એમને મુખે એકવાર તો સાંભળવું જ છે: 'શાબાશ પુત્ર, શાબાશ!' આ જીવનની વીણા એક દિવસ એમનાં જ ચરણ આગળ ઝંકૃત થઈને એની બધી રાગિણીને બજાવી દેશે. અત્યારે તો કેવળ આટલી જ વાત મનમાં રાખવાની છે કે, બધા તારને સારી પેઠે સખત કરીને બાંધી દેવા જરૂરી છે. સહેજ ઢીલા પડી જતાં તે સંગીતને બસૂરું બનાવી દેશે. તારને જેમ સખત કરીને બાંધવા જરૂરી છે, તેમ મુક્ત રાખવા એ પણ જરૂરી છે. એના ઉપર કશો ભાર આવી પડે, તો એ વાગે નહિ. જો નિર્મળ સૂરની ઇચ્છા રાખતા હો તો એના પર ધૂળનો થર બાઝવા દેશો નહિ, એના પર કાટ ચડવા દેશો નહિ! ને પ્રતિદિન એમના ચરણે બેસીને પ્રાર્થના કરજો: હે મારા ગુરુ! તમે અમને વિસંવાદમાંથી સંવાદમાં લઈ જાઓ.

## સિત્તેર વર્ષની વયે

આજે સિત્તેર વરસની વયે જનસાધારણ સાથેનો મારો પરિચય નિશ્ચિત સ્વરૂપનો બન્યો છે. તેથી આશા રાખું છું કે જેઓએ મને સમજવાનો સહેજ પણ પ્રયત્ન કર્યો છે તેઓ એટલું તો સમજી શક્યા હશે કે, મેં જીર્ણ જગતમાં જન્મ લીધો નથી. મેં આંખ ખોલતાં જ જે જોયું, તેને જોઈ રહેતાં આજ સુધી મારી આંખ ધરાઈ નથી. મારા વિસ્મયનો અંત નથી.

ચરાચરને આવરી લેતી અનાદિકાળની જે અનાહત વાણી અનંતકાળની અભિમુખ થઈને ધ્વનિત થઈ રહી છે, તેનો પ્રતિધ્વનિ મારું મન અને પ્રાણે પાડ્યો છે. જુગજુગથી જાણે એ વિશ્વવાણી સાંભળતો આવ્યો હોઉં એવું મને લાગે છે. સૌરમંડલને એક ખૂણે રહેલી આપણી આ નાની શ્યામલા પૃથ્વીને આકાશના ઋતુદૂતો વિવિધરસની વર્ણસજ્જાએ સજાવી જાય છે.

એ આદરના અનુષ્ઠાનમાં હૃદયનું અભિષેકવારિ લઈને ઉપસ્થિત થવામાં મેં કોઈ દિવસ આળસ કરી નથી. यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि એ ભાવને અનુભવવાને માટે દૂરંગેજ, પ્રભાતસમયે, રાત્રિના અંધકારને એક ખૂણે, સ્તબ્ધ બનીને હું ઊભો રહ્યો છું. જે અસ્તિત્વમાત્રને આત્મીયતાના સમ્બન્ધે સાંકળનારું ઐક્યસૂત્ર છે, જેના આનન્દે સદા મારા પ્રાણ રૂપના આવિષ્કારે અનેકવિધ ભાવે આનન્દિત થઈને બોલી ઊઠ્યા છે — क्वो ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् — તે વિરાટ સત્તાનો મારા અનુભવને સંસ્પર્શ થાય, એમ મેં સદા ઝંખ્યું છે.

## [ ગીતાંજલિમાંથી કાવ્યો : ૧૯૦૭ થી ૧૯૧૦ ]

### ૧

ગીત અહીં આવી જે ગાવા તે તો નથી ગવાયું,
હજીયે હું કેવળ સુર સાધું, હજીયે મન ગાવાનું.

મુજથી સુર હજી ન સધાયા, શબ્દ હજી નવ જડેલા.
કેવળ પ્રાણ વિષે જાગે છે, ગાવાની વ્યાકુળતા
આજે યે તે ફૂલ ન ફૂટયું, કેવળ વહે છે વાયુ;
ગીત અહીં આવી જે ગાવા તે તો નથી ગવાયું.

મેં તેનું હજી મુખ નવ દીઠું, વાણી સુણી હજી ના,
કેવળ ક્ષણ ક્ષણ શ્રવણ પડે છે, ચરણ તણા રવ ઝીણા.
મુજ આંગણ થઈ જતો આવતો, અનુમાનું, નવ ભાળું;
ગીત અહીં આવી જે ગાવા તે તો નથી ગવાયું.

દિવસ બધો વીત્યો તોપણ હજી આસન છે પથરાયું,
ઘરમાં દીપ નથી પ્રગટાવ્યા શી રીતે બોલાવું ?
મળવાની ઉર-આશે જીવું, હજીયે નથી મળાયું;
ગીન અહીં આવી જે ગાવા તે તો નથી ગવાયું.

—

## ૨

તવ સિંહાસનના આસનથી આવ્યો તું ઊતરીને,
મુજ આ વિજન ભવનને દ્વારે ઊભો તું થંભીને.

એકલ બેસી હું મુજ મનમાં ગાતી'તી કંઈ ગીતો,
તારે કાન સ્વરો તે પહોંચ્યા, આવ્યો તું ઊતરીને;
મુજ આ વિજન ભવનને દ્વારે ઊભો તું થંભીને.
તવ દરબાર વિષે કંઈ ગીતો કંઈક ગુણીજન ગાતા,
પણ ગુણહીન તણે ગાન તારો પ્રેમ ઊઠ્યો જાગીને.

વિશ્વતણા સંગીત વિષે એ એક કરણ સુર ભળિયો,
વરણમાળ લઈને તુજ હાથે આવ્યો તું ઊતરીને;
મુજ આ વિજન ભવનને દ્વારે ઊભો તું થંભીને.

## ૩

જીવન જ્યારે જાય સુકાઈ,
કરુણાની ધારાએ આવો;
સકલ માધુરી જાય છુપાઈ,
ગીત સુધા વર્ષતા આવો.

પ્રબળ બનીને કર્મો જ્યારે,
મુજથી જગ ઢાંકી દે ક્યારે;
ત્યારે નીરવ નાથ હૃદયને પ્રાંતે શાંત ચરણથી આવો.

ચિત્ત કૃપણ, કંગાળ બને જવ,
દીન બની ખૂણે પડી રહે, તવ;
રાજ સમા મુજ દ્વાર ઉઘાડી નાથ ઉદાર હૃદયમાં આવો.

ધૂળ વાસના તણી વિપુલે,
અંધ બની આ અબોધ ભૂલે;
પવિત્ર ઓ હે, અનિદ્ર ઓ હે, ત્યારે રુદ્ર પ્રકાશે આવો.

૪

જહાં વસે છે અધમ સહુથી દીનમાં યે દીન
તહાં તમારાં ચરણકમલ પ્રભુ! રાજે
સૌની પૂંઠે, સૌની નીચે, સૌ ભૂલેલાં માંહે.
તમને જ્યારે પ્રણમું હું શીર નામી,
પ્રણામ એ થંભી જતા કયહીં, સ્વામી!
ચરણ તમારા વિરાજતા જ્યાં અપમાનોની નીચે
ત્યાં તો મારા પ્રણામ પૂહોંચે નાહીં
સૌની પૂંઠે, સૌની નીચે, સૌ ભૂલેલાં માંહીં.
અહંકાર તો પહોંચે ક્યાંથી 'જ્યાં જ્યાં તમે ફરો છો
ભૂષણવો'યા' દીન, દરિદ્ર જ વેષે,
સૌની પૂંઠે સૌની નીચે, સૌ ભૂલેલાં માંહીં.
સાથી બનીને રહો છો જ્યાં સાથી વો'ણાની સાથે
ત્યાં તો મુજ હૈયું પ્રભુ! પૂહોંચે ના હે,
સૌની પૂંઠે, સૌની નીચે, સૌ ભૂલેલાં માંહે.

## ૫

તું જ્યારે ગાવાને કહે છે,
અંતર ગર્વ થકી ફૂલી, નેનો અશ્રુ ભરી તુજને નીરખે છે.
જે કટુ, કઠોર જે મુજ પ્રાણે,
પીગળી જાય અમૃતમય ગાને,
સહુ સાધન આરાધન મારા ઊડવા પંખી સમા તલખે છે.
તૃપ્ત થતો મુજ ગીતે રાગે,
ગીત તને વા'લા મુજ લાગે,
જાણું તુજ પાસે જઈ એમે એ બળ તો મુજ ગીત તણું છે.
મનથી જ્યાં પહોંચી નવ શકતો,
ગીત વડે ચરણો તે અડતો,
સુરની ધૂન મહીં ભૂલીને બંધુ કહી સંબોધું પ્રભુને.

## ૬

ચૂંટી લે, ચૂંટી લે મુજને, હવે વિલંબ ન હોય,
રજમાં ખરી પડી રોળાઉં, ભયથી અંતર હોય.
આ ફૂલ તારી માળા માંહે
સ્થાન પામશે કે નવ જાણું,
પણ તવ કર આઘાતે એના ભાગ્યે જાણે સ્હોય,
ચૂંટી લે, ચૂંટી લે મુજને, હવે વિલંબ ન હોય.
ક્યારે દિવસ પૂરો થઈ જાશે, અંધારા ઘેરાશે,

કયારે વેળ પૂજાની તારી, વણ જાણ્યે વહી જશે.
જે કંઈ એણે રંગ ધર્યો છે,
અંતરમાં જે ગંધ ભર્યો છે,
તવ સેવામાં લઈ લે તે તું, વાટ કશાની જોય?
ચૂંટી લે, ચૂંટી લે મુજને, હવે વિલંબ ન હોય.

૭

હું તો અહીંયાં રહું છું કેવળ ગાવાને તુજ ગાન,
દેજે તારી જગતસભામાં એટલું મુજને સ્થાન.
હું તો આ તવ ભુવન મોઝારે
લાગું નાથ નહીં કો કાજે,
કેવળ માત્ર સુરોમાં રાચે નકામનો આ પ્રાણ:
હું તો અહીંયા રહું છું કેવળ ગાવાને તુજ ગાન.
મધરાતે નીરવ દેવાલયમાં તારું આરાધન,
ત્યારે મુજને દે તું આજ્ઞા ગાવાને હે રાજન!
પ્રાતે જવ આકાશે વીણા
છેડે સ્વર સોનેરી ઝીણા,
ત્યારે હું નવ દૂર રહું એ, દેજે મુજને માન:
હું તો અહીંયાં રહું છું કેવળ ગાવાને તુજ ગાન.

*

## ૮

મુજ અંતિમ ગાને
સહુ રાગિણી આવી સુર પૂરે
મુજ આનંદ ભળે એ સૂરે
મુજ અંતિમ ગાને.

જે આનંદે ધરતી હાસે,
અધીર બની વલ્લી તરૂ ધાસે,
જે આનંદે જીવન મૃત્યુ ભુવન વિષે ફરતા પાગલ શા
તે આનંદ ભળે એ સૂરે
મુજ અંતિમ ગાને

જે આનંદ પ્રતાંજન સાથે
અટ્ટહાસથી પ્રાણ જગાડે,
જે આનંદ નયનજલરૂપે રક્ત વ્યથાને શતદલ વસતો
તે આનંદ ભળે એ સૂરે
મુજ અંતિમ ગાને.

નિજ સર્વસ્વ ફગાવી ધૂળે
જે આનંદ કશુ નહિ બોલે –
તે આનંદ ભળે એ સૂરે
મુજ અંતિમ ગાને.

૯

કેંક અજાણ્યાને ઓળખાવ્યા, સ્થાન દીધાં કેં ઘરમાં,
બંધુ, દૂર નિકટ તેં આણ્યા, ભાઈ બતાવ્યા પરમાં.

વાસ જૂનો છોડી જવ જાતો,
થાશે શું ?- મુજ મન મૂંઝાતો,
નૂતનમાં પણ તું જ પુરાતન થઈ રહે નવ સનમાં,
બંધુ, દૂર નિકટ તેં આણ્યા, ભાઈ બતાવ્યા પરમાં.

જીવન મરણમાં નિખિલ ભુવનમાં લઈ જા જ્યાં જવ ભાવે;
જનમ જનમ કેરો તું પરિચિત તું, સૌને ઓળખાવે.

તુજને જાણ્યે, કો પર નાહીં,
મનાઈ નહિ ને, કંઈ ડર નાહીં,
સૌને એક કરી તું જાગે, દરસ ચહું પળપળમાં
બંધુ, દૂર નિકટ તેં આણ્યા, ભાઈ બતાવ્યા પરમાં.

૧૦

જીવનમાં જે જે પૂજાઓ રહી અધૂરી જાતી,
જાણું છું, જાણું છું, તે યે વ્યર્થ કદી નવ થાતી.

ખીલ્યા વિના કળીઓ જે જે ધરણીએ ખરી જાતી,

જે સગ્તિાની ધારા મરુની રેતી મહી સમાતી,
જાણું હું, જાણુ હું. તે યે વ્યર્થ કદી નવ થાતી.

જીવનમા આજે યે કઈ પાછળ રહી ગયું છે,
જાણુ હું, જાણુ હુ તે યે વૃથા નથી ગયું રે.
જે સુર નથી સવાયા મારા, જે સુર નથી અજાન્યા,
તે સુર તારી વીણા કેરે તારે ઝંકારાતા,
જાણું હું, જાણુ હું, તે યે વ્યર્થ કદી નવ જાતા.

## ૧૧

જીવનમાં જે ચિરદિન કેવળ રહી ગયું આભાસે,
પ્રભાતના આલોકે પણ જે પ્રગટ્યુ નહી પ્રકાશે.
જીવન કેરા શેષ દાનમા
જીવન કેરા શેષ ગાનમા
હે મુજ દેવ, તે જ આજે હુ આણુ તારી પાસે,
પ્રભાતના આલોકે પણ જે પ્રગટ્યુ નહી પ્રકાશે
વાણી તેનો પાર ન પામે, બાંધે તે શી રીતે ?
સૂરો તેને બાંધી શકે નવ ગીતે
શા એકાંત વિશે ચુપચૂપે
શા શા મોહન નવીન રૂપે
નિખિલ નયનથી હતુ છૂપેલુ, આજ લગી સર્વાંશે,
પ્રભાતના આલોકે પણ જે પ્રગટ્યુ નહીં પ્રકાશે

ભમ્યો કેટલું તેને લઈને દેશ દેશ ફરીને,
જીવનમાં જે ઘડભાંગો તે બધી ય તેને લઈ ને.
સહુ ભાવે મારે સહુ કાજે
મારું જે કંઈ સહુમાં રાજે
મારાં શયન સ્વપનમાં વેસતું તો યે હતું એકાંતે,
પ્રભાતના આલોકે, પણ જે પ્રગટ્યું નહીં પ્રકાશે.
કૈંક વખત કૈં કૈં લોકોએ કરી માગણી એની,
વૃથા ગયા તે ખાલી હાથે બહાર મુજ આંગણની.
બીજું નવ સમજી કો જાશે
તારી સાથે પરિચય થાશે,
એ આશા અંતરમાં સેવી બેઠું'તું નિજ પાસે,
પ્રભાતના આલોકે પણ જે પ્રગટ્યું નહીં પ્રકાશે.

## ૧૨

જાવાને દિવસે કહી જાવા ઇચ્છા એવી મનમાં,
જે મેં જોયું, જે હું પામ્યો, નથી જ એની તુલના.
તેજ તણા સાગરમાં આ જે,
શતદલ પદ્મ ખીલેલું રાજે,
તેનું મધુ મેં પાન કર્યું, હું ધન્ય થયો જીવનમાં,
જાવાને દિવસે કહી જાવા ઇચ્છા એવી મનમાં.

નિશ્વરૂપના ક્રીડાગૃહમાં કઈ કંઇ રમત રમ્યો છું,
અરૂપને મેં નજરે ભાળ્યો, કેવો ધન્ય થયો હું!

જે કદીયે સ્પર્શ્યો નવ જાયે,
તેણે સ્પર્શ કર્યો આ કાયે,
અંત હવે આવે જો અહીં તો રંજ કરશો નવ મનમાં,
જવાને દિવસે કહી જવા ઇચ્છા એવી મનમાં.

## ચિત્ત જ્યાં ભયશૂન્ય

ચિત્ત જ્યાં ભયશૂન્ય છે, શિર જ્યાં ઉન્નત રહે છે, જ્ઞાન જ્યાં મુક્ત છે, ઘટ ઘટના વાડાઓએ જ્યાં રાત દિવસ વસુધાના નાના નાના ટુકડા કરી મૂક્યા નથી, વાણી જ્યાં હૃદયના ઝરણમાંથી સીધી વહે છે, કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ અજસ્રપણે સહસ્રવિધ સફળતા પ્રતિ ધસે છે, તુચ્છ આચારની મરૂની રેતી જ્યાં વિચારનાં ઝરણાંને ગ્રસી લેતી નથી—પૌરુષને શતધા છિન્નભિન્ન કરી નાખતી નથી, હમેશાં તું જ્યાં સકલ કર્મ વિચાર અને આનંદનો નેતા છે, ત્યાં—તે સ્વાતંત્ર્ય-સ્વર્ગમાં તારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને, હે પિતા, ભારતને જગાડ.

ગીતાંજલિ ] [ ૧૯૦૭-૧૦

ભમ્યો કેટલું તેને લઈને દેશ દેશ ફરીને,
જીવનમાં જે ઘડભાંગો તે બધી ય તેને લઈને.
સહુ ભાવે મારે સહુ કાજે
મારું જે કંઈ સહુમાં રાજે
મારાં શયન સ્વપનમાં વસતું તો યે હતું એકાંતે,
પ્રભાતના આલોકે. પણ જે પ્રગટ્યું નહીં પ્રકાશે.
કૈંક જખન કૈં કૈં લોકોએ કરી માગણી એની,
વૃથા ગયા તે ખાલી હાથે બહાર મુજ આંગણની.
બીજું નવ સમજી કો જાશે
તારી સાથે પરિચય થાશે,
એ આશા અંતરમાં સૈની બેઠું'તું નિજ પાસે,
પ્રભાતના. આલોકે પણ જે પ્રગટ્યું નહીં પ્રકાશે.

## ૧૨

જવાને દિવસે કહી જતા ઈચ્છા એવી મનમાં,
જે મેં જોયું, જે હું પામ્યો, નથી જ એની તુલના.
તેજ તણા સાગરમાં આ જે,
શતદલ પદ્મ ખીલેલું રાજે,
તેનું મધુ મેં પાન કર્યું, હું ધન્ય થયો જીવનમાં,
જવાને દિવસે કહી જતા ઈચ્છા એવી મનમાં.

વિશ્વરૂપના ક્રીડાગૃહમાં કંઈ કંઈ રમત રમ્યો છું,
અરૂપને મેં નજરે ભાળ્યો, કેવો ધન્ય થયો છું!

જે કદીયે સ્પર્શ્યો નવ જાયે,
તેણે સ્પર્શ કર્યો આ કાયે,
અંત હવે આવે જો અહીં તો રંજ કરશો નવ મનમાં,
જવાને દિવસે કહી જવા ઇચ્છા એવી મનમાં.

## ચિત્ત જ્યાં ભયશૂન્ય

ચિત્ત જ્યાં ભયશૂન્ય છે, શિર જ્યાં ઉન્નત રહે છે, જ્ઞાન જ્યાં મુક્ત છે, ઘટ ઘટના વાડાઓએ જ્યાં રાત દિવસ વસુધાના નાના નાના ટુકડા કરી મૂકયા નથી, વાણી જ્યાં હૃદયના ઝરણમાંથી સીધી વહે છે, કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ અજસ્રપણે સહસ્રવિધ સફળતા પ્રતિ ધસે છે, તુચ્છ આચારની મરૂની રેતી જ્યાં વિચારનાં ઝરણાંને ગ્રસી લેતી નથી—પૌરુષને શતધા છિન્ન-ભિન્ન કરી નાખતી નથી, હંમેશા તું જ્યાં સકલ કર્મ વિચાર અને આનંદનો નેતા છે, ત્યાં—તે સ્વાતંત્ર્ય—સ્વર્ગમાં તારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને, હે પિતા, ભારતને જગાડ.

ગીતાંજલિ ] [ ૧૯૦૭-૧૦

## ✓ હે મુજ દુર્ભાગી દેશ

હે મુજ દુર્ભાગી દેશ, જેઓનું તેં અપમાન કર્યું છે, તેમના જેવું જ અપમાન તારે વેઠવું પડશે. મનુષ્યના અધિકારથી તેં જેમને વંચિત રાખ્યા છે, જેમને સામે ઊભા રાખ્યા છે છતાં ખોળામાં સ્થાન દીધું નથી, તેમના બધાના જેવું જ અપમાન તારે વેઠવું પડશે.

મનુષ્યના સ્પર્શને રોજ રોજ દૂર રાખી રાખીને તેં માનવના પ્રાણમાં વસતા ઠાકોરની ઘૃણા કરી છે. વિધાતાના રૂદ્ર રોષથી દુષ્કાળને આંગણે બેસી તારે બધાની સાથે વહેંચીને અન્નપાન ખાવાં પડશે. તે બધાંના જેવું જ અપમાન તારે વેઠવું પડશે.

ગીતાંજલિ ] [૧૯૦૭-૧૦

## ✓ ક્યાં છે મુક્તિ!

ભજન, પૂજન, સાધન, આરાધના—બધું પડયું રહેવા દે. તું શું કરવા બારણાં બંધ કરીને દેવાલયના ખૂણામાં પડી રહ્યો છે? અંધારામાં

છુપાઈને તું એકલો એકલો કોને પૂજી રહ્યો છે? આંખ ખોલીને જો તો ખરો ઓરડામાં દેવ તો છે નહિ!

તે તો ખેડૂતો જ્યાં માટી ભાંગીને ખેડ કરી રહ્યા છે, મજૂરો જ્યાં પથ્થર ફોડીને રસ્તો બનાવી રહ્યા છે, ત્યાં ગયા છે, અને તડકામાં અને વરસાદમાં બારે માસ તેમની સાથે મજૂરી કરે છે! તેમને બંને હાથે ધૂળ લાગી છે. તેમની પેઠે પવિત્ર વસ્ત્ર કાઢી નાખીને તું પણ ધરતીની ધૂળમાં ચાલ્યો આવ.

મુક્તિ! અરે મુક્તિ ક્યાં મળવાની હતી, મુક્તિ છે જ ક્યાં? પ્રભુ પોતે જ સૃષ્ટિનાં બંધનથી આપણી સૌની સાથે બંધાયલા છે.

રહેવા દે તારૂં ધ્યાન, ને પડી રહેવા દે તારી ફૂલની છાબને. વસ્ત્ર ફાટે તો ભલે ફાટતાં, ધૂળ માટી લાગે તો ભલે લાગતી. તું તારે કર્મયોગમાં તેમની સાથે થઈ જા, અને માથાનો પસીનો પગે ઊતરવા દે.

ગીતાંજલિ ] [ ૧૯૦૭-૧૦

ચાહું નહિ મરણ સુંદર આલયે આ,
ઇચ્છું મનુષ્યહૃદયે જીવવા સદાય;
આ સૂર્યનાં કિરણમાં, ફળફૂલ માંહી,
જીવંત સૌ હૃદયમાં મુજ સ્થાન પામું.
આ પૃથ્વીની ચિરતરંગિત પ્રાણલીલાઃ
કૈં હાસ્ય મિલનતણાં, વિરહાશ્રુ ઘેરાં,
સંગીતમાં અથી લઈ સુખદુઃખ ભાવે
સર્જી શકું અમર આલય એક જો હાં!

કડી ઓ કોમલ] [૧૮૮૬

## દુર્બોધ

મને તું ઓળખી ના શકે કે?
ઘેરી વિષાદ ભરી બેઉ આંખે પ્રશ્ન કરે
અર્થ મારો ગોતવા મથે એ,
ચંદ્રમા જેમ ચિરંતન મુખે
સાગરના હૈયા વિષે ઝુકે.

કશું યે રાખ્યું ના ગોપન
જે છે તે આ છે તારી આંખડી પાસે

પણ રોકયું વિગતરૈલું મન
સર્વસ્વ મેં મારું ધર્યું તારી સમીપે
તેથી જ તું ઓળખી શકે ના કે?

આ જો સખિ, કેવળ હોત મણિ,
ખંડ ખંડ કરી તેને નાના આકારે પૂરા જતને
એક એક કરીને ગણી,
રેશમી દોરી વડે ગૂંથી એક માળા
દેત પે'રાવી હું કંઠમા તાગ.
આ જો સખિ, કેવળ હોત ફૂલ
સુગોળ રૂડું રૂપાળું, ઉષા તેજે ખીલ્યું ખીચ્યું
વસંત પવને ઝૂલતા ઝૂલ
ગુચ્છમાંથી જાળવી ને આણી,
ગૂંથી દેત તારી રૂડી વેણી
આ તો સખિ, સંપૂર્ણ હૃદય
જળ કયાં, કયા કિનારા, દિશાના અજાણ્યા પથારા
અંતહીન રહસ્ય નિલય.
આ રાજ્યનાં આદિ અંત નથી મારી રાણી
છતા એ તારી રાજધાની
ગમ પાડવા મથું છું હું
ઘેરા આ હૈયા માહે નીરવ સંગીત સૂરે
દિન રાત ગાજંતું શું શું,
શબ્દહીન સ્તબ્ધતાથી ગગનને ઘેરે
રજનીના બોલની પેરે.

આ જો સખિ, કેવળ હોત દુઃખ
બે બિન્દુ અશ્રુજળ, બેઉ નયને છલ છલ
વિષણ્ણ અધર, મ્લાન મુખ
પ્રત્યક્ષ તો જોવા જડી હોત વ્યથા
ચણુ બોલ્યે છની વાત કથા.

આ તો સખિ, હૈયાનો પ્રેમ
સુખ દુ:ખ વેદનાનાં આદિ અંત નહીં જેનાં
ચિર દૈન્ય ચિરપૂર્ણ હેમ
દિવારાત વ્યાકુળતા જાગે નવી નવી
તેથી હું શકું ના ઓળખાવી.

છતાંય તું ઓળખ્યાવીણુ
ચિરકાળ નયનો વડે નવલ નવલા પ્રકારે
પાઠ કરે છે રાત્રિ-દિન
અર્ધ પ્રીત સમજાય, મન પણુ અર્ધું જણાય
સંપૂર્ણ તે કદી ઓળખાય?

['સોનાર તરી'] [૧૮૯૨

## નહીં જવા દઉં!

બારણે ઊભી છે ગાડી,
વેળા બપોરની,
શરદનો તાપ ક્રમે ક્રમે બને છે પ્રખર.

નિર્જન ગ્રામ વાટે ઊડે છે ધૂળ મધ્યાહ્ન વાયુએ,
સ્નિગ્ધ પીપળની છાયામાં;
થાકી પાકી વૃદ્ધા ભિખારિણી પાથરી જીર્ણ વસ્ત્ર
ગઇ છે ઊંઘી —જાણે ગૈદ્ર રાત્રી
ચારે બાજુ નિસ્તબ્ધ નિઃશબ્દ ભડ ભડ બળે;
કેવળ મારે ઘરે નથી નિરાતની નિંદર!

આસો માસ થયો છે પૂરો,
પૂજાની છુટ્ટીને અંતે
આજે પાછા જવુ પડશે બહુ દૂર દેશે—
એજ કર્મ–સ્થાને, ચાકરો હાંફળા બની
બાંધે છે જણસ–વસ્તુ દોરડી–ગસી વડે.
બૂમાબૂમ શોર બકોર આ ખંડ, એ ખંડે,
ઘરની ગૃહિણી—આંખોમાં છે આંસુ
છાતી પર પથ્થરના ભાર જેવી વ્યથા,
તોય નથી સમય એને રડવાને
ક્ષણેક પૂરતો યે. વિદાયની ધાંધલમાં
ફરે છે હાંફળી, મનને નિરાત નથી,
આટ આટલો સામાન થયો છે તોય.
કહ્યું મેં જે. 'આ તે શો કાંડ!'
આટલા–ઘડા, વીંટા, હાંડી–ઢાંકણ ને વાસણ,
બાટલી શિશાના, બાકસ!
ગજ–જેટલો બોજો લઇને કરીશ હું શું કહે, તો?

આડેદાડે આટલામાં તો પૂરું થતું સ્નાન;
બે કોળિયા અન્ન મોઢે જાય નહીં ત્યાં,
ઊંઘી જતી ઢાળી નયન;

માતાનું ધ્યાન નથી આજે લવલેશ,
વેળા થઈ ઘણી બધી તોય,
સ્નાન–આહાર અશેષ !

આ સમય બધો પડછાયા સમી
ફરતી રહી મારી ચોપાસ,
મૂગી મૂંગી આંખ ટસે જોતી વિદાયનો સાજ,
તે થાકીને બેઠી બારણા બહાર
—કોણ જાણે શું ય વિચારતી !

કહ્યું મેં જ્યારે 'જાઉં બેટી...... !'
બોલી એ ઉદાસ નયને, ગ્લાન મુખેઃ
'નહીં જવા દઉં તમને.'

બેઠી'તી ત્યાં જ બેસી રહી,
પકડયા ન હાથ, રૂંધ્યું નહિ દ્વાર !
કેવળ હૃદય કેરો સ્નેહ અધિકાર
—કરી દીધો પ્રગટઃ
'નહીં જવા દઉં તમને.'
તોય, સમય થયો પૂરો,
રે, જવા દેવો પડયો !

રસ્તે જતાં જોઉં બેઉ ધારે
શરદનાં ખેતરો ઝૂમતા અનાજ ભારે
—આરોગ્યે છે તડકો.
તરુશ્રેણી ઉદાસીન, માર્ગની ધારે ધારે
જોયા કરે દિન આખો પોતાનો જ પડછાયો.
પૂર વેગે છલકંતી વહે શરદ—ગંગા
સફેદ મેઘખંડ સૂતો નીલાકાશે—
માનાં ધાવણે સંતુષ્ટ સુખનિદ્રા રત
નવ જાત વત્સશો સુકોમલ
ઉગ્ર તાપે ખુલ્લી, જુગજુગ થાકી
—ધરણી દિગન્તવ્યાપી
જોઇ મેં નાખ્યો અહ નિઃશ્વાસ.
કેવાં ગહન દુઃખે મગ્ન—
આખું આકાશ, પૃથ્વી આખી!
જાઉં કેટલો દૂર—
સુણું હું એકમાત્ર હૃદય વેધી સુરઃ
'નહીં જવા દઉં તમને.'
ધરતીના આ છેડાથી પેલા
નીલાભ્રના સર્વ છેડા–કિનારા
ધ્વની ઊઠે સદાકાળ અનન્ત રવેઃ
'નહીં જવા દઉં, નહીં જવા દઉં.'
અતિ ક્ષુદ્ર તૃણઃ તેને જડી છાતીએ
—માતા વસુમતી

સદાકાળ જે કંઈ પામે
તેજ ગુમાવે
શિથિલ પડી ના તોય મુઠ્ઠી એની
શિશુકન્યા સમી તોયે
અખંડ પ્રેમ-ગર્વે
કહેતી એ પુકારી
—'નહીં જવા દઉં'!
મુખ મ્લાન, અશ્રુભરી આંખો,
ક્ષણે ક્ષણે તૂટી રહ્યો ગર્વ,
પ્રેમ તથાપિ શે ય ન માને પરાભવ,
અતિ વિદ્રોહ ભાવે, રુદ્ધ કંઠે કહે
—'નહીં જવા દઉં'
હાર પામે જેટલી વાર, કહે ફરી તેટલી વાર
'—ચાહું છું હું એને,
એ શું કદિ મારા થકી દૂર જઈ શકે?
મારી આકાંક્ષા સમ, આવું આકુલ
સર્વવ્યાપી આવું, આવું અનંત
આવું પ્રબળ કશું વિશ્વે હશે શું?'
વદીને એ ગર્વ ભર્યો – કરે ઉદ્‌ઘોષ
'નહીં જવા દઉં!'

તતક્ષણ કિંતુ — જુવે છે શું?
શુષ્ક તુચ્છ ધૂળસમું જાય ઊડી

કહે પ્રાણપણે: 'નહીં જવા દઉં;'
ક્ષીણ આયુ દીપ શીખા બુઝું—બુઝું, થતી
અંધકાર ગ્રાસમાંથી કોણ ખેંચતું એને,
કહી વારંવાર: 'નહીં જવા દઉં!'
અનન્ત આ ચરાચરે સ્વર્ગ-મર્ત્ય વ્યાપીને
ગભીર ક્રન્દન ઊઠે: 'નહીં જવા દઉં.'
હાય તો ય જાય ચાલ્યાં

—જવા દેવાં પડે!

એમ જ તો ચાલ્યું આવે અનાદિ કાળ થયે!
પ્રલય સમુદ્રવાહી સૃજનના સ્રોતે
વ્યગ્ર બાહુ પસારીને, જ્વલન્ત આંખે
પોકારી ઊઠે સૌ એજ —

'નહીં જવા દઉં, નહીં જવા દઉં'!

પૂર વેગે ચાલ્યાં સુસરતા સ્વરે
આર્ત કંઠે ભરી દઈ સૃષ્ટિ આખી;
આગળની લહર સાદ કરે પાછળની ને

'નહીં જવા દઉં, નહીં જવા દઉં.'

સુણે નહીં કોઇ, નહીં કરે પડઘો—

સહુદિશ આજે—અહરહ બાજે
વિશ્વ-મર્મ-ભેદી કરુણ રુદન

મુજ કન્યા કેરા સૂરે,

—વિશ્વની અબોધ શિશુ સમ વાણી!

સદાકાળ જે કંઈ પામે
તેજ ગુમાવે.
શિથિલ પડી ના તોય મુઠી એની
શિશુકન્યા સમી તોયે
અખંડ પ્રેમ-ગર્વે
કહેતી એ પુકારી:
—'નહીં જવા દઉં'!
મુખ મ્લાન, અશ્રુભરી આંખો,
ક્ષણે ક્ષણે તૂટી રહ્યો ગર્વ,
પ્રેમ તથાપિ શે ય ન માને પરાભવ,
અતિ વિદ્રોહ ભાવે, રૂદ્ધ કંઠે કહે:
—'નહીં જવા દઉં'
હાર પામે જેટલી વાર, કહે ફરી તેટલી વાર
'—ચાહું છું હું એને,
એ શું કદિ મારા થકી દૂર જઈ શકે?
મારી આકાંક્ષા સમ, આવું આકુલ
સર્વવ્યાપી આવું, આવું અનંત,
આવું પ્રબળ કશું વિશ્વે હશે શું?'
વદીને એ ગર્વ ભર્યો – કરે ઉદ્દઘોષ:
'નહીં જવા દઉં!'

તત્ક્ષણ કિંતુ — જુવે છે શું?
શુષ્ક તુચ્છ ધૂળસમું જાય ઊડી

ત્યાર પછી સંતાનોને દઈ જાય પેઢી દર પેઢી;
ભાંડે નહી વિધિને, નિંદે નહી દૈવ, એને
કરીને યાદ,—
માનવને નવ દેતો દોષ, જાણે ના અભિમાન,
જેમ તેમ દુ ખી પ્રાણ
એનુ ય અન્ન છિનવી લે કોઈ જ્યારે,
ગર્વાન્ધ, નિષ્ઠુર અત્યાચારે કરે આઘાત
— કોઈ એ પ્રાણે,
નહી જાણે ત્યાર—
ઊભા રહેવુ ન્યાયની આશાએ કોને દ્વારે ?
દરિદ્રના ભગવાનને પોકારી વારવાર
દીર્ઘ નિશ્વાસે
મરતો એ મૂગો મૂગો
એ બધા મૂઢ, મ્લાન, મૂગાને મુખે
—દેવી પડશે ભાષા,
એ બધા શ્રાન્ત શુષ્ક ભગ્ન હૃદયોમા
જગવવી પડશે આશા,
ગર્જીને બોલવુ પડશે —
'ઘડી ભર એકત્ર થઈ ઉન્નત શિરે
ઊભા રહો જોઉ બધા,
જેના ભયે ભીત તમે, અન્યાય એ તમથી યે ભીરુ અધિક,
જાગશો જેવા તમે, ભાગશે એ તત્ક્ષણુ
જેના તમે ઊભા રહેશો સામે
ભગી જશે એય તમારી ભેગા,

એકજ નિઃશ્વાસે એ સ્નેહઘન
અશ્રુજલે ઊભરે બેઉ નયન,
છિન્નમૂલ તરુસમુ ઢળે ધરણીપર
—ગર્વભંગ નતશિર.
તોયે પ્રેમ બોલે :
'વિધાતાનું સત્ય નવ થાય ખંડિત.
પામ્યો હું મહાન ભેટ
—સ્વાક્ષરે લખ્યો ચિર અધિકારલેખ.'
એથીજ ફુલાવી છાતી
સર્વશક્તિ–મરણુની સંમુખે ઊભી
—સુકોમળ ક્ષીણુ તનુનવા બોલે:
"મૃત્યુ! તું જ નહીં!"
આ કેવી કથા!
મૃત્યુ બેઠું હસે.
મરણુ–પીડિત એજ ચિરંજીવ પ્રેમ
આચ્છન્ન એણે જ આ અનંત સંસાર
—ઉદાસ નયનો પરે વ્યાકુળ આશંકિત
અશ્રુબિંદુ સમ ચિર કંપમાન!
આશાહીન શ્રાન્ત આશા
બિછાવી રાખે છે જાણે
વિષાદ ધુમ્મસ વિશ્વમય!
આજે જાણે જોઉં હું આ આંખે—
અબોધ બેઉ બાહુ નિષ્ફળ બંધને

નિખિલને વીટી વહ્યા– સ્તબ્ધ વિવશ
ચંચલ સ્રોત નીરે
પડી છે કાંક અચંચલ છાયા
અશ્રુ–વૃષ્ટિ ભરી કયા મેઘની એ માયા ?
એથીજ તો સુણી મે તરુ–મર્મરે વ્યાકુલતા,
અલસ ઉદાસી ભર્યો

મધ્યાહ્નનો તપ્ત વાયુ,
કરે મિથ્યા ક્રીડા સૂકા પર્ણ સાથે !
વેળા ધીરે જાય વહી
પીપળની હેઠે પાથરી પ્રલમ્બ છાયા,
મેઠા સુરે† રડે જાણે અનંતની વાસળી
વિરાટ વિશ્વ પ્રાતરે.
સુણો એ, સન્યાસિની વસુન્ધરા
બેઠી છે વ્યસ્ત કુંતલ

દૂરવ્યાપી શસ્યક્ષેત્રે, ગંગા તટે,
છાતી પર ખેંચી લઈ
પાળચટો હિરણ્ય અંચલ,
અમીટ નયન યુગલ
દૂર નાલાકાશે મગ્ન, મુખે નહી વાણી
જોયુ મે એજ એવુ મ્લાન મુખડુ
એજ દ્વાર પ્રાન્તે લીન સ્તબ્ધ મર્માહતા
મારી ચાર વરસની કન્યકા સમુ !

સોનાર તરી ] [ ૨૯ ઓક્ટોબર' ૧૮૯૨

† મેદાન અગર ખેતરમાથી વહી આવતો સૂર

દેવગણ વિમુખ એઓથી, કોઈની ના એમને સહાય,
મોઢે કરે મોટી વાત,
એ જાણે નિજ હીનતા મન માંય.'

કવિ! ઊઠી આજ—
હોય જો પ્રાણ કરી દે દાન.
અતિ દુઃખ અતિ વ્યથા—સામે છે કષ્ટ ભર્યો સંસાર
અતિ દરિદ્ર, શૂન્ય, અતિ ક્ષુદ્ર, બધ્ધ, અંધકાર!
જોઈએ અન્ન, જોઈએ પ્રાણ,
જોઈએ પ્રકાશ, મુક્તવાયુ
જોઈએ બળ, જોઈએ સ્વાસ્થ્ય, આનંદ ઉજ્જ્વલ પરમાયુ,
—વળી સાહસભર્યું પ્રશસ્ત છાતી.

આ દૈન્યમાંહે કવિ!
એક વાર લઈ આવ સ્વર્ગ થકી શ્રદ્ધાની છબી.
હવે મને પાછો વાળો સંસાર તીરે
હે કલ્પને, રંગમયી! ઝુલાવોના પવનલહરીએ
તરંગ-તરંગે વધુ ભોળવો ના માયા મોહિનીએ.
નિર્જન વિષાદઘન અંતર-નિકુંજ છાયાએ
રાખો ના બેસાડી મને હવે.
દિવસ જાય, સન્ધ્યા થવા આવે.
અંધકારે દિશાઓ ઢંકાય,
આશ્વાસહીન ઉદાસ પવને
નિશ્વસી રહી ઊઠે વન.

આવ્યો છું બહાર, ખુલ્લા આકાશ તળે
ધૂળિયા વિસ્તીર્ણ રાજપથે
—જનતા વચ્ચે.

જાય છે ક્યાં એ પથિક, જાય તું ક્યાં?
હું તો નથી પરિચિત,
મારી ભણી ફરીને તું જો;

કહે મને નામ તારું, કરીશ ના અવિશ્વાસ:
સૃષ્ટિ થકી પર એવી અન્ય સૃષ્ટિમાંહે
સાથી વિના દિનરાત, બહુ કાળ કર્યો છે મેં વાસ.
એથી જ તો મારો આ વિસ્મયકર વેશ
આચાર નવતર, એથી જ તો આંખોમાં સ્વપ્નનો આવેશ:
—હૈયે જલે ક્ષુધા અગ્નિ.

જે દિન અવતર્યો આ વિશ્વે
જાણું ના કઈ માએ દીધી મને
કેવળ આ રમતની વાંસળી!
બજાવતાં બજાવતાં એથી જ તો મુગ્ધ છું પોતાના સૂરે!
દિવસ કે, કે કે રાતો
છોડીને સંસાર-સીમા ચાલ્યો ગયો
— અતિદૂર એકાન્તે.
એ વાંસળીએ શીખ્યો છું જે સૂર
એના જ આનંદે, કદિ ગીતશૂન્ય દર્દપૂર્ણ
—ઝંકારી શકું ઉર:

મૃત્યુંજયી આશાના સંગીતે
કર્મહીન જીવનનો એકાદો ખૂણો ય
તરંગિત કરી શકું પલભર –
દુઃખ જો પામે એની ભાષા,
નિદ્રામાંથી જાગી ઊઠે અંતરની ગહનતૃષા
સ્વર્ગામૃત કાજે,
— થશે ધન્ય મુજ ગાન,
શાંશન અસંતોષ કેરા મહાગીતે
—પામીશ હું નિર્વાણ

શું ગાશે, શું સુણાવશે?
કહેજો–મિથ્યા પોતાનું સુખ
મિથ્યા પોતાનું દુઃખ, સ્વાર્થમગ્ન જે જન
વિશાળ વિશ્વથી વિમુખ, એકાકિ શીખ્યો ન જીવન
વિશાળ–વિશ્વ–જીવન તરંગે નાચી ઊઠી નિર્ભયે
પ્હોંચવું રહેશે ગણી સત્યને ધ્રુવ–લક્ષ્ય.
મૃત્યુની નથી ભીતિ, દુર્દિનની અશ્રુધારા
મસ્તકે પડશે ઝરી, એની અંદર, એની પાસે
જઈશ હું અભિસારે—
જીવનસર્વસ્વ ધન અર્પ્યું છે જેને
—જન્મો જન્મે.
કોણ એ? જાણું ના, ઓળખું ના એને—
કેવળ એટલું જાણું :

એને કાજે ગત્રી–અંધકારે
જાય છે માનવયાત્રી
—એક યુગથી બીજા યુગ ભણી
ઝંઝા–તોફાન-વજ્રપાતે
—સાવધાને જલતો રાખી અંતરદીપ.
જાણું હું કેવળ:
સૂણ્યું જેણે કાને એનું આહ્વાન ગીત
દોડ્યો એ નિર્ભીક પ્રાણે સંકટવર્તુળો માહે
— કરી સર્વસ્વ વિસર્જન,

સામી છાતીએ વહોરી પીડા:
મૃત્યુનું ગર્જન સુણ્યું એણે સંગીતસમ
બાળ્યો છે અગ્નિએ એને,
વીંધ્યો છે કંટક-શળોએ,
છુદી નાખ્યો કુહાડીની ધારે;
—સકળ પ્રિયવસ્તુનું નિર્ભયે કરીને ઈંધન
જન્મભર એને માટે જલાવ્યો છે હોમ હુતાશન.

હૃદયપિંડ ચીરી નાખી, રક્ત પદ્મ-અર્ઘ્ય ઉપહારે
ભક્તિપૂર્ણ અંતિમ પૂજા કરી છે એની
મૃત્યુએ કૃતાર્થ કરી પ્રાણ.
સુણ્યું મેં:
એને કાજે રાજપુત્રે ધરી અંગ છિન્નકંથા
બન્યો એ વિરક્ત વિરાગી ભિક્ષુક.

મહામનાએ સહ્યાં પલેપલે
—સંસારનાં ક્ષુદ્રપીડન,
વીંધ્યાં છે ચરણ કુશાંકુરે દિનદિન,
કરતા એનો અવિશ્વાસ મૂઢ જ્ઞાની જનો રે,
પ્રિયજનોયે કરતા ઉપહાસ
—અતિપરિચયે—અવજ્ઞાએ.
ગયો એ ક્ષમા કરી
નિરખે કરુણ નેત્રે;
અંતરે ધારણ કરી અનુપમ સૌંદર્ય પ્રતિમા.
એનેજ ચરણે છોડી દીધું માન અભિમાનીએ,
ધનિકે સોંપ્યું ધન, વીરજને ધરી દીધા પ્રાણ;
ઉદ્દેશી એનેજ લક્ષલક્ષ ગાન રચ્યાં કવિએ,
તે ફેલાયા દેશ વિદેશે

જાણું છું કેવળ :
એનીજ મહા ગંભીર મંગલવાણી
ગુંજ્યા કરે સમદરે સમીરે,
એનાજ અચલ કેરો છેડો
રહ્યો છે ઊડી નીલ આકાશ ઘેરીને.
વિશ્વવિજયિની પરિપૂર્ણ પ્રેમમૂર્તિ એની
પ્રગટે છે પરમક્ષણે પ્રિયજન-સંમુખે.

જાણું છું કેવળ :
વિશ્વ પ્રિયાના એ રોમે [illegible]

નિવારવા રહેશે જીવનનાં સર્વ અપમાન;
ઊભા રહેવું રહેશે સન્મુખ ઉન્નત શિર
જ્યાં ભયની નથી કશી લેખા
દાસત્વની ધૂળે આંકી નથી કલંકરેખા.
—સ્થાપી એને અંતરે
જીવન કંટકપંથે જવું રહેશે એકાકી નિરવે
દુઃખે સુખે ધૈર્ય ધરી, એકાંતે લૂછી અશ્રુજલ,
નિત્યકર્મે રહી અલસ નહીં સુખી કરું સહુજન

ત્યાર પછી—
સુદીર્ઘ પથ શેષે
જીવન યાત્રા પૂરી થાતાં
—ક્લાન્ત પદે, રક્ત સિક્ત વેશે,
જઈ પહોચીશ દિન એક
—શ્રમહારી શાંતિ–ઉદ્દેશે,
—દુઃખહીન નિવાસે.
પ્રસન્ન વદને મંદ હસીને
આરોપશે મહિમા લક્ષ્મી ભકત કંઠે વરમાળા,
કર પદ્મના સ્પર્શ થકી શાંત થશે સકળ દુઃખ ગ્લાની,
—સર્વ અમંગળ.
આળોટી પડી રક્તિમ ચરણ તલે
આજન્મે–રૂંધ્યા અશ્રુ જલે ધોઈ નાખી
કરી દઈશ સ્વચ્છ એના ચરણ.

ચિર સંચિત આશા સંમુખે કરી પ્રગટ
રોઇને કરીશ નિવેદન
—જીવનની અક્ષમતા,
—યાચીશ અનંત ક્ષમા.
કદાચ દુઃખરાત્રી થશે સમાપ્ત
એક જ પ્રેમે તૃપ્ત થશે જીવ કેરી પ્રેમ તૃષા.

ચિત્રા ]                [ ૬ માર્ચ, ૧૮૯૪

## ✓ સ્વર્ગથી વિદાય

મ્લાન બની ગઇ કંઠે મંદારમાળા,
હે ઇંદ્ર ! બુઝાઇને ઝાંખુ પડ્યું જ્યોતિર્મય લલાટ-તિલક
—પુણ્ય થયું પૂરું.

હે દેવ ! હે દેવીગણ !
આજે મારો સ્વર્ગ થકી વિદાયનો દિન,
વીતાવ્યાં છે કોટિ વર્ષ હર્ષ ભર્યા
દેવતાની જેમ દેવલોક માંહે
આજે શેષ-વિદાય વેળાએ
લેશમાત્ર અશ્રુરેખા જોવા પામીશ સ્વર્ગને નયન
—હતી એટલી આશા
શોકહીન હૃદયહીન સુખસ્વર્ગભૂમિ તાકી રહી છે નિર્મમ
લક્ષલક્ષ વર્ષ થયાં નથી નયને પલક !

ડાળી થકી ખરી પડે જીર્ણ પાન જ્યારે
થાય થોડીકે વ્યથા પીપળને,
થાય એટલી યે ના સ્વર્ગને હૃદય જ્યારે
ગૃહચ્યુત જ્યોતિર્હીન નક્ષત્રની જેમ
મારા જેવા અસંખ્ય કૈં
ખસી પડે ક્ષણેકમાં દેવલોક થકી
ધરિત્રીના અંતહીન જન્મમૃત્યુ પ્રવાહે

હોત એવી વેદના —
વિરહની છાયા રેખા દેતે દેખા,
સ્વર્ગ તણી ચિર જ્યોતિ મ્લાન થતે,
મર્ત્યની જેમ કોમળ શિશિર બાષ્પે;
નંદનવન મર્મરી ઊઠતે નિશ્વસી;
મંદાકિની કિનારે કિનારે કલકંઠે
—ગાયા કરત કરુણ કહાણી;
સંધ્યા આવી દિવસને છેડે
નિર્જન પ્રદેશે દિગન્તની પેલે પાર
ચાલી જાત નિર્મમ સમી,
નિસ્તબ્ધ રાત્રી કંસારી–સૂરે સુણા વત વૈરાગ્ય–સંગીત
— નક્ષત્ર સભા મહીં;
ઇન્દ્રપુરી માંહે—
નૃત્ય કરંત મેનકાના સુવર્ણ નુપૂર કેરા
થતે તાલભંગ કદિક

ઉર્વશી-રતને અરેલેવી સુવર્ણવીણા
અચાનક અન્ય મને ઝંકારી ઉઠત કઠોર પીડને
—અસહ્ય કરુણ મૂર્છના.

દેવતાની અશ્રુહીન આંખોમાં યે
દેખા દેત જલ રેખા અકારણ
પતિ પાસે બેસી એકાસને
એકાએક જોઈ લેત શચી ઇન્દ્રની આંખો ભણી
—જાણે શોધતી ન હોય પિપાસાનાં નીર!
ધરતીમાંથી વાયુસ્રોતે ઊછળતે કદિક કદી
—ધરતીનો દીર્ઘ નિઃશ્વાસ;
તૂટીને ઝરી પડતે નંદનવને કુસુમ મંજરી.

રહેજે તું સદાય હાસ્યમુખે, સ્વર્ગ!
કરજો સુધાપાન, દેવગણ!
સ્વર્ગ તમારું સુખસ્થાન, અમે તો પ્રવાસી.
મર્ત્યભૂમિ સ્વર્ગ નથી, એ તો છે માતૃભૂમિ.
એથી જ તો વહે એની આંખોમાંથી અશ્રુજલ
—જાય જો બે દિન બાદ, બે ક્ષણ સારેય કો—
ગમે એટલા ક્ષુદ્ર ભલે, ક્ષીણ ભલે અપાત્ર,
ગમે તેટલાં પાપી તાપી, તોએ એતો ચહાય
આલિંગને કોમલવક્ષે બાંધવા સર્વને
ધૂળખરડયા અંગ સ્પર્શે એકત્ર થાય માતૃહૃદય.
સ્વર્ગે તવ ભલે વહો અમૃત,

મર્ત્યમહીં સુખે દુઃખે મિશ્ર અનંત પ્રેમધારા
અશ્રુજલે ભૂતળના સ્વર્ગખંડને કરી ચિરશ્યામ રહે !

હે અપ્સરી !
તવ નયનજ્યોતિ, પ્રેમતણી વેદનાએ
કદિ ન હજો મ્લાન, લઉં છું વિદાય.
તને સ્પૃહા ન કશી, કરે ન તું કોઈનો શોક
પૃથ્વીપટે અંતિરંક ગૃહેયે
જન્મે જો પ્રેયસી મારી,
નદી તીરે કોક—ક્યાંક ગામ છેડે
પીપળની છાયા હેઠે નાની શી મઢુલીએ —
બાલિકા એ—હૈયે એને રાખશે સંચિત અમૃત ભંડાર
મારે કાજે મમતા પૂર્ણ.
શિશુવયે નદી તટે ઘડીને શિવમૂર્તિ
પ્રભાતે માગી લેશે મને વરદાને—સ્વામી;
સંધ્યા વેળા જલતો દીપ તરતો મૂકી જલે,
ટગી-રહેશે એક દષ્ટે શંકિત કંપિત હયે
કરતી એના સૌભાગ્યની ગણના ઊભી એકલ ઘાટે
એકદા શુભક્ષણે આવશે ઘરે નત નયને,
ચંદન અર્ચિત ભાલે, પહેરીને રક્ત-પટાંબર
ઉત્સવ કેરી શરણાઈના સૂરે.
ત્યાર પછી—
સારે-માઠે સર્વ દિને પહેરીને મંગળ-કંકણ

મસ્તકે ધરી સોહાગની સિન્દુર રેખ
દુઃખે સુખે ગૃહલક્ષ્મી સોહે
—પૂર્ણિમાનો ચંદ્ર જાણે
સંસાર કેરા સમુદ્રને ઓશિકે!

દેવગણ! સ્વર્ગતણું કદિક થશેય સ્મરણ
વર્ષો જૂનાં સ્વપ્ન સમું
જ્યારે કોક અર્ધ રાતે
એકાએક જાગી ઊઠી જોઈશ નિર્મલ શૈય્યાએ
પડે છે ચંદ્ર-પ્રકાશ —નિદ્રિત પ્રેયસીઃ
ભોંયે ઢળ્યા શિથિલ હાર્ય—
—લજ્જાગ્રંથી પડી છે ખસી;
મૃદુ પ્રણય ચુંબને એકાએક જાગી ઊઠી
ગાઢ આલિંગને વીંટળાઈ જશે છાતીએ લતા સમી;
દક્ષિણ વાયુ આણશે કુસુમ-સુગંધ
જાગેલી કોકિલ ટહુકશે દૂર ડાળીએ.

અયિ દીન હીના જનની!
અશ્રુ આંખે દુઃખાતુરા મલિન-વેશા, મર્ત્યભૂમિ!
આજે ઘણે બધે દિને
રડી ઊઠ્યું ચિત્ત તારા મિલન કાજે.
વિદાય દુઃખે, શુષ્ક આંખો અશ્રુથી ભરાઈ જેવી
સ્વર્ગ ભૂમિ કલ્પના સમી ઊડી ગઈ છાયા બની!
તવ નીલ આકાશ, તવ પ્રકાશ

તব જન પૂર્ણ સંસાર
—નદી તીરે તીરે પ્રલંબ રેતીનો પટ
નીલગિરિ માથે હીમ રેખા,
તરુ શ્રેણી માંહે નિઃશબ્દ સૂર્યોદય;
શૂન્ય નદી તીરે સન્ધ્યા નતમુખ
—અશ્રુ બિંદુ-દર્પણે જાણે
ફૂટી પડ્યાં સકળ પ્રતિબિંબ!

હે જનની પુત્રહારા!
શેષ-વિદાયને, દિને, શોક પૂર્ણ અશ્રુધારાએ
આંખોએથી ઝરી પડી
કર્યો હતો અભિષેક માતૃસ્તને તારા,
આજે આટલે સુકાઈ ગયા એ નીર;
તોય, જાણું હું અંતરે—
ફરીશ પાછો પ્રાંગણે તારે
ભેટી પડશે બેઉ હાથો ને
વાગશે મંગળ શંખ—સ્નેહછાયાએ
દુઃખેસુખે-ભયે ભર્યા પ્રેમ-સંસારે - તારે ઘરે,
તવ સંતાનો મહીં લેશે તું મને
— ચિરપરિચિત જાણી.

બીજા જ દિને, ઓશિકે બેસી
રાત આખી તું જાગતી રહેશે, કંપિત પ્રાણે, શંકિત હૃદયે

મસ્તકે ધરી સોહાગની સિન્દુર રેખ
દુઃખે સુખે ગૃહલક્ષ્મી સોહે
—પૂર્ણિમાનો ચંદ્ર જાણે
સંસાર કેરા સમુદ્રને ઓશિકે!

દેવગણ! સ્વર્ગતણું કદિક થશેય સ્મરણ
વર્ષો જૂનાં સ્વપ્ન સમું
જ્યારે કોક અર્ધ રાતે
એકાએક જાગી ઊઠી જોઈશ નિર્મલ શૈય્યાએ
પડે છે ચંદ્ર-પ્રકાશ —નિદ્રિત પ્રેયસીઃ
ભોયે ઢળ્યા શિથિલ હાથ—
—લજ્જાગ્રથી પડી છે ખસી;
મૃદુ પ્રણય ચુંબને એકાએક જાગી ઊઠી
ગાઢ આલિંગને વીંટળાઈ જશે છાતીએ લતા સમી;
દક્ષિણ વાયુ આણશે કુસુમ-સુગંધ
જાગેલો કોકિલ ટહુકશે દૂર ડાળીએ.

અયિ દીન હીના જનની!
અશ્રુ આંખે દુઃખાતુરા મલિન-વેશા, મર્ત્યભૂમિ!
આજે ઘણે બધે દિને
રડી ઊઠ્યું ચિત્ત તારા મિલન કાજે.
વિદાય દુઃખે, શુષ્ક આંખો અશ્રુથી ભરાઈ જેવી
સ્વર્ગ ભૂમિ કલ્પના સમી ઊડી ગઈ છાયા બની!
તવ નીલ આકાશ, તવ પ્રકાશ

તવ જન પૂર્ણ સંસાર
—નદી તીરે તીરે પ્રલંબ રેતીનો પટ
નીલગિરિ માથે હીમ રેખા,
તરુ શ્રેણી માંહે નિઃશબ્દ સૂર્યોદય;
શૂન્ય નદી તીરે સન્ધ્યા નતમુખ
—અશ્રુ બિંદુ-દર્પણે જાણે
ફૂટી પડયાં સકળ પ્રતિબિંબ!

હે જનની પુત્રહારા!
શેષ-વિદાયને, દિને, શોક પૂર્ણ અશ્રુધારાએ
આંખોએથી ઝરી પડી
કર્યો હતો અભિષેક માતૃસ્તને તારા,
આજે આટલે સુકાઇ ગયા એ નીર;
તોય, જાણું હું અંતરે—
ફરીશ પાછો પ્રાંગણે તારે
ભેટી પડશે બેઉ હાથો ને
વાગશે મંગળ શંખ—સ્નેહછાયાએ
દુઃખેસુખે-ભયે ભર્યા પ્રેમ-સંસારે - તારે ઘરે,
તવ સંતાનો મહીં લેશે તું મને
— ચિરપરિચિત જાણી.

બીજા જ દિને, ઓશિકે બેસી
રાત આખી તું જાગતી રહેશે, કંપિત પ્રાણે, શંકિત હૃદયે

ઊંચે આભે માંડીને કરુણ દૃષ્ટિ દેવના પ્રતિ
રાત્રિદિવસ રહેશે ચિંતિતઃ
'પામી છું જેને, ગુમાવું રખેને હું ફરી !'

ચિત્રા ]' [ ડિસેમ્બર' ૧૮૯૫

## અમર કવિને

તમને ય હતાં 'ના શું સુખ અને દુઃખ,
આશા નિરાશાનાં દ્વંદ્વ અમારી જ જેમ
હે અમર કવિ? હતાં ના શું અનુક્ષણ
રાજસભાષડ્યંત્ર ને ગુપ્ત આઘાત ?
ક્યારેય સહ્યા ના તમે અપમાનભાર,
અનાદર, અવિશ્વાસ, દુઃસહ અન્યાય,
અભાવ કઠોર ક્રૂર ?–નિદ્રાહીન રાત
ગાળી ના શું વક્ષ પરે મૂકી શિલાભાર ?
ખીલી ઊઠ્યું કાવ્ય તવ–સૌંદર્યકમલ
આનંદના સૂર્યકરે; નહીં એમાં ક્યાંય
દુઃખદૈન્ય દુર્નિતનું ચિહ્નયે દેખાય.
જીવનમન્થન વિષ પોતે કરી પાન
અમૃત પ્રકટ્યું તેનું તમે કર્યું દાન.

ચૈતાલિ ] [ ૧૮૯૫

## મુક્તિ

વૈરાગ્ય સાધને મુક્તિ ? એ ના ખપે મને,
અસંખ્ય બંધન મહીં મહાનન્દમય
પામીશ મુક્તિનો સ્વાદ, આ જ વસુધાનું
મૃત્તિકાનું પાત્ર અહીં ભરી વારંવાર
તારું એ અમૃત વહાવશે. અવિરત
નાના વર્ણગન્ધમય. પ્રદીપની જેમ
સમસ્ત સંસાર સમલક્ષ વર્તિકાએ
પ્રગટાવી દેશે જ્યોતિ તારી સૌ શિખાએ
તારા આ મંદિર મહીં
ઇન્દ્રિયનાં દ્વાર
લીડી બેસું યોગાસને? ના ના, એ ના બને.
જે કાંઈ આનંદ રહ્યો દશ્યે ગન્ધે ગાને,
તારો જ આનન્દ માણું એ સર્વમાં સદા—.
મોહ મારો મુક્તિ રૂપે થશે પ્રજ્વલિત
પ્રેમ મારો ભક્તિ રૂપે થશે વિકસિત.

નૈવેદ્ય ] [ ૧૯૦૧

## શાહજહાન

એ વાત જાણી'તી તેં તો ભારત–ઈશ્વર શાહજહાન,
કાલસ્રોતે જાય વહ્યા જીવન યૌવન ધન માન.

માત્ર તવ અંતર-વેદના
ચિરંતન રહો બની, સમ્રાટની હતી એ સાધના.
રાજશક્તિ વજ્રશી કઠિન,
સંધ્યારક્ત રાગસમ તન્દ્રાતલે છોને થતી લીન;
કેવળ એકજ દીર્ઘશ્વાસ,
નિત્ય ઉચ્છ્વસિત થઈ સકરુણ આકાશ,
એજ, તારે મન હતી આશ.
હીરામુક્તા માણિક્યની ઘટા,
જાણે શૂન્ય દિગંતની ઈન્દ્રજાળ ઈન્દ્રધનુચ્છટા.
ભલે એ સૌ લુપ્ત થઈ જાય
(માત્ર) રહી જાય
એક બિન્દુ અશ્રુ કેરૂં જલ.
કાલના કપોલ પરે શુભ્ર સમુજ્જ્વલ
આ તાજમહલ!

"હાય, ઓરે માનવ હૃદય,
વારંવાર
કોની સામે ફરીને જોવાય
ક્યાં છે જે સમય
ક્યાંય ક્યાંય?
જીવનને ખરસ્રોતે વહે તું સદાય
ભુવનને ઘાટે ઘાટે; —
એક હાટે લે છે બોજો, ખાલી કરી દે છે બીજે હાટે.

દક્ષિણને મંત્ર-ગુંજરણે
તવ કુંજવને
વસન્તની માધવી-મંજરી
જે ક્ષણે દેય ભરી
માલંચનો ચપલ અંચલ
વિદાય-ગોધૂલિ આવે ધૂળમાં વિખેરી છિન્નદલ
સમય છે ક્યાં?
તેથી તો શિશિરરાત્રે ત્યાં
નિકુંજે ખિલાવી દે છે નવકુંદરાજી
સજાવાને હેમન્તની અશ્રુભરી આનંદની થાળી!
હાય રે હૃદય
તાહરો સંચય
દિનાંતે નિશાંતે ખાલી પથપ્રાંતે જાશે ફેંકાય,
નથી, નથી સમય જે ક્યાંય

હે સમ્રાટ, તેથી તારું શંકિત હૃદય
ચ્હ્યું હતું કરી લેવા સમયનું હૃદય હરણ
સૌન્દર્યે ભુલાવી!
કંઠે તેને શી માળા ઝુલાવી
કર્યું 'તું વરણ
રૂપહીન મૃત્યુને આ મૃત્યુહીન અપરૂપ સાજે!
રહે છે ક્યાં જે
વિલાપનો અવકાશ
બારે માસ?

તેથી તવ અશાંત ક્રંદન—
ચિરમૌન જાળ વડે બાંધ્યું તેને કઠિન બંધને?
જ્યોત્સ્ના રાતે નિભૃત મંદિરે
પ્રેયસીને
જે નામે બોલાવી ધીરે ધીરે
તે જ સૂક્ષ્મ મંદ વાણી મૂકી ગયો તું આ સ્થાને
અનન્તને કાને!
પ્રેમની કરુણ કોમલતા
ખીલાવી તેં આ
સૌન્દર્યના પુષ્પપુંજે પ્રશાન્ત પાષાણે?

હે સમ્રાટ કવિ,
આ તારા હૃદયની છબિ
આ તારું નવ મેઘદૂત
અપૂર્વ અદ્‌ભુત
છંદે ગીતે
ચડયું ઊંચે અલક્ષ્યની દિશે
જયહાં તવ વિરહિણી પ્રિયા
રહી છે મળી આ
પ્રભાતના અરુણ – આભાસે,
ક્લાંત—સંધ્યા દિગંતના કરુણ નિઃશ્વાસે,
પૂર્ણિમાએ દેહહીન ચંપેલીના લાવણ્ય વિલાસે,
ભાષાને અતીત તીરે,
કંગાળ નયન જેને આંગણેથી પાછાં ફરે!

તારો એ સૌન્દર્ય–દૂત થયા યુગોયુગ
ચુકાવીને કાળ કેરો પ્રહરી અચૂક
જાય ચાલ્યો વાણીહીણો વાર્તા લઈ આ,
'ભૂલ્યો નથી, ભૂલ્યો નથી, ભૂલ્યો નથી પ્રિયા.'

ચાલ્યા ગ્યા છો તમે આજ
મહારાજ !
રાજ તવ સ્વપ્નસમ ગ્યું છે છૂટી,
સિંહાસન ગ્યું છે તૂટી;
—તવ સૈન્યદલ
જેઓને ચરણાઘાતે ધરણી થતી'તી હલમલ,
તેઓ કેરી સ્મૃતિ આજ વાયુ પરે
ઉડાવે છે દિલ્લી કેરી માર્ગધૂળી પરે;
બંદીઓ ન ગાતા ગાન;
યમુના—કલ્લોલ સાથે નોબત મિલાવે ના તાન;
તવ પુરસુન્દરીના નૂપુર નિક્કણ
ભગ્ન પ્રાસાદ કેરે ખૂણે
શમી જઈ ઝિલ્લીસ્વને
રડાવે છે નિશીથ ગગન.
છતા યે તારો દૂત અમલિન,
શ્રાન્તિ કલાન્તિ–હીન
તુચ્છ ગણી રાજ્ય ચડયા પડ્યા,
તુચ્છ ગણી જીવન મૃત્યુ કેરા જળ ચડયા ઓસર્યાં,
યુગે યુગાન્તરે

પુકારે છે એક સ્વરે
ચિરવિરહીની વાણી શી આ—
'ભૂલ્યો નથી, ભૂલ્યો નથી, ભૂલ્યો નથી પ્રિયા !'

જુઠી વાત, કોણ કહે છે ભૂલ્યો નથી?
કોણ કહે છે ખોલ્યાં નથી
સ્મૃતિનાં પિંજર દ્વાર?
ભૂત કેરો ચિર અસ્ત-અંધકાર
આજે યે હૃદયે તારે રાખ્યો છે શું બાંધી?
વિસ્મૃતિની નાકા-બારીમાંથી
આજે યે તે ભાગ્યો ન લગીર?
સમાધિ મંદિર
અહિંયાં જ રહે ચિર સ્થિર;
માટી પરે પડી પડી
સ્મૃતિ કેરે આવરણે મૃત્યુને તે રાખે ઢાંકી યત્ન બહુ કરી.
જીવનને કોણ શકે રાખી?
બોલાવે છે પ્રત્યેક તારા તને વ્યોમમાંથી
તેનાં નિમંત્રણ લોકે લોકે
નવે નવે પૂર્વાચલે આલોકે આલોકે.
સ્મૃતિ કેરી ગ્રંથી તોડી
તે તો જાય દોડી
વિશ્વપથે બંધન-વિહીન.
મહારાજે, કોઈ મહારાજ્ય કોઈ દિન.

શકયું નહીં તને તો ધરી;
સમુદ્ર-રત્નનિત પૃથ્વી, હે વિરાટ, તુજને ભરી
શકી નહીં,
તેથી આ મહી
જીવન ઉત્સવ-શેષે પગે ઠેસે મારી
મૃત્પાત્રની પેઠે જાય તું ચાલી !
તારી સહુ કીર્તિથી યે તું રહ્યો મહત્‌
તેથી, તારા જીવનનો રથ—
પૂંઠે વેરી કીર્તિ તારી આગે જાય દોડી
ઘડી ઘડી.

તેથી
ચિહ્‌ન તવ રહ્યાં પડી, તું અહીંયાં નથી.
જે પ્રેમ સંમુખે સામે
ચાલી કે ચલાવી નહો જાણે,
જે પ્રેમે માર્ગ વચ્ચે બિછાવ્યું 'તું નિજ સિંહાસન,
તેનું વિલાસનું સંભાષણ
માર્ગ કેરી ધૂળ પેઠે ચોટયું હતું પગે તારે આવી,
દીધી તેં તે ધૂળને ફગાવી.
તેજ તારી પાછી ફેંકી માર્ગ-ધૂલિ પરે
તવ ચિત્તમાંથી વાયુભરે
ક્યારે એકાએક
ઊડી પડયું હતું બીજ ખસી તવ જીવનના માલ્યમાંથી છેક !

માટી પર પગ દઈને
ચાલવા માગનાં નથી !
તેઓ,
પોતપોતાના
ઊંચા ઊંચા વાંસના માળા બાંધી
અવિચળ આસન જમાવી બેઠાં છે,
તને
અહીં સૌ કોઈ કરશે મના.
પરંતુ
અચાનક જ્યારે દેખશે પ્રકાશ,
ત્યારે બાપડા કહેશે:
'આ તે કેવો ભીષણ કાંડ ભયો !'
તારા આઘાતથી એ લોકો તપી ઊઠશે !
આવ પ્રચંડ !
આવરે મારા કાચા !

જર્જર દેવીની આ પૂજા વેદી

ચિરકાળ લગી શું સાબૂત રહેશે ?
પાગલપન !
તું આવરે બારણાં ભાંગી,
મત્ત આંધીની વિજયપતાકા લહેરાવી,
અટ્ટહાસે આખું અકાશ ચીરી
ભોળાનાથની ઝોળીને ખંખેરી,

સઘળી ભૂલો લાવ રે વીણી વીણી.
આવ રે પ્રમત્ત !
આવ રે મારા કાચા !
આણ રે તાણી પાકી સડક છેડે
છૂટા દોરે મૂક રે છોડી
અનિર્બંધ ભણી.
વાટ કાપીને કાલ અજાણ્યા મુલકે
આપદ છે, જાણું છું તે.
આઘાત છે, તે જાણીને તો છાતી મહીં
પ્રાણ મારો નાચી ઊઠે.
રસ્તે ચાલવાનાં બધાં વિધિ વિધાનો
સોંપી દે પેલા પોથીપંડિતોને.
આવ પ્રમુક્ત !
આવ રે મારા કાચા !
ચિર સુવા,
તું તો ચિરંજીવી
જીર્ણ જરા સેરવી દઈ,
અસ્ફૂર્ત પ્રાણને પડખે ઠેલી,
દેજે બેફામ દેજે.
તારા કાચા નશાથી તેં
ધરા ભરી દીધી છે.
આંધીના મેઘમાં,
તારી જ વીજ ઝબૂકે છે.

તું તો ચાલ્યો ગયો દૂરે,
પેલું બીજ 'અમર અંકુરે
ફૂટ્યું છે આકાશ-દિશે
કહે છે ગંભીર ગીતે—
'જોઉં' મથી મથી,
નથી, નથી, તે પથિક નથી.
પ્રિયાએ ના રોક્યો તેને, રાજ્યે તેને છોડી દીધો પછી
બાળ્યો નહિ સમુદ્ર પર્વતે.
આજે તેનો રથ,
જાય ચાલ્યો રાત્રિને આહ્વાને
નક્ષત્રને ગાને
પ્રભાતના સિંહદ્વાર સામે.
તેથી
સ્મૃતિભારે હું રહ્યું છું પડી,
ભારમુક્ત તે અહીંયા નથી.'

બલાકા ]    [ ૧૯૧૪-૧૫

## કાચાને તેડું

ઓ રે નવીન, ઓ રે મારા કાચા!
ઓ રે અબોધ, ઓ રે તાજા માજા!
અધમૂઆના ઘા થકી બચેલા!

આજે આ લાન ચોળ
*પ્રકાશના રંગે માતેલા પગોઢે,
જેને જે બોલવું હોય
તે છો બોલે
તર્કની બધી હાસીને હસી કાઢી,
પૂછડી તારી ઊંચી કરી,
તું તારે નાચી લેઇ
કોઈને ન ગાડનાગ,
આનંદે મારા કાચા !
પેના લોકોને ઘેર, પેની ઓશરીએ
મૃદુલ સમીરે ડોલે છે, એક પિંજર,
બીજું તો કશું છે નહી .
એ પ્રતીશુ, એ પગ્ગ પાસ,
પોતાના જ આંખ કાનને
પોતાની બે પાંખો વડે ઢાકી,
ચિત્રની જેમ અંધકારમા આંખો મીચી
બંધ પિંજર ઝોલા ખાય છે
આનંદ જીવન્ત ! આવ રે મારા કાચા !
તેઓ કાંઇ બહાર ભણી જોતા નથી
ભોળતા નથી કે પેની કોર
ઘૂઘનતા પૂરે સાદ દીધા છે,
ભરતીના મોટા મોજા ઉમગ્યા છે,
માટીના એ છોરું

વસંત કંઠની બકુલ માળા ગૂંથી
આવ રે અમર !
આવ રે મારા કાવ્યા !

'બલાકા'] [૧૯૧૪-૧૫

## અન્તર્ધાન

તવ અંર્ન્તર્ધાનપટે જોઉં તવ રૂપ ચિરન્તન.
અન્તરે અલક્ષ્યલોકે તારું એ પરમ આગમન.
પામ્યો છું હું ચિરસ્પર્શમણિ;
તારી શૂન્યતાને તેં જાતે પરિપૂર્ણ કરી દીધી.
જીવને અંધાર વ્યાપ્યો, તેજ ક્ષણે પામ્યો હું સન્માન
સન્ધ્યાનો દેહલી દીપ–અન્તરે તારું રહ્યું દાન.
વિચ્છેદના હોમવહ્નિ થકી
પૂજામૂર્તિ ધરે પ્રેમ, દેખા દિયે દુઃખના પ્રકાશી.

મહુયા] [૧૯૨૧

## આહ્વાન

ક્યાં છો તમે? બોલાવું છું, જરા સુણો, મારે પ્રયોજન
કેવળ તમારું સખા! હું તો નથી તમારું બન્ધન,
પથનું પાથેય મમ પ્રાણે, દુર્ગમે ચાલ્યા છો તમે

નીરસ નિષ્ઠુર પથે—ઉપવાસહિંસ્ર છે જે ભૂમિ
આતિથ્યવિહીન ઉદ્ધત નિષેધદર્પે રાત્રિદિન
ઉદ્યત કરીને રાખે ઊર્ધ્વભણી. ત્યાં હું ક્લાન્તિહીન,
દઈ શકું તમને હું એ સાથ જે પ્રાણવેગે વહે
શુશ્રુષાની પૂર્ણ શક્તિ પોતાના જ નિઃશંક અંતરે
જેમ રુક્ષ રિક્તવૃક્ષ શૈલવક્ષ ભેદી અહરહ
દુર્દમ્ય નિર્ઝરની સેવાનો રાખે આગ્રહ ઉત્કટ,
સૂકાવાના દિયે રસબિંદુ જે નિર્દય સૂર્ય તેજે,
નીરસ પ્રસ્તરતલે દઢબલે ધરી દિયે છે જે
અક્ષય સમ્પદરાશિ, એની ગતિ સહાસ્ય ઉજ્જવલ
દુર્યોગે અપરાજિત, અવિચલ વીર્યનો આલમ્બ.

મહુયા ] [ ૧૯૨૯

## મૃત્યુંજયનો જય

ઊંચે ગિરિ શિખરે બેઠો છે ભક્ત
તુષાર શુભ્ર નીરવતાની માંહે.
આકાશ એના નિદ્રાહીન નયને શોધે છે પ્રકાશ ઈશારો.
મેઘ જ્યારે ઘેરાય છે
નિશાચર પંખી ચીત્કાર કરીને જ્યારે ઊડી જાય છે,
ત્યારે તે કહે છે: 'ભો નહિ, ભો.
માનવને મહાન માનજે.'

લોક સાંભળતાં નથી. કહે છે —

'પશુ શક્તિ જ છે આદ્ય શક્તિ.'

કહે છે—

'પશુ જ છે શાશ્વાન,'

કહે છે —

'સાધુતા ભીતરથી જનદગારી છે.'

જ્યારે તેમને લાગે છે ઘા ત્યારે વિલાપ કરે છે —

'ભાઈ તું કયાં છે?'

ઉત્તર સુણી શકાય છે—

'હું તમારી જ પડખે છું.'

અંધકારે દેખી ના શકે;

દલીલ કરે છે—'આ વાણી તો

ભયાતુરોની માયા જાળ છે.

આત્મસાંત્વનાની વિડંબના છે.'

પંખીડાં કિલ્લોલ્યાં ડાળીએ ડાળીએ
ભક્તે કહ્યું – 'વેળા થઈ છે.'
'શાની વેળા?'
'જાત્રાની'
એમણે બેસીને વિચાર કીધો.
અર્થ સમજ્યા નહીં. પોતપોતાની મરજી માફક
અર્થ બેસાડી લીધો
પ્રભાતનો સ્પર્શ માટીમાં માઈ ગયો.
વિશ્વ સત્તાનાં મૂળે મૂળમાં કાંપી ઊઠયું
પ્રાણનું ચાંચલ્ય.
કોણ જાણે કયાંથી એક ઝીણો સ્વર
સૌને કાને કાને બોલ્યો—
'ચાલો સાર્થકતાને તીર્થે'
આ વાણી જનતાને કંઠે કંઠે
એક મહાન પ્રેરણા બની વેગવાન થઈ ઊઠી.
પ્રભાતનાં પ્રથમ કિરણે ભક્તને ભાલે ચર્ચ્યાં ચંદન.
બધા બોલી ઊઠયા, ભાઈ! 'તુજને કરીએ વંદન.'
દયાહીન દુર્ગમ પથ, ખડકોથી ખડકાયો છે.
ભક્ત ચાલે છે.
એની પાછળ સબળાં ને નબળાં,
તરુણ અને જરા જર્જર,
જે ધરાના ધણી છે અને
જે અર્ધું પેટ ભરવા કાજે ખેડે છે ભોય,

લોક સાંભળતાં નથી. કહે છે—

'પશુ શક્તિ જ છે આદ્ય શક્તિ.'

કહે છે—

'પશુ જ છે શાશ્વત,'

કહે છે—

'સાધુતા ભીતરથી જ્ઞતઠગારી છે.'

જ્યારે તેમને લાગે છે ઘા ત્યારે વિલાપ કરે છે—

'ભાઈ તું ક્યાં છે?'

ઉત્તર સુણી શકાય છે—

'હું તમારી જ પડખે છું.'

અંધકારે દેખી ના શકે;

દલીલ કરે છે—'આ વાણી તો
ભયાતુરોની માયા જાળ છે.
આત્મસાંત્વનાની વિડંબના છે.'

વળી કહે છે તેઓ—

'માણસ સદાકાળ
હિંસા કંટકિત અન્તહીન મરુ ભૂમિ માંહે
'ઝાંઝવાં મારાં છે, મારાં છે' કરી,
કેવળ સંગ્રામ કરતો રે'શે.'

વાદળાં વેરાઈ ગયાં.
શુકતારાએ દેખા દીધી પૂર્વ દિગંતે,
મા ધરતીએ 'હાશ'નો શ્વાસ મૂક્યો.
પાંદડાં મર્મર્યાં, વનમાર્ગે હાલ્યાં ડોલ્યાં,

'જય મૃત્યુંજયનો જય'
તરુણદળે પોકાર કર્યો—'ચાલો જાઈએ,
પ્રેમના તીર્થે, શક્તિ તીર્થે.'
હજાર હજાર કંઠે પડઘો પડયોઃ
'આપણે આલોક ને પરલોક બેઉ જીતીશું.'

ઉદ્દેશ બધાને સ્પષ્ટ સમજાયો નથી,
માત્ર આગ્રહ બધાનો એક છે,
સૌની ઈચ્છાના વેગે મૃત્યુની બાધાને તુચ્છ કરી દીધી છે.
હવે તેઓ વાટ પૂછતા નથી,
એમના મને નથી રહ્યો સંશય
ચરણે નહિ ક્લાન્તિ,
મૃત્યુ જેણે પાર કર્યું છે,
અને જીવનની સીમા જે ઓળંગી ગયો છે,
એ સ્વર્ગવાસી નેતાનો આત્મા
એમની ભીતર બહાર વ્યાપી વળ્યો છે!
તેઓ એવા ખેતરે ચાલ્યા કે જ્યાં બી વવાયા છે,
એવા એવા ભંડારોની પડખે થઇ ચાલ્યા કે જ્યાં
ધાન્ય ભરાયાં છે,
એવી અણઉપજાઉ ભોંય પરથી ચાલ્યા કે જ્યાં
હાડપિંજર દેહે બેઠો છે આજનો ભિખારી.

તેઓ ચાલ્યા જાય છે ભીડાભીડ નગરને પંથે
ચાલ્યા જાય છે નિર્જનતાની વચાળેથી

એ ટાણે અંધકાર ઓસરી ગયો.
પ્રભાત કિરણે ગિરિશૃંગ ઉજ્જ્વળી આકાશ ભરી દીધું.
ઓચિંતાં બધાં સ્તબ્ધ બની ગયાં.
રવિ કર–અંગુલિ આવી સ્પર્શે છે
મરેલા માનવનું લોહી ભીનું લલાટ.
સ્ત્રીઓ રડા રોડ કરી ઊઠી
પુરુષોએ બેઉને હાથે ઢાંક્યું છે મુખ.
કોઇ કોઇ છૂપી રીતે ભાગી છૂટવા ચાહે છે.
પરંતુ ભાગી શકતાં નથી.
અપરાધની જંજીર વડે તેઓ
પોતાના બલિ જોડે બંધાયાં છે!
પરસ્પર પૂછે છે કે, 'દેખાડશો મારગ અમને?'
પૂર્વ દેશના વૃદ્ધ બોલ્યા:
'આપણે જેને માર્યો એ જ દેખાડશે.'
બધા જ નિરુત્તર અને નતશિર છે.
વૃદ્ધ ફરી બોલ્યા,
'સંશયે તેનો આપણે અસ્વીકાર કર્યો,
ક્રોધે તેનો આપણે વધ કર્યો,
પ્રેમે હવે તેને ચાલો ગ્રહણ કરીએ.
કારણ તે મૃત્યુ દ્વારા આપણ સૌનાં
જીવન માંહે જીવિત છે.
તેઓ મૃત્યુંજય છે.
સૌ ઊભાં થઈ ગયાં, કંઠ મેળવી ગાઈ ઊઠયાં

નેતા ભણી આંગળી ચીંધી બોલે —
'જુઠ્ઠો છે, આપણને ઠગ્યા છે એણે.'
ગાળ એક મોઢેથી બીજે મોઢે ચડતી ગઈ.
તીવ્ર થયું બૈરાંઓનું વેર, પ્રબળ થયો પુરુષોનો રોષ.
છેવટે એક સાહસિકે ઊભા થઇ
અચાનક માર્યું તેને પ્રચંડ આવેગે,
અંધારે તેનું મો વરતાયું નહીં.
એક પર એક ઊઠ્યો.
આઘાત પર આઘાત કર્યા;
એનો પ્રાણહીન દેહ ધૂળમા રોળાઇ ગયો.

રાત્રિ નિસ્તબ્ધ.
ઝરણાનો રવ દૂર થઇ મંદ પડતો જાય છે.
હવામા છે જુઈની મૃદુ ગંધ.
યાત્રીઓના મન શંકાએ ઘેરાયા.
બૈરા રડે છે, મરદો ખીજાઈને બરાડે છેઃ
'ચૂપ રહો.'
કૂતરા ભસે છે. ચાબુક ખાઈને એનો
આર્તરવ થંભી જાય છે.
રાત વીતવા ચાહતી નથી
અપરાધના આક્ષેપે સ્ત્રી પુરુષ વાદ વાદ કરે છે.
બધા જ ચીત્કાર કરે છે, ગર્જન કરે છે,
અંતે મ્યાનમાંથી છરા કાઢવા કરે છે

કોઈના મને ક્રોધ છે, કોઈને સંદેહ છે,
ડગ ડગ હાંફે છે અને પૂછે છે —
'હવે બાકી કેટલું ?'
ઉત્તરમાં ભક્ત કેવળ ગીત ગાય છે.
સુણીને એમનાં ભવાં ચડે છે,
પરંતુ પાછા જવાય ના,
થાક્યા આવતા લોકોનો વેગ અને
અચૂક આ શાનો ઠેલો !
એમને ઠેલી જાય છે.
ઊંઘ એમની ઘટી ગઈ, આરામ ટૂંકાઈ ગયો.
આંખો માંડે ઠેલંઠેલા કરવામાં મસ્ત છે.
ડરે છે કે મોડું થતાં ક્યાંક રહી જાયના !
દિવસ પર દિવસ ગયા
ક્ષિતિજ પર ક્ષિતિજ આવી
અજાણ્યાનાં અદૃશ્ય તેડાં ઇશારાથી બતાવે છે.
એમની શિકલ કઠોર બન્યે જાય છે, ધીરે ધીરે
સાદ ઊંચા થાય છે.
રાત થઈ છે.
પથિકો વડ તળે આસન જમાવી બેઠા.
હવાની એક ઝપટે દીવો ઓલવી નાખ્યો.
અંધકાર ઘનઘોર.
નિદ્રા જાણે વેરી થઈને મૂર્છા રૂપે આવી.
જનતાની ભીતરથી અચાનક કોક ઊઠી

નેતા ભણી આંગળી ચીંધી બોલે —
'જુઠ્ઠો છે, આપણને ઠગ્યા છે એણે.'
ગાળ એક મોઢેથી બીજે મોઢે ચડતી ગઈ.
તીવ્ર થયું બૈરાંઓનુ વેર, પ્રબળ થયો પુરુષોનો રોષ.
છેવટે એક સાહસિકે ઊભા થઈ
અચાનક માર્યું તેને પ્રચંડ આવેગે,
અંધારે તેનું મો વરતાયું નહીં.
એક પર એક ઊહટ્યો.
આઘાત પર આઘાત કર્યા;
એનો પ્રાણહીન દેહ ધૂળમાં રોળાઈ ગયો.

રાત્રિ નિસ્તબ્ધ.
ઝરણાનો રવ દૂર થકી મંદ પડતો જાય છે.
હવામા છે જુઈની મૃદુ ગંધ.
યાત્રીઓના મન શંકાએ ઘેરાયાં.
બૈરા રડે છે, મરદો ખીજાઈને બરાડે છેઃ
'ચૂપ રહો.'
કૂતરાં ભસે છે. ચાબુક ખાઈને એનો
આર્તરવ થમી જાય છે.
રાત વીતવા ચાહતી નથી.
અપરાધના આક્ષેપે સ્ત્રી પુરુષ વાદા વાદ કરે છે.
બધાં જ ચીત્કાર કરે છે, ગર્જન કરે છે,
અંતે મ્યાનમાથી છરા કાઢવા કરે છે.

એ ટાણે અંધકાર ઓસરી ગયો.
પ્રભાત કિરણે ગિરિશૃંગ ઉજાળી આકાશ ભરી દીધું.
ઓચિંતાં બધાં સ્તબ્ધ બની ગયાં.
રવિ કર–અંગુલિ આવી સ્પર્શે છે
મરેલા માનવનું લોહી ભીનું લલાટ.
સ્ત્રીઓ રડા રોળ કરી ઊઠી.
પુરુષોએ બેઉને હાથે ઢાંક્યું છે મુખ.
કોઈ કોઈ છૂપી રીતે ભાગી છૂટવા ચાહે છે.
પરંતુ ભાગી શકતાં નથી.
અપરાધની જંજીર વડે તેઓ
પોતાના બલિ જોડે બંધાયાં છે!
પરસ્પર પૂછે છે કે, 'દેખાડશે મારગ અમને?'
પૂર્વ દેશના વૃદ્ધ બોલ્યા:
'આપણે જેને માર્યા એ જ દેખાડશે.'
બધા જ નિરુત્તર અને નતશિર છે.
વૃદ્ધ ફરી બોલ્યા,
'સંશયે તેનો આપણે અસ્વીકાર કર્યો,
ક્રોધે તેનો આપણે વધ કર્યો,
પ્રેમે હવે તેને ચાલો ગ્રહણ કરીએ.
કારણ તે મૃત્યુ દ્વારા આપણા સૌનાં
જીવન માંહે જીવિત છે.
તેઓ મૃત્યુંજય છે.
સૌ ઊભાં થઈ ગયાં, કંઠ મેળવી ગાઈ ઊઠયાં—

'જય મૃત્યુંજયનો જય'
તરુણદળે પોકાર કર્યા—'ચાલો જાત્રાએ,
પ્રેમના તીર્થે, શક્તિ તીર્થે.'
હજાર હજાર કંઠે પડઘો પડયોઃ
'આપણે આલોક ને પરલોક બેઉ જીતીશું.'

ઉદ્દેશ્ય બધાને સ્પષ્ટ સમજાયો નથી,
માત્ર આગ્રહ બધાંનો એક છે,
સૌની ઈચ્છાના વેગે મૃત્યુની બાધાને તુચ્છ કરી દીધી છે.
હવે તેઓ વાટ પૂછતાં નથી,
એમના મને નથી રહ્યો સંશય.
ચરણે નહિ ક્લાન્તિ,
મૃત્યુ જેણે પાર કર્યું છે,
અને જીવનની સીમા જે ઓળંગી ગયો છે,
એ સ્વર્ગવાસી નેતાનો આત્મા
એમની ભીતર બહાર વ્યાપી વળ્યો છે!
તેઓ એવાં ખેતરે ચાલ્યાં કે જ્યાં બી વવાયાં છે,
એવા એવા ભંડારોની પડખે થઇ ચાલ્યાં કે જ્યાં
ધાન્ય ભરાયાં છે,
એવી અણુકિંપજાઉ ભોય પરથી ચાલ્યાં કે જ્યાં
હાડપિંજર દેહે બેઠો છે આજનો ભિખારી.

તેઓ ચાલ્યાં જાય છે ભીડાભીડ નગરને પંથે
ચાલ્યા જાય છે નિર્જનતાની વચાળેથી.

જ્યાં મૂંગો ભૂતકાળ એની ભાંગેલી કીર્તિ
ખોળે રાખી ચૂપ ચાપ બેઠો છે.
ચાલ્યાં જાય છે અભાગિયાંની વીખરાયેલી વસ્તી માંહે,
જ્યાં આશ્રય જ આશ્રિતની ઠેકડી ઉડાડે છે.
વૈશાખની ધૂમ બપોર મારગે કપાઈ ગઈ.
સંધ્યાકાળે નમતા પહોરે તેમણે પૂછ્યું કાળતનેઃ
'પેલું દેખાય છે, તે જ શું અમારી ચરમ આશાનું
તોરણ શિખર ?'
એ બોલે છે—'ના, એ તો અસ્તાચળે જતા
સૂરજની આથમની આભા છે.'
તરુણ બોલે છે—'રોકાશો ના ભાઈ,
કાળી ઘનઘોર રાત માંહે થઈને
આપણે પહોંચવાનું છે મૃત્યુહીન જ્યોતિર્લોકે.'
અંધકારે તેઓ ચાલ્યાં.
વાટ જાણે પોતે જ પોતાનો માર્ગ કાઢે છે,
પગનાં તળિયાંની ધૂળ જાણે
નીરવ સ્પર્શે દિશા સુઝાડે છે,
સ્વર્ગ પથયાત્રી નક્ષત્ર મંડળ મૂક સંગીતે કહે છેઃ
'સાથી અગ્રસર થાઓ'
નેતાની આકાશવાણી કાને પડે છે—
'હવે વાર નથી.'

મહાત્મા ગાંધી'માંથી } [૧૯૩૨

## વૈતાલિક

ગુંજે આહ્વાન મધુર ગંભીર પ્રભાત અંબરે આજે,
દિશે દિગન્તરે ભુવન મંદિર શાન્તિ સંગીત બાજે.

નિરખો અંતરે અરૂપ સુંદર[1] અખિલ સંસારે પરમબંધુને,
આવો આનંદિત જીવન આંગણે શોભન મંગલ સાજે

કલુષ કલ્મષ વિરોધ વિદ્વેષ થાઓ નિર્મળ થાઓ નિઃશેષ,
ચિત્તના સહુ નિંદન વિરમો નિત્ય કલ્યાણ કાજે

ફુંક ફુંકીને ગાઓ વિહંગમ, પૂર્વ પશ્ચિમ બંધુ સંગમ,
મૈત્રી બંધન પુણ્ય મંત્ર પવિત્ર વિશ્વ સમાજે.

ગીત વિતાન ]

## વર્ષા

ઘેરા ઘોર વાદળોની પુંજ છાયે ઘેરાયું અંબર હે ગંભીર!
વનલક્ષ્મીની કંપિત કાય, ચંચલ અંતર
ઝણઝણે નમરા તણા મંજીર
હે ગંભીર!

ઝરીના ગીત થયા મુખરીત મેઘ ગર્જન છંદે,
કદંબ વન ગંભીર મગન આનંદ ઘન ગંધે

નંદિત તવ ઉત્સવ મંદિર
હે ગંભીર !
દહન તેજે તપ્ત ધરણી પડી હતી પિપાસાર્ત
સુણાવી તેને ઈન્દ્રલોકના અમૃતજળની વાર્તા
માટીના બંધ થયા છે મંદ દિશે દિશે આનંદ
નવ અંકુર જય પતાકાએ ધરાતલ સોહંત
ભાંગી ગઈ બંદીની જંજીર, —હે ગંભીર !

ગીતવિતાન ]

## પ્રભુ મારા ! પ્રિય મારા !

પ્રભુ યે મારા, તમે છો વહાલા યે મારા
લાંબા મારગના સાથી એ મારા
પરમ ધન મારા, તમે છો વ્હાલાયે મારા
તમે પ્યાસ ને વળી તૃપ્તિ યે મમ
બંધન મારાં મુક્તિ યે મમ,
સુખ-દુઃખના સીમાડા તમે છો જીવન મરણ મારા
તમે મારી સર્વ ગતિમાં ગતિ
નિત્યે મારા પ્રેમ ધર્મના પતિ
અનંત લીલાના નવ નવ રંગે રૂપાળા
વિશ્વમાં રમનારા તમે છો સૌના ને મારા.

ગીતવિતાન ]

## અગન સ્પર્શમણિ

અગનના પરસમણિથી દહો પ્રાણ આ
    જીવનને દહનથી શુચિ બનાવો !
દેહ આ માહરો, ઊંચકી લઈ જરા
    કોડિયું મંદિરે તવ જલાવો !
ગાન રૂપે, અરે, પ્રાણની વાટને
    અહર્નિશ આપ રુદે જલાવો !
તિમિરના ગાત્રમાં સ્પર્શ તવ રાત્રભર
    નિત નવા તારલાઓ જગાવો !
નયન કેરા સકલ દૃષ્ટિપથથી અહા,
    કાલિમા સર્વ વેગે મિટાવો !
જ્યાં ઠરે નજર આ ત્યાં બધું ઝળહળે
    વંદના મારી ઊંચે પ્રજાળો !

ગીતવિતાન ]

## હૈયામાં છૂપો

હૈયા માંહે છૂપો રહ્યો, દેખવા હું પામી ના
બહાર ભણી આંખ કરેલી ભીતર ભણી વાળી ના
મારા સકળ પ્રેમ પ્રકાશે, સકળ આઘાત સકળ આશે
હું રહ્યો'તો મારી પાસે, હું તારી કને ગઈ ના.
તું બની આનંદ મમ રહ્યો મારા ખેલે

આનંદ-ઓઘ વિસરી'તી હું, દિન વહી ગયા એળે.
છૂપા રહી ગભીર સાથે, મારાં દુઃખ સુખના ગાને
સૂર દીધા તેં, તે છતાં મેં તારી રાગિણી ગાઈના.

ગીતવિતાન ]

## લાંબા પંથ જીવનના

લાંબા પંથ જીવનના રે વરસે કૈંક દુઃખ ઝડી.
કૈંક શોક ને તાપના રે, બળું હું તો અનલે પડી.
તોયે ગાઉં હું ગાઉં, વારંવાર,
ગીત કરુણા તણાં એની અપરંપાર
જેણે મોકળાં મેલ્યાં સુધા-ગૃહ-દ્વાર.
મારો થાક ભૂંસાશે રે લુછાશે આંખ વળી
લાંબો મારગ મારો રે કપાશે અબઘડી.
મારું મુખડું છે નિત્ય અનંત ભણી
મેં તો રાગિણી છેડી આનંદ તણી
શી વિસાત ત્યાં શોક કે તાપ તણી ?
જેનો વાસ અનંતે રે તેને ચિંતા હોય જરી
તુચ્છ નિયમોના ભારે રે છૂંદાઈને મરે એ ખરી ?

ગીતવિતાન ]

## તોયે

અહીં છે દુઃખ અહીં મૃત્યુ વિરહે દહન લાગે;
તો યે શાન્તિ, તો યે આનંદ, તો યે અનંત જાગે.
વહે પ્રાણું નિત્ય ધારા, હસતા સૂર્ય ચંદ્ર તારા
નિકુંજે વસંત આવે નિત્ય નવા રાગે.
તરંગ વિલીન થાય, તરંગ ઊડે,
કુસુમ ઝરીને પડે, કુસુમ ફૂટે.
નહીં જ્યાં ક્ષય, નહીં શેષ, નહીં નહીં દૈન્ય લેશ,
એવી પૂર્ણતાને પાયે મન સ્થાન માગે.

ગીતવિતાન ]

## પ્રશ્ન

ભગવાન ! યુગે યુગે તેં વારંવાર પાઠવ્યા તારા દૂત
—દયાહીન આ સંસારે—
ઉપદેશ દઈ ગયા એ સૌ "સૌને ક્ષમા કરો"
કહી ગયા. "સૌ પર પ્રેમ રાખો
ધોઈ નાખો અંતર-દ્વેષ-વિષ."
પૂજનીય એ સૌ, સ્મરણીય બધાએ;
તોય બહારને દ્વારેથી
આજે દુર્દિને પાછા વળાવ્યા મેં એમને
— કરીને વ્યર્થ નમસ્કાર.

જોયું છે મેં તો – કપટ રાત્રી છાયાએ
ગુપ્ત હિંસા કરે છે પ્રહાર અસહાય પરે;
જોયું છે મેં તો—
પ્રતિકારહીન પ્રબળ અપરાધી સામે
– ન્યાયની વાણી મૂંગી મૂંગી એકાન્તે રૂએ !
જોયુંતું મેં —
તરુણ બાળક પાગલ બની દોડે
પથ્થરે માથું ફૂટી
– મિથ્યા મરે ઘોર યાતનાએ.
કંઠ મારો રુદ્ધ આજે, વાંસળી ગીતવિહોણી,
અમાસ રાત્રી કારાગારે
ડુબાવ્યું છે મુજ ભુવન દુઃસ્વપ્ન – તલે;
એથીજ પૂછું હું તને અશ્રુ-જલે;
જેણે વાયુ તારો બનાવ્યો ઝેરી હોલવ્યો તારો દીવો,
કરી છે તેં શું ક્ષમા એમને, વર્ષાવ્યો છે પ્રેમ-ઝરો ?

પરિશેષ ] [ ૧૯૩૧-૩૨

## રંગરેજની દીકરી

શંકરલાલ દિગ્વિજયી પણ્ડિત
તીક્ષ્ણ એની બુદ્ધિ,
બાજ પંખીની ચાંચ જેવો,—

વિપક્ષની દલીલ પર તૂટી પડે વિદ્યુત વેગે—
પક્ષ એનો છિન્ન કરી નાખે,
કરે એને ધૂળ ભેગો
રાજદરબારમા નૈયાયિક આવ્યા છે દ્રાવિડથી.
વાદમા જેનો જય થશે તે પામશે રાજાની જયપત્રી
આહ્વાન સ્વીકારી લીધુ છે શકરે
એવામા નજર પડી પાઘડી પર,
ખૂબ મેલી થઈ ગઇ છે
એ ગયો રગરેજને ઘરે
કસુમ્બી ફૂલનુ ખેતર, મેદીની વાડે ઘેર્યુ,
એને એક ખૂણે રહે છે જસીમ રગરેજ
એની દીકરી અમીના સત્તરેક વરસની હશે,
ગાતી જાય ને રગ મેળવતી જાય
વાળની લટમા ગૂથે છે લાલ રગની ફીત,
ચોળી પહેરે છે બદામી રગની,
સાડી પહેરે છે આસમાની રગની
બાપ કપડા રગે
રગની મેળવણી કરી આપે અમીના,
રગની સાથે રગ ભેળવે
શકરે કહ્યુ, 'જસીમ!'
પાઘડી રગી આપ કેસરી રગે,
રાજદરબારમાથી તેડુ આવ્યુ છે'
નાળામાથી ખળખળ કરતુ પાણી વહી જાય છે,

જોયું છે મેં તો – કપટ રાત્રી છાયાએ
ગુપ્ત હિંસા કરે છે પ્રહાર અસહાય પરે;
જોયું છે મેં તો—
પ્રતિકારહીન પ્રબળ અપરાધી સામે
  – ન્યાયની વાણી મૂંગી મૂંગી એકાન્તે રૂએ।
જોયું'તું મેં –
તરુણ બાળક પાગલ બની દોડે
પથ્થરે માથું ફૂટી
    – મિથ્યા મરે ઘોર યાતનાએ.
કંઠ મારો રુદ્ધ આજે, વાંસળી ગીતવિહોણી,
અમાસ રાત્રી કારાગારે
ડુબાવ્યું છે મુજ ભુવન દુઃસ્વપ્ન – તલે;
એથીજ પૂછું હું તને અશ્રુ-જલે:
જેણે વાયુ તારો બનાવ્યો ઝેરી હોલવ્યો તારો દીવો,
કરી છે તેં શું ક્ષમા એમને, વર્ષાવ્યો છે પ્રેમ-ઝરો ?

પરિશેષ ]  [ ૧૯૩૧-૩૨

## રંગરેજની દીકરી

શંકરલાલ દિગ્વિજયી પંડિત
  તીક્ષ્ણ એની બુદ્ધિ,
    બાજ પંખીની ચાંચ જેવો,—

વિપક્ષની દલીલ પર તૂટી પડે વિદ્યુત-વેગે—
પક્ષ એનો છિન્ન કરી નાખે,
કરે એને ધૂળ ભેગો.
રાજદરબારમાં નૈયાયિક આવ્યા છે દ્રાવિડથી.
વાદમાં જેનો જય થશે તે પામશે રાજાની જયપત્રી.
આહ્વાન સ્વીકારી લીધું છે શંકરે
એવામાં નજર પડી પાઘડી પર,
ખૂબ મેલી થઈ ગઇ છે.
એ ગયો રંગરેજને ઘરે.
કસુમ્બી ફૂલનું ખેતર, મેંદીની વાડે ઘેર્યું,
એને એક ખૂણે રહે છે જસીમ રંગરેજ.
એની દીકરી અમીના, સત્તરેક વરસની હશે,
ગાતી જાય ને રંગ મેળવતી જાય.
વાળની લટમાં ગૂંથે છે લાલ રંગની ફીત,
ચોળી પહેરે છે બદામી રંગની,
સાડી પહેરે છે આસમાની રંગની.
બાપ કપડાં રંગે
રંગની મેળવણી કરી આપે અમીના,
રંગની સાથે રંગ ભેળવે.
શંકરે કહ્યું, 'જસીમ!'
પાઘડી રંગી આપ કેસરી રંગે,
રાજદરબારમાથી તેડું આવ્યું છે.'
નાળામાંથી ખળખળ કરતુ પાણી વહી જાય છે,

કસુંબી ફૂલના ખેતરમાં.
અમીના પાઘડી ધોવા ગઇ.
નાળા પાસે શેતુરના ઝાડની છાયામાં બેસીને,
ફાગણનો તડકો ચળકયા કરે છે પાણીમાં!
દૂર આંબાવાડિયામાં હોલો ઘૂ ઘૂ કરે છે.
ધોવાનું પૂરું થયું, બપોર વીતી ગયો.
પાઘડી જ્યારે ઘાસ પર બીછાવી
ત્યારે જોયું તો એને એક ખૂણે
લખ્યું છે એક શ્લોકનું ચરણ —
"તમારાં શ્રીપદ મારે લલાટે વિરાજે."
બેઠી બેઠી એ વિચારે ચડી ગઈ,
આંબાની ડાળે હોલો ઘૂઘૂ બોલવા લાગ્યો.
રંગીન દોરો લઈ આવી ઘરમાંથી,
પાસે બીજું ચરણ લખી દીધું—
"સ્પર્શ એનો થયો નહીં તેથી જ આ હ્રદયને"
બે દિવસ વીતી ગયા.
શંકર આવ્યો રંગરેજને ઘરે
પૂછ્યું, "પાઘડીમાંનું લખાણ કોના હાથનું?"
જસીમને મનમાં ભય લાગ્યો.
સલામ ભરીને બોલ્યો, "પણ્ડિતજી,
અણસમજુ મારી દીકરી,
માફ કરો એની નાદાનિયત
તમે તમારે ચાલ્યા જાઓ રાજદરબારે.

ત્યાં એ લખાણને કોઇ જોવાનું નથી, કોઇ
જાણવાનું નથી."
શંકર અમીના તરફ જોઇને બોલ્યો,
" અમીના,
અહંકારના વમળમાં ઘેરાયેલા લલાટેથી
તેં નમાવી આણ્યો છે
શ્રીચરણના સ્પર્શને હૃદય તલે,
તારા હાથની રંગીન રેખાને પથે.
રાજદરબારનો માર્ગ મારો હવે ગયો ભુલાઈ,
હવે એ શોધ્યોય નહીં જડે."

પુનશ્ચ ] [ ૧૯૩૨

## કેમેલિયા

નામ એનું કમલા.
જોયું છે એની નોટ ઉપર લખેલું.
એ જતી હતી ટ્રામમા, એના ભાઇને લઇને કૉલેજને રસ્તે.
હું હતો પાછળની બેન્ચ પર.
મુખની એક બાજુની સુડોળ રેખા દેખી શકાતી હતી,
ને દેખી શકાતા હતા ગ્રીવા ઉપરના કોમળ કેશ
અંબોડાની નીચે.
ખોળામાં હતાં પુસ્તકો ને નોટ.

જ્યાં મારે ઊતરવાનું હતું, ત્યાં ઊતરવાનું બની શક્યું નહીં.
ત્યાર પછીથી સમયનો હિસાબ કરીને જ બહાર નીકળું—
એ હિસાબનો મારા કામની સાથે બરાબર મેળ ખાય નહીં,
એનો બરાબર મેળ ખાય કમલાના નીકળવાના સમય સાથે.
ઘણુંખરું દર્શન થાય,
મનમાં ને મનમાં થતું જે ભલેને બીજો કશો સંબંધ ન રહો,
એ છે મારી સહાયાત્રિણી.
નિર્મળ બુદ્ધિવાળી મુખાકૃતિ
ઝગઝગ થાય છે જાણે.
સુકુમાર કપાળ ઉપરથી વાળની લટને ઊંચે લઈ લીધી છે,
ઉજ્જ્વલ નેત્રનાં દૃષ્ટિ છે નિઃસંકોચ.
મનમાં થયા કરતું કે એકાદ સંકટ કેમ દેખા દેતું નથી!
એનો એમાંથી ઉદ્ધાર કરીને જન્મ સાર્થક કરું,—
રસ્તામાં કશોક ઉત્પાત થાય,
નીકળી આવે એકાદ ગુંડાનો સરદાર.
એવું તો આજકાલ બન્યા જ કરે છે.
પણ મારું ભાગ્ય જાણે કાદવનું ખાબોચિયું,
કોઈ મહાન ઘટનાનો ઇતિહાસ એમાં સમાઈ શકે નહીં,
સીધાસાદા દિવસો દેડકાની જેમ એક સરખું ડ્રાંઉં ડ્રાંઉં
કર્યા કરે, એમાં નિમન્ત્રણ નથી મગરમચ્છને, મગરને;
રાજહંસની વાત જ શી!
એક દિવસ હતી ભારે ભીડ,
કમલાની પાસે બેઠો હતો એક એન્ગ્લો ઇન્ડિયન.

ઇચ્છા તો થઈ આની કે કશા ય કારણ વિના
ફેંકી દઉં એની હેટ માથા પરથી,
ગળચી પકડીને એને ઉતારી મૂકું રસ્તા ઉપર,
કશું બ્હાનું જડે નહીં, હાથે ચળ આવે
એવે વખતે એણે એક મોટી ચિરુટ કાઢી પીવી શરૂ કરી
પાસે જઇને કહ્યું, "ફેંકી દે ચિરુટ"
જાણે એણે સાંભળ્યું જ નહીં,
મોઢામાંથી ખેંચીને ફેંકી દીધી ચિરુટ રસ્તા પર,
હાથની મૂઠી ઉગામીને એકસરખું એની સામે તાકી રહ્યો
બીજું કશું બોલ્યો નહીં, એક કૂદકે એ નીચે ઊતરી ગયો
કદાચ મને એ ઓળખતો હશે
મેં નામ કાઢ્યું છે ફૂટબૉલની રમતમાં,
ખાસ્સું મોટું નામ
લાલ થઈ ઊઠ્યું છોકરીનું મુખ
ચોપડી ઉઘાડીને માથું નીચું કરી ઢોંગ કર્યો વાચવાનો,
હાથ કમ્પવા લાગ્યો
કટાક્ષે ય જોયું નહીં વીર પુરુષની ભણી!
ઓફિસે જતા કારકુનોએ કહ્યું, 'ઠીક જ કર્યું ભાઇ, તમે'
થોડા વખત પછી છોકરી ઊતરી પડી અરધાને,
એક ટૅક્સી કરીને ચાલી ગઈ
બીજે દિવસે એને જોઈ નહીં,
ત્યાર પછીને દિવસે ય નહીં,
ત્રીજે દિવસે જોયું —

એક રિક્ષામાં જઈ રહી છે કોલેજે.
સમજ્યો, ભૂલ કરી બેઠો છું ગમારની જેમ.
એ છોકરી પોતાની જવાબદારી પોતે જ સાંભળી શકે છે,
મારે કશું જ કરવાની જરૂર નો'તી.
ફરી મનમાં ને મનમાં બોલ્યો—
ભાગ્ય જ કાદવના ખાબોચિયા જેવું,—
વીરત્વની સ્મૃતિ કેવળ આજે મનમાં રહીરહીને
અવાજ કર્યા કરે છે,
મોટા દેડકાના અટ્ટહાસ્યની જેમ.
નક્કી કર્યું કે ભૂલ સુધારવી પડશે.
જાણવા મળ્યું હતું કે ઉનાળાની રજામાં
એઓ જાય છે દાર્જિલિંગ.
તે વખતે મારે ય હવાફેર કરવાની જરૂર ઊભી થઈ.
એમનું નાનું ઘર, નામ 'મતિયા',—
રસ્તા પાસેનો ઢાળ ઊતરો ત્યાં જે ખૂણા પર,
વૃક્ષોની ઓથે.
સામે બરફનો પહાડ.
સાંભળવામાં આવ્યું કે, આ વખતે એઓ આવવાનાં નથી.
'ચાલ, પાછો જ વળું,' એમ વિચારતો હતો,
ત્યાં દર્શન થયાં મારા એક ભક્તનાં!
મોહનલાલ,—
રોગી માણસ, લાંબો, આંખે ચશ્માં,
એની દુર્બળ હોજરી દાર્જિલિંગની હવામાં જરા
ઉત્સાહ પામે છે.

એણે કહ્યું, "તનુકા મારી બહેન,
એ છોડવાની નથી તમારાં દર્શન કર્યા વિના."
છોકરી છાયા જેવી,
દેહ જાણે જેટલો જોઇએ તેથી સહેજ પણ વધારે નહીં,—
જેટલો ભણવા વાંચવાનો છન્દ તેટલો આહારનો નહીં.
ફૂટબોલના સરદાર મારે તેથી જ આટલી ભક્તિ,—
એને તો થયું. વાત કરવા આવ્યો તે ય જાણે મારી દુર્લભ દયા!
હાય રે ભાગ્યની રમત!
જે દિવસે પહાડ ઊતરી આવવાનો હતો
તેના બે દિવસ પહેલાં તનુકાએ કહ્યું,
"એક વસ્તુ દઈશ આપને જેથી કરીને સ્મરણ રહેશે મારું,—
એક ફૂલનો છોડ"
આ વળી એક ઉપાધિ ચુપ જ બેસી રહ્યો.
તનુકાએ કહ્યું, "મૂલ્યવાન દુર્લભ છોડ.
આ દેશની માટીમાં બહુ કાળજી રાખીએ તો જ પાગરે."
પૂછ્યું, "નામ શું?"
એણે કહ્યું, 'કેમેલિયા,"
ચમકી ઊઠ્યો —
બીજું એક નામ ઝળકી ગયું મનના અંધકારમાં.
હસીને કહ્યું "કેમેલિયા?
એને રીઝવવી સહેલી નહીં!"
તનુકા શું સમજી હશે કોણ જાણે? એકાએક શરમાઈ ગઈ,
ખુશી પણ થઈ.

ચાલી નીકળ્યો ટબ સાથે છોડ લઇને,
સમજાઈ ગયુ કે પાર્શ્વવર્તિની તરીકે
સહયાત્રિણી જેવી તેવી નથી,
એક બે ખાનાવાળા ડબ્બામા
ટબને સંતાડ્યુ બાથરૂમમા
જવા દો એ ભ્રમણવૃત્તાન્ત
બાદ કરી નાખો બીજી કેટલાક મહિનાની તુચ્છતા
પૂનાની રજામા પ્રહસનનો પરદો ખુલ્યો,
સાંતાલ પરગણામા
સ્થળ નાનુ નામ કહેવા ઇચ્છતો નથી,—
હવાફેર કરનાર વાયુગ્રસ્ત લોકોને આ સ્થળની ખબર નથી,
કમનાના મામા હતા રેલવેના એન્જિનિયર.
એમણે અહી જ ઘર બાંધ્યુ હતુ,
શાલવનની છાયામા, ખિસકોલીઓના ફળિયામા
ત્યાથી નીલ પહાડ દેખી શકાય છે દિગન્તે,
અદૂરે જલધારા વહી જાય છે રેતીમા થઇને —
પલાશવનમા કળીઓ બેઠી છે,
પાડો ચરે છે લીલાછમ વૃક્ષોની છાયામા,—
સાંતાલનો દિગમ્બર છોકરો બેઠો છે એની પીઠ ઉપર
ત્યા બીજા ઘરબાર ક્યાય નહી,—
તેથી જ તબુ તાણ્યો નદીને કાંઠે
સાથી હતુ નહી કોઇ
કેવળ હતી ટબમા પેલી કેમેલિયા

કમલા આની છે માને લઈને
તડકો પડે તે પહેલા
હિમના સ્પર્શવાળી સ્નિગ્ધ હવામા
શાનસ્નમા થઈને એ ફરવા નીકળે છની હાથમા લઈને
ખેતરના ફુલ ચરણે પડીને માથુ પછાડે,—
પણ એના તરફ એ દષ્ટિ સરખી કરે તો ને !
અરપજલ નદી પગે ઓળગીને
ચાની જાય સામે કાઠે,
ત્યા શિશુવૃક્ષની છાયામા બેસીને પુસ્તક વાચે
એ મને ઓળખે છે,
એ મે જાણ્યુ એણે મારી કરેલી ઉપેક્ષાથી
એક દિવસ જોયુ, નદીને કાઠે રેતીમા
વનભોજન કરી રહ્યા છે એ લોકો,
ઈચ્છા થઇ કે જઈને કહુ, "હુ કશા ય ખપનો નથી?
હુ નદીમાથી પાણી લાવી શકુ,—
વનમાથી લાકડા કાપી લાવી શકુ,
ને એ સિવાય પાસેના જગલમાથી
એકાદ સારી જાતનુ રીછ પણ શુ નહી નીકળી આવે?"
જોયો એ મડળીમા એક યુવકને,—
ખમીસ પહેર્યું છે, અગ પર રેશમનો પરદેશી પોશાક છે —
કમલાની પાસે પગ પસારીને
'હવાના' ચિરુટ પીએ છે
ને કમલા સ્વપ્નમનસ્ક બનીને તોડી રહી છ

એક શ્વેત જાસુદની પાંખડીઓ.
પાને પડી રહ્યાં છે
વિલાયતી માસિક પત્રો.
પળવારમાં સમજી ગયો કે, આ સાંતાલ પરગણાના નિર્જન
ખૂણે હું અસહ્ય અતિરિક્ત,—ક્યાંય કોઈ સંઘરે નહીં.
તેજ ઘડીએ ચાલી નીકળ્યો હોત, પણ એક કામ બાકી
રહી જતું હતું.

થોડા જ દિવસમાં કેમેલિયાના પર ફૂલ બેસશે,
ફૂલ મોકલાવી દઉં પછી છૂટો.
આખો દિવસ બંદૂક ખભે મુકીને શિકાર માટે
ભમ્યા કરું જંગલમાં,
સાંજ પહેલાં પાછો આવીને ટબમાં પાણી સિંચું
ને કળી કેટલે આવી છે તે જોઉં.

આજે એનો સમય થયો છે.
જે મારે માટે બળતણ લઈ આવે છે,
તે સાંતાલ કન્યાને મેં બોલાવી છે,
એને હાથે જ મોકલાવી દઈશ
શાલપત્રના સંપુટમાં.
ત્યારે તંબુમાં બેસીને ડીટેક્ટિવ વાર્તા વાંચી રહ્યો હતો.
બહારથી મીઠા સૂરે અવાજ આવ્યો:
"બાબુ, કેમ બોલાવી મને?"
બહાર આવીને જોઉં છું તો કેમેલિયા

સાતાલ કન્યાના કાન પર
કાળા ગાલની ઉપર દીપી રહી છે
એણે ફરી વાર પૂછ્યું, 'કેમ બોલાવી મને?''
મે કહ્યું "આગલા જ માટે"
ત્યાર પછી હું કલકત્તા ચાલી આવ્યો

પુનશ્ચ ] [ ૧૯૩૨

## આશ્વિનની પ્રતિપદા

હિમનો કમ્પ લાગી ગયો કે આજે મૃદુ હવાને
આશ્વિનના આ પ્રથમ દિને
પ્રભાતવેળાનો ચન્દ્રનો પ્રકાશ
ભળી જાય છે શ્વેત કરણના રંગ સાથે
પારિજાતનો નિશ્વાસ વહી જાય છે
ભીના ઘાસ ઉપર થઈને,
તપસ્વિની ઉષાએ પહેરેલા પૂજાના ફૂલનાં
સૌરભ જાગ્યું
આશ્વિનના આ પ્રથમ દિને.
પૂર્વ ક્ષિતિજે શુભ્ર પ્રભાતનો શંખ બજી ઊઠે,
હૃદયમાં એનો ધ્વનિ
રક્તને હિલ્લોળ ચઢાવે
કેટલા ય યુગના કેટલા ય દેશના વિસ્મૃતિજપી

મૃત્યુપથે દોડી ગયા હતા -
અમર પ્રાણના અસાધ્ય સન્ધાને.
એમનો એ વિજયશંખ
મૂકી ગયો છે અરવ ધ્વનિ
શિશિરધૌત પ્રકાશમાં.
બજી ઊઠ્યો, આજે ફરી બજી ઊઠ્યો,
એ ઘરને છોડાવનારો ધ્વનિ
આશ્વિનના આ પ્રથમ દિને.
ધનનો ભાર, ખ્યાતિનો ભાર, દુશ્ચિન્તાનો ભાર
ધૂળમાં ફેંકી દઈને
નિરુદ્વેગે ચાલી નીકળ્યા હતા એઓ સંકટમાં,
એમના લલાટને લક્ષ્ય કરીને
પંકપિણ્ડ ફેંક્યા હતા
દુર્જનોના મલિન હાથે;
ઉલ્કાપાત થયો હતો આકાશમાંથી,
પગની નીચેનો નીરસ નિષ્ઠુર પથ—
બિછાવ્યા હતા એણે ગુપ્ત ક્ષુદ્ર કુટિલ કંટક.
એઓ પામ્યા ના આરામ, પામ્યા ના વિરામ,
જોયું નહી એમણે પાછુ ફરીને,
એમનો એ શુભ્ર ધ્વજ
ઊડી રહ્યો છે શરદના પ્રાતઃકાળના મેઘે
આશ્વિનના આ પ્રથમ દિને.
ભય પામીશ નહીં, લોભ કરીશ નહી, ક્ષોભ પામીશ નહીં,

જાગી ઊઠ, મારા મન !
ગીત છેડીને ચાલી નીકળ સામેના માર્ગે
જ્યાં પેલી કાશની ચામર ઝૂલે છે
નવ સૂર્યોદયની ભક્ષી.
નૈરાશ્યના ન્હોરથી
લોહી ઝરતા તને આજે મુક્ત કર,
આશાની મોહ શૃંખલાને તોડીને જા,
લાલસાને કચડી નાખ પગ નીચે
જ્યારે મૃત્યુ તોરણ પાર કરે
ત્યારે પરાજયના ગ્લાનિભારે મસ્તક તારૂં ના થાઓ નત
ઈતિહાસના જે આત્મજયી વિશ્વવિજયી
તેમની મા ભૈ: વાણી બજે નૃ
નિર્મળ આ શરદના પ્રકા
આશ્વિનના આ

મૃત્યુપથે દોડી ગયા હતા
અમર આત્માના અસાધ્ય સન્ધાને.
એમનો એ વિજયશંખ
મૂકી ગયો છે અરવ ધ્વનિ
દિગ્દિગન્ત પ્રકાશમાં.
બજી ઊઠ્યો, આજે ફરી બજી ઊઠ્યો,
એ ધનને છોડાવનારો ધ્વનિ
આશ્વિનના આ પ્રથમ દિને.
ધનનો ભાર, ખ્યાતિનો ભાર, દુશ્ચિન્તાનો ભાર
ધૂળમાં ફેંકી દઈને
નિરુદ્દેશે ચાલી નીકળ્યા હતા એઓ સંકટમાં,
એમના લલાટને લક્ષ્ય કરીને
પંકપિણ્ડ ફેંક્યા હતા
દુર્જનોના મલિન હાથે;
ઉલ્કાપાત થયો હતો આકાશમાંથી,
પગની નીચેનો નીરસ નિષ્ઠુર પથ—
બિછાવ્યા હતા એણે ગુપ્ત ગૂઢ કુટિલ કંટક.
એઓ પામ્યા ના આરામ, પામ્યા ના વિરામ,
જોયું નહીં એમણે પાછું ફરીને;
એમનો એ શુભ્ર ધ્વજ
ઊડી રહ્યો છે શરદના પ્રાતઃકાળના મેઘે
આશ્વિનના આ પ્રથમ દિને.
ભય પામીશ નહીં, લોભ કરીશ નહીં, ક્ષોભ પામીશ નહીં,

જાગી ઊઠ, મારા મન!
ગીત છેડીને ચાલી નીકળ સામેના માર્ગે
જ્યાં પેલી કાશની ચામર ઝૂલે છે
નવ સૂર્યોદયની ભક્તિ.
નૈરાશ્યના ન્હોરથી
લોહી ઝરતા તને આજે મુક્ત કર,
આશાની મોહ શૃંખલાને તોડીને જા,
લાલસાને કચડી નાખ પગ નીચે
જ્યારે મૃત્યુ તોરણ પાર કરે
ત્યારે પરાજયના ગ્લાનિભારે મસ્તક તારું ના થાઓ નત
ઈતિહાસના જે આત્મજયી વિશ્વવિજયી
તેમની મા ભૈઃ વાણી બજે નીરવ નિર્ઘોષે
નિર્મળ આ શરદના પ્રકાશમાં,
આશ્વિનના આ પ્રથમ દિને.

પુનશ્ચ ] [ ૧૯૩૨

## ધીમે ધીમે હોલવાઈ દીપશિખા

રંગમંચે ધીમે ધીમે હોલવાઈ ગઈ દીપશિખા,
ખાલી થયું નાટ્યગૃહ, અન્ધારના મસીઅવલેપે
સ્વપ્નચ્છબિઅવલુપ્ત, સુષુપ્તિની જેમ થયું શાન્ત
ચિત્ત મમ નિઃશબ્દના તર્જની સંકેતે, આજ સુધી

જે સાજે મેં રચી રાખ્યો હતો મારો નાટ્યપરિચય,
જવનિકા ખૂલતા પહેલાં, તે તો આજે ઘડીકમાં
થયો નિરર્થક. ચિહ્નિત કરી મેં રાખ્યો હતો મને
અનેક ચિન્હે ને વર્ણ પ્રસાધને, અનેકની પાસે;
ભૂંસાયું સૌ. પોતાનામાં પોતાની જે નિગૂઢ પૂર્ણતા,
તેણે મને કર્યો સ્તબ્ધ, સૂર્યાસ્તના અન્તિમ સત્કારે,
દિનાન્તની શૂન્યતામાં ધરાની વિચિત્ર ચિત્રલેખા
જેમ જાય ઢંકાઈને, બાધા મુક્ત નભ બને
નિર્વાક્ વિસ્મયે સ્તબ્ધ તારા દીપ્ત આત્મપરિચયે.

પ્રાન્તિક ] [ ૧૯૩૪

## વિહગને જવાનો સમય થયો.

વિહગને જવાનો સમય થયો, હવેથી આ માળો
ખાલી કરીને, સ્તબ્ધગીત ભ્રષ્ટ નીડ, ભળી જશે ધૂળે,
અરણ્યનાં આંદોલને. શુષ્ક પત્ર જીર્ણ પુષ્પ સાથે
પથચિન્હહીન શૂન્યે ઊડી જૈશ રજની પ્રભાતે
અસ્તસિન્ધુપરપારે. ક્યાં સુધી "આ વસુધા યે
કર્યું છે આતિથ્ય!— કદી આમ્રમુકુલની ગન્ધેભરી
પામ્યો છું આહ્‌વાન વાણી, ફાગણના દાક્ષિણ્યે મધુરઃ
અશોકની મંજરીએ ઈંગિતે ઝંખ્યો'તો મમ સૂર,
દીધો તો મેં પ્રાનિરસે ભરી; તો કદીક ઝંઝાઘાતે

વૈશાખના કપરા મારો રૂંધ્યો એણે અત્યુત્તપ્ત ધૂળે,
પાંખ મારી કરી છે અક્ષમ–ને છતાંય ધન્ય છું હું
પ્રાણના સન્માને, આ પારની ક્લાન્ત યાત્રા થંભી જતાં
ઘડી એક પાછો વળી આજે મમ નમ્ર નમસ્કારે
વન્દન કરી હું જાઉં આ જન્મના અધિદેવતાને.

શાન્તિક ]　　　　　　　　[ ૨૮ એપ્રિલ ૧૯૩૪

## ગીતચ્છબિ

ગાય છે તું ગીત જ્યારે અલૌકિક ગીતમૂર્તિ તવ
છોડી તવ અંગસીમા અંતરમાં મમ અભિનવ
ધરે રૂપ, યજ્ઞ થકી પ્રકટે શું જાણે યાજ્ઞસેની —
લલાટે છે સાન્ધ્ય તારા, પીઠે જ્યોતિવિજડિત વેણી,
આંખે નન્દનનું સ્વપ્ન, અધરની કથાહીન ભાષા
ગગનની મૌન નીલિમાએ ભળે, શી સુધાપિપાસા
અમરાની મરીચિકા રચે, તવ તનુદેહ ઘેરે,
અનાદિ વીણાએ બજે જે રાગિણી ગભીરે ગંભીરે
સૃષ્ટિએ ખીલી એ ઊઠે પુષ્પે પુષ્પે, તારાએ તારાએ
ઉત્તુંગ પર્વતશૃંગ, નિર્ઝરની દુર્ગમ ધારાએ,
જન્મમરણને ઝુલે છંદ દિયે અશ્રુહાસ્ય તણો
એ અનાદિ સુર ઢળે તવ સુરે, દેહબન્ધનનો
પાશ છેદી મુક્ત કરે, બાધાહીન ચૈતન્ય આ મમ

નિઃશબ્દે પ્રવેશ કરે નિખિલના એ અન્તરતમ
આત્મના રહસ્યલોકે—જે સ્થાને વિદ્યુત્-સ્ફુરણે છાયા
કરે છે રૂપની ક્રીડા, પહેરે છે ક્ષણિકની માયા,
ને વળી ત્યજીને દેહ ધારે છે એ માનસી આકૃતિ—
એજ તો કવિનું કાવ્ય, એજ તો છે તત્ત્વરૂપોદ્ગીતિ.

વર્ધા ] [ ૧૯૩૫

## હું

મારી ચેતનાના રંગે પન્નું થયું લીલું,
માણેક થઈ દીપ્યું રાતું.
મેં આંખ માંડી આકાશે,
ઝગારતો ઊઠ્યો પ્રકાશ,
પૂર્વે પશ્ચિમે.
ગુલાબ ભણી મેં જોઈને કહ્યું, 'સુંદર,'
સુન્દર થઇ ગયું એ.
તમે કહેશોઃ આ તો તત્ત્વકથા,
આ કવિની વાણી નહીં',—
હું કહીશ : એ સત્ય,
તેથીજ એ કાવ્ય.
આ મારો અહંકાર,
સમસ્ત મનુષ્યના વતીનો અહંકાર.

મનુષ્યના અહંકારપટ ઉપર જ
વિશ્વકર્માનું વિશ્વશિલ્પ.

તત્વજ્ઞાની જપ કરે છે નિઃશ્વાસે, પ્રશ્વસે,
"'ના, ના, ના,"
પન્ના નહીં, માણેક નહીં, પ્રકાશ નહીં, ગુલાબ નહીં,
ના હું, ના તમે.'
આ બાજુ, જે છે અસીમ, તે પોતે જ કરે છે સાધન
મનુષ્યની સીમામાં રહીને,
તેને જ કહેવાય "હું."
એ હુંના નિગૂઢ સ્થાને પ્રકાશ અને અન્ધકારનો થયો સંગમ
દેખા દીધી રૂપે, જાગી ઊઠયો રસ.
ના જોતજોતમાં ખીલી ઊઠીને થઈ હા, માયાના મન્ત્રે
રેખાએ, રંગે, સુખે દુઃખે.
આને કહેશો 'ના તત્વકથા;
મારું મન થઈ ઊઠયું છે પુલકિત
એ વિશ્વવ્યાપી હુંની સૃષ્ટિની સભામાં,
હાથે લઇ તુલિકા, પાત્રે લઈ રંગ.

પણ્ડિતો કહે છે—
બુઢ્ઢો ચન્દ્ર, નિષ્ઠુર, ચતુર એનું હાસ્ય,
મૃત્યુદૂતની જેમ ચોર પગલે આવે છે એ
પૃથ્વીની પાસળી પાસે

એક દિન સાંઝે દિશે એ ગોઠી જતી એના
 આગરે પર્વતે;
સૂર્યલોકના મહાકાશની નૂતન ગાથાવળીમાં
આખું ખાતું ચોળીને ફેલાઈ જશે એક ધન્ય।
ત્યાર પછી એ અન્ય સર્વ દિનાન્તના વ્યાખ્યાને:
 મનુષ્યની કીર્તિ પેઠે એનજ એ અમરતાનું ભાન,
 એના ઇતિહાસ પર રેલાઈ જશે
 અનન્ત રાત્રિની શાંતી.

મનુષ્યની વદાય વેળાની આંખ
 વિશ્વ થકી ભૂંસી જશે રંગ,
મનુષ્યનું વદાય વેળાનું મન
 ભીતી જશે રસ.
શક્તિનું કંપન વ્યાપી જશે આકાશે આકાશે,
 પ્રકટશે ના ક્યાંય પ્રકાશ.

વીણાહીન સભામાં વાદકની આંગુલિ નાચ્યા કરશે,
 બજી ઊઠશે ના સુર.
તે દિવસે કવિતાહીન વિધાતા બેસી રહેશે એકાકી
 નીલિમાહીન આકાશે,
વ્યક્તિત્વહીન અસ્તિત્વનું ગણિતતત્ત્વ લઈને.

 ત્યારે વિરાટ વિશ્વભુવને
દૂરે દૂરાન્તે અનન્ત અસંખ્ય લોકે લોકાન્તરે

આ વાણી ધ્વનિત થઈ ઊઠશે ના કયાંય
"તું છે સુન્દર,"
"હું તને ચાહું છું."
વિધાતા શું ફરીવાર બેસશે સાધના કરવા
યુગયુગાન્તર સુધી ?
પ્રલય સન્ધ્યાએ જપ કરશે—
"કથા કહો, કથા કહો."
કહેશે, "કહે, તું છે સુન્દર,"
કહેશે, "કહે, હું તને ચાહું છું."

શ્યામલી ] [ ૧૯૩૬

## પ્રાણનો રસ

મને સાંભળવા દો,
હું કાન માંડીને બેઠો છું.
દિવસ નમતો જાય છે,
પંખીઓ ગાઈ લે છે દિવસાન્તે
કણ્ઠનો સંચય લુંટાવી દેનારું ગીત

એઓ મારા દેહમનને ખેંચી લઈ જાય છે
અનેક સૂરના, અનેક રંગના,
અનેક ક્રીડાભર્યા પ્રાણના પ્રાસાદે.
એમના ઇતિહાસમાં બીજી કશી સંજ્ઞા નથી,

છે કેવળ આટલી વાત,—
છીએ, અમે છીએ, જીવીએ છીએ,
જીવી રહ્યાં છીએ આ આશ્ચર્યભર્યાં મુહૂર્તે.—

એ વાત સ્પર્શી ગઈ મારા મર્મને.
નમતા પહોરે કન્યાઓ ઘટમાં જળ ભરીને લઈ જાય,
તેવી જ રીતે ભરી લઉં છું પ્રાણુનો આ કલધ્વનિ
આકાશેથી—
મનને ડુબાવી દઇને.
મને થોડો સમય આપો.
હું મન પાથરીને બેઠો છું.
ઓટ આવવાની વેળાએ
ઘાસ ઉપર વિખરાયેલા નમતા પહોરના પ્રકાશમાં
વૃક્ષોનો નિસ્તબ્ધ આનન્દ,
મંજરીઓમાં ન સમાતો આનન્દ.
પાંદડે પાંદડે વિખરાયેલો આનંદ.

મારા પ્રાણુ પોતાને પવન સાથે ભેળવી દઈ
પામે છે વિશ્વપ્રાણુનો સ્પર્શરસ
ચેતનામાં તરબોળ કરીને,
આ વેળાએ મને બેસી રહેવા દો.
હું આંખ માંડીને બેઠો છું.

તમે આવો છો તર્ક લઇને

આજે દિવસને છેડે આ તડકો નમવાની વેળાએ
સહેજ સમય પામ્યો છું;
આ વેળાએ કશું સારું નથી, ખોટું નથી,
નથી નિન્દા, નથી ખ્યાતિ,
દ્વન્દ્વ નથી, દ્વિધા નથી.—

છે વનની હરિયાળી,
જળનો ચળકાટ,—
જીવન સ્રોતની સપાટી ઉપર
એક અલ્પ કમ્પન, એક કલ્લોલ,
એક તરંગ.
મારી આ આટલી માત્ર વેળા
ઊડી જાય છે
ક્ષણજીવી પતંગિયાંની જેમ
સૂર્યાસ્ત વેળાના આકાશે
રંગીન પાંખોની છેલ્લી રમત ચૂકવી દેવા.
વૃથા કશું પૂછશો નહીં.

વૃથા લાવ્યા છો તમે તમારા અધિકારનો દાવો.
હું તો બેઠો છું વર્તમાનની પીઠ કરીને
અતીતની તરફ નમી પડેલા ઢાળવાળા તટ પર.
અનેક વેદનામાં દોડતા ભટકતા પ્રાણ
એક દિવસ લીલા કરી ગયા,
આ વનવીથિની શાખાઓથી રચાએલી

## પ્રકાશ છાયામાં.

આશ્વિનની બપોર વેળાએ
આ લહેરાતા ઘાસની ઉપર,
મેદાનની પાર, કાશના વનમાં,
પવનની લહરે લહરે ઉચ્ચારાતી સ્વગતોક્તિ
ભરી દે છે મારી જીવનવીણાની ન્યૂનતાને.
જે સમસ્યા જાળ
સંસારની ચારે દિશાએ ગાંઠે ગાંઠે વીંટાઈ વળી છે,
તેની સર્વ ગૂંચ ઉકલી ગઈ છે.
ચાલ્યા જવાના પથનો યાત્રી પાછળ મૂકી જતો નથી
કશો ઉદ્યોગ, કશો ઉદ્વેગ, કશી આકાંક્ષા;
કેવળ વૃક્ષનાં પાંદડાંઓનાં કમ્પનમાં
આટલી વાણી રહી ગઈ છે —
તેઓ પણ જીવતાં હતાં.
તેઓ નથી, એનાથીય વિશેષ સાચી વાત.
કેવળ આજે અનુભવાય છે
તેમનાં વસ્ત્રના રંગનો આભાસ,
પાસે થઈને ચાલ્યા જવાનો વાયુસ્પર્શ,
મીંટ માંડેલી આંખોની વાણી,
પ્રેમનો છન્દ,—
પ્રાણગંગાની પૂર્વમુખી ધારામાં
પશ્ચિમ પ્રાણની જમુનાનો સ્રોત.

શ્યામલી ] [૧૯૩૬

## તને હું જોઉં ના જ્યારે

તને હું જોઉં ના જ્યારે થાય મને આર્ત કલ્પનાએઃ
ધરતી પગની નીચે ગુપચુપ કરે છે મન્ત્રણા
સરી જવા કાજે.
વળગી રહેવા ચાહું ઉત્કણ્ઠાએ શૂન્ય આકાશને
બેઉ બાહુ થકી.
ચમકીને સ્વપ્ન જાય ભાગી,
જોઉં છું તો નતશિરે ગૂંથે છે પશમ
બેસી મારી પાસે
સૃષ્ટિની અમોઘ શાન્તિતણું કરી સમર્થન.

રોગશય્યાય ] [ ૫ ડિસેમ્બર ૧૯૪૦

## જન્મદિને

તે દિવસે મારો જન્મદિન,
પ્રભાતના પ્રણામ લઈને
ઉદયદિગન્ત ભણી મેં ઉઘાડી આંખ,
ને ત્યાં જોઈ સદ્યસ્નાત ઉષા
આંકી એણે આલોકચન્દન લેખા
હિમાદ્રીના હિમશુભ્ર પેલવ લલાટે.

જે મહાદૂરત્વ રહ્યું નિખિલ વિશ્વના મર્મસ્થાને
તેની આજે જોઈ મેં પ્રતિમા

ગિરીન્દ્રના સિંહાસન પરે.
પરમ ગામ્ભીર્યે યુગે યુગે
છાયાઘન અજ્ઞાતને પોષ્યા કરે છે એ.
પથહીન મહારણ્ય મહીં,
અભ્રભેદી સુદૂરને એ કરે વેષ્ટિત
દુર્ભેદ્ય દુર્ગમતલે
ઉદય-અસ્તના ચક્રપથે.
આજે મમ, જન્મદિને
દૂરત્વનો અનુભવ થઈ ઊઠ્યો અન્તરે નિબિડ.
જે રીતે સુદૂર આ નક્ષત્રનો પથ
નીહારિકા-જ્યોતિર્બાષ્પ મહીં
રહસ્યે આવૃત,
મારા આ દૂરત્વને ય મેં નિહાળ્યું તેમ જ દુર્ગમ—
અલક્ષ્ય પથનું યાત્રી.િને અજ્ઞાત એની પરિણતિ.
આજે મમ જન્મદિને,
દૂરના એ પથિકના સુણું છું હું પદક્ષેપ
નિર્જન સમુદ્ર તીર થકી.

જન્મદિને ]  [ ૨૧, ફેબ્રુઆરી, ૧૯૪૧

## એકતાન

વિપુલ આ પૃથ્વીનું હું તે શું જાણું!
દેશ-વિદેશે કે નગર-રાજધાની—

માનવની કીર્તિ કે, નદી ગિરિ સિન્ધુ મરુ,
કેટલા અજાણ્યા જીવ, અજાણ વૃક્ષ–તરુ
રહી ગયાં અગોચર!
વિશ્વ કેરું વિશાળ અતિ આયોજન—
બંધાઈ રહે કોક ક્ષુદ્ર ખૂણે મારું મન.
એથી તો ગ્રંથો વાંચું–પ્રવાસ વૃત્તાંત
—અખંડ ઉત્સાહે;
જ્યાં ક્યાંય પામું હું ચિત્રમયી વાણી
લાવું ખેંચી ઘરે;
જ્ઞાનકેરી દીનતા એજ મારે મને,
પૂર્ણ કરું, થાય તેટલી, ભિક્ષા કેરા ધને.
ધરતીનો કવિ હું,
ઊઠે એના તાર કેરો ધ્વનિ –
પડઘો પડે મારી વાંસળીને સુર;
એ સુર–સાધનામાં, અવાજ ન પહોંચ્યો બહુ દૂર
રહી ગઈ ત્રુટી.
કલ્પનાને અનુમાને ધરતીનું મહાગાન
પૂરી ગયું સ્તબ્ધ ક્ષણે વારંવાર પ્રાણ.
દુર્ગમ હીમગિરિ
સીમાહીન નીરવ નીલિમામાં ગાય
—અશ્રુત ગાન
અંતરે વારંવાર પાઠવે આમંત્રણ
દક્ષિણ મેરુ ઉપર અજ્ઞાન તારો

વૈરાટી શૂન્યતામાં વીતાવે છે રાતેદ,
એ મારી અધ'ગતે અનિમેષ આંખે
કરે છે અનિદ્રા સ્પર્શ
—અપૂર્વ' પ્રકાશ
દૂરનો દુઃખની મેઘા પ્રચંડ ઝરો
મનની ગુહામાં મારી પાડવે છે સૂરો
પ્રકૃતિના ગીત સમારોહ કેરા સ્રોતે,
કે' કવિ વ્હાવે ગીત નાનાવિધ રીતે;
સૌની સાથે રહ્યો મારો એટલો જ યોગ
સંગ પામુ' સૌનો
—પામુ' આન'દ ઉપભોગ;
પામુ' ગીત ભારતીનો વિરલ પ્રસાદ
નિખિલના સ'ગીત કેરો આસ્વાદ.
સૌથી ય દુર્ગમ
—માનવ નિજ અ'તરાલે
એનું ના કોઈ પરિમાપ બાહ્ય દેશે-કાળે
એ તો અ'તરમય.
અ'તરની એકતામાં અ'તરનો પરિચય.
પામુ' ના સર્વ'ત્ર એના પ્રવેશનું દ્વાર;
મારી જીવનયાત્રાનો ઘેરો
—બની બેઠો અન્તરાય-
ખેડૂત ચલાવે હળ ખેતરની માંહે
વણકર વણે વસ્ત્ર, માછી નાખે જાળ—

બહુ દૂર અસાગિત વિવિધ કર્મભાગ
—એના પર નિર્ભર સમસ્ત સંસાર
અતિક્ષુદ્ર ખંડે એના જ્યાં
નિર્વાસિત સદા સન્માન
સમાજના એ ઉચ્ચ મંચે
બેઠો હું સાંકડી બારીએ,
વચ્ચે વચ્ચે ગયો છું હું—
પેલા દલિયાના આંગણાની ધારે
નહોતી શક્તિ લવલેશ—જઈ શકું અંદર
જીવનમાં બન્યો નહીં જીવનનો યોગ
કૃત્રિમ મોદા મહીં વ્યર્થ ગયો ગીતો કેરો બોજ
એથી તો સ્વીકારી લઉં મારી એ નિન્દા
—મારા સૂર કેરી અપૂર્ણતા.
મારી કવિતા, હું જાણું
વિસ્તરી વિવિધ પથે, બની ના સર્વત્રગામી
કિસાનોના જીવને એકત્ર થઈ જે જીવે
કર્મ અને વાણીમાં આત્મીય બની ભેગો
પીધાં જેણે ધરતીના ધાવણ
એ કવિની વાણી માટે હું માંડી રહ્યો કાન,
સાહિત્ય કેરા આનંદ—આસ્વાદે
આપી નવ શક્યો જે હું પોતે
—સદા એને સારુ રહું સળગ્યો,
બનો એ જ સત્ય
માત્ર ભાવભંગી જે ભોળવે ન આંખ

સારું મૂલ દીધા વિના સાહિત્યની ખ્યાતિ
—એ તો ચોરી,
મારું ના એ, સારું ના એ, દામની મજૂરી
—એ તો નાદારી.
આવ કવિ, અભિમાન જનના,
—નિરીહ મનના;
અંતરવેદના કરી દે ઉદ્ધાર,
આજ્ઞાહીન દેશમાં જ્ઞાન હીન ચારે પાસ,
અવજ્ઞાના તાપે શુષ્ક નિરાનંદ મરૂભૂમિ
—રસ ધરી દે ભરી.
અંતરમાં દીપ જે સત્ય
એને જ તું કરી દે ઉદ્દીપિત.
સાહિત્યના સંગીત-સમારોહે
એકતારો જેની પાસે, સન્માન તેય પામે
—મૂક જેઓ દુઃખે સુખે,
નતશિર સ્તબ્ધ જેઓ સૃષ્ટિની સામે.
ઓરે કવિ ગુણી!
પાસે જ્યાં દૂર જેઓ
સુણ્યું જાણે એમની વાણી.
તું રહ્યો એમનો—આત્મીય સ્નેહી
તારી ખ્યાતિમાં પામે પોતાની એ ખ્યાતિ—
તને હું વારંવાર
—કરીશ નમન.

જન્મદિને ] [ ૨૧ જાન્યુઆરી ૧૯૪૧ ]

## એઓ કામ કરે—

શિથિલ સમયધારા વહાવી
મન જાય છે શૂન્ય ભણી મીટ માંડી
એ મહાશૂન્ય પથે,
છાયા—અંકિત છબી પડે આંખે.
યુગયુગે ગયાં છે લોક અસંખ્ય ટોળે ટોળાં
જયોધ્ધત પ્રબલ—ગતિએ
—ડૂબ્યાં સુદૂર અતીતે.
આવ્યા છે સામ્રાજ્યલોભી પઠાણના દલ
આવ્યા છે મોગલ;
વિજયરથ ચક્રે —
ઉડાવ્યા છે ધૂળગોટા,
ઉડાવી છે વિજય પતાકા;
શૂન્યપથે દેખું આજે
— ચિહ્ન માત્ર રહ્યું ન ક્યાયે !
નિર્મલ એ નીલિમા મહીં, પ્રભાતે સંધ્યાએ
યુગે યુગે સૂર્યોદય સૂર્યાસ્તની લાલિમા દીધી ભરી.
વળી ફરી એજ શૂન્યતલે
આવ્યા છે દલે દલે
લોખંડી પથે, ચઢી અગ્નિરથે
પ્રબળ અંગ્રેજ.
વિક્ષિપ્ત કર્યું છે એમનું તેજ.

જાણું—એ ય માર્ગ પરે વહી જશે કાળ
ક્યાંય દૂર તાણી જશે —
'—સામ્રાજ્યની દેશવ્યાપી જાળ,
જાણું એની સોદાગરી સેના
જ્યોતિલોક પથે રેખામાત્ર ચિહ્ન રાખશે ના
ધૂળ ઢાંકી ધરતી ભણી જ્યારે
આંખ માંડી હું દેખું:
અસંખ્ય લોક કરે જા-આવ કલરવે
વિવિધ પથે, વિવિધ ટોળે, યુગયુગાંતરે
— માનવના જીવન મરણ નિત્ય પ્રયોજને.
એ સૌ સદા નાખે જાળ પાણીમાં,
હાથમાં લે હળ.
એ સૌ ખેતરે ખેતર બી વાવે
—પાકું ધન લણે;
એ સૌ કામ કરે નગરે ગ્રામપ્રાંતે.

રાજછત્ર ભાંગી પડે, રણડંકા બને મૂંગા
જયસ્થંભ મૂઢસમ ભૂલે અર્થ પોતાનાં;
લોહીયાળાં અસ્ત્રધારી, રાતી આંખોવાળા
રહ્યા માત્ર શિશુ કેરી વાર્તા માંહે જીવતા.

એઓ કામ કરે-દેશે દેશાંતરે
અંગ-બંગ કલિંગ નદી—સમુદ્ર—તીરે ઘાટે
પંજાબે-મુંબઇ-ગુજરાતે.

ગુરુ ગુરુ ગર્જન ગુન ગુનૂ સ્વર
રાતદિન. કામે મચી દિનયાત્રા કરે છે મુખર.
દુઃખ સુખ દિવસ રજની
મંદ્રિત કરી દે છે જીવનનો મહામંત્ર ધ્વનિ.
શત શત રાજ્યો તણા ભગ્નઅવશેષ ઉપર
- એ સૌ કામ કરે રાતદિ

આરોગ્ય ] [ ૧૩ ફેબ્રુઆરી ૧૯૪૧

## સૂની ખુરશી

તાપ બળબળે
જનહીન બપોર વેળાએ,
સૂની ખુરશીને જોઉં,
લેશમાત્ર સાન્ત્વના ના પામું.
છાતીફાટ
હતાશાની ભાષા જાણે કરે હાહાકાર।
શૂન્યતાની વાણી જાગે કરુણાસભર
મર્મ એનો ધરવો દુષ્કર.
કૂતરો માલિકહીણો જુએ જેમ કરુણ બે આંખે—
અબોધ મનની વ્યથા કરે હાય હાય—
આ શું થયું, શાને થયું, કશું નહિ જાણે,
દિન રાત વ્યર્થ મીટ માંડી શોધે ચોપાસે,

ખુરશીની ભાષા જાણે, એથી વધુ કરુણ કાતર,
શૂન્યતાની મૂક વ્યથા વ્યાપી લે છે પ્રિયહીન ઘર.

શેષલેખા ] [ ૨૬ માર્ચ ૧૯૪૧

## જીવન પવિત્ર જાણું

જીવન પવિત્ર જાણું,
અભાવ્ય સ્વરૂપ એનુ
અજ્ઞેય રહસ્યસ્રોત થકી
થાય છે પ્રકટ
કયા અલક્ષિત પથે થઇ
એની નહીં મળે ભાળ.
પ્રત્યહ નૂતન નિર્મલતા
અર્પે એને સૂર્યોદય
લાખ કોશ થકી
સ્વર્ણઘટે પૂર્ણ કરી પ્રકાશની અભિષેક ધારા,
એ જીવને દીધી વાણી દિવસ ને રાતને
રચિયું અરણ્યફૂલે અદૃશ્યનું પૂજા-આયોજન,
આરતિના પ્રગટાવ્યા દીપ
નિઃશબ્દ પ્રહરે,
ચિરો નિવેદિત કર્યો
જન્મનો પ્રથમ પ્રેમ.
પ્રત્યહનો સર્વ પ્રેમ.

એની આદિ જાદુઇ લાકડીએ
ઊઠે છે જાગી,
પ્રિયાને દીધી છે પ્રીતિ
ચાહી પુષ્પ મંજરીને;
જેને જેને કરે એ પરશ
તેને કરે અંતરતમ.
જન્મના પ્રથમ ગ્રન્થે લઇ આવે અલિખિત પાનું
દિને દિને પૂર્ણ થાય ભિન્નભિન્ન વાણીએ,
ગૂંથે જાય આત્મપરિચય,
દિન શેષે પરિસ્ફુટ થઇ ઊઠે છબિ
પોતાને ઓળખી શકે
રૂપકાર નિજ હસ્તાક્ષરે,
ત્યાર પછી ભૂંસી નાખે એનાં વર્ણ રેખા
ઉદાસીન ચિત્રકાર કાળી શાહી વડે—
જરાય ભૂંસાએ નહીં સુવર્ણની લિપિ
ધ્રુવતારકની પાસે મચે એના જ્યોતિષ્કની લીલા.

શેષ લેખા ]                                        [ ૨૫ એપ્રીલ, ૧૯૪૧

## રૂપ નારાયણને તીરે

રૂપ–નારાયણને તીરે
જાગી ઊઠ્યો હું

જાણ્યું મેં આ જગત
સ્વપ્ન નથી.,
રક્તના અક્ષરે જોયું
પોતાનું રૂપ,
પરિચય પામ્યો પોતાનો
આઘાતે આઘાતે
વેદના–વેદનાએ;
સત્ય છે કઠોર,
કઠોર થકી કરી પ્રીતિ—
એ કદી ન જાય છેતરી.
આમૃત્યુ દુઃખ—તપસ્યા છે આ જીવન
સત્યનાં દારુણ મૂલ્યની પ્રાપ્તિ કાજે
મૃત્યુનું સકળ ઋણ ચૂકવી દેવા માટે

શેષલેખા ]

[ ૧૩–૫–૧૯૪૧

## પ્રશ્ન

અસ્તિત્વના નૂતન સ્ફુરણે જે
પહેલેદિને પ્રશ્ન કર્યો રવિએ,
'તું કોણ ?'—તેનો નવ કોઈ ઉત્તર.
વીત્યાં વર્ષો, દિનના શેષ સૂર્યે
સિન્ધુતીરે પશ્ચિમે અસ્ત થાતાં,

ચારેકોરે વ્યાપ્ત નિરતબ્ધ સંધ્યા,—
છેલ્લો પૂછ્યો પ્રશ્ન, 'તું કોણ?' ત્યારે
મળ્યો ન કોઇ ઉત્તર શેષ વેળા!

શેષ લેખા ] [ ૭ જુલાઇ, ૧૯૪૧

## છેલ્લી કવિતા

તારી સૃષ્ટિનો પથ ઢાકી દીધો છે તેં
વિસ્મયકર છલના જાલે
હે છલનામયી!
મિથ્યા વિશ્વાસની જાળ બિછાવી છે નિપુણ હાથે
— સરલ જીવનમાં-
આ પ્રવંચનાદ્વારા મહાનતાને કરી છે તેં નિશ્ચિત
એને માટે રહેવા ન દીધી રાત્રીની રહસ્યમયતા,
તારો જ્યોતિષ્ક–તારક એને
જે પથ દાખવે છે
એજ તો છે એનો અંતરતમ પથ,
એ તો છે ચિર સ્વચ્છ;
સહજ વિશ્વાસે
કર્યો છે એને ચિર–ઉજ્જ્વલ.
બાહ્યરૂપે ભલે હો એ કુટિલ, અંતરમા એ ઋજુ,
એજ તો છે એનું ગૌરવ!

લોકો છોને એને કહે નિષ્ફલ,
સત્યને એ પામે છે
પોતાના પ્રકાશમાં, સ્વચ્છ અંતરે.
કેમ ના શકાય છેતરી એને,
શોધ–પુરસ્કાર લઈ જાય એ
પોતાના ભંડારે.
સહજભાવે જે સહી લે છે છલના
પામે છે એ તારે હાથે
શાંતિનો અક્ષય અધિકાર.

શેષલેખા ] [ ૩૦ જુલાઈ ૧૯૪૧



## મેનેજર બાબુ

મેં કહ્યું. આજે હું તને જે વાત કહેવાનો છુ તે તને ગમવાની નથી.

'તમે કહો ને મને ન ગમે એવુ કંઈ કારણ? 'હું જેની વાત કહેવાનો છુ તે માણસ ચિતોડથી આવેલો નથી—કે કોઈ રાજા મહારાજાનો સંઘ છોડીને— ચિતોડથી નથી' આવેલો એટલે શુ વાર્તા ન બને?'

ન કેમ બને—એ જ તો હું સાબિત કરવા માગું છુ. એ માણસ કોઈ સાધારણ જમીનદારનો સાધારણ સિપાઈ હતો એટલે સુધી કે હું તેનું નામ પણ ભૂલી ગયો છુ. માની લો કે એનુ નામ સુજનલાલ મિશિર હતું. નામમાં જરા ગોટાળો થશે તો ઈતિહાસનો કોઈ પંડિત એનો વિરોધ કરવા આવવાનો નથી.

જમીનદારી શિરસ્તામા જેને તહેવાર કહે છે તેવો તે દિવસે તહેવાર હતો, માગણાની વસુલાતનો પહેલો દિવસ હતો કામ ખરેખર લેવડદેવડનુ હતુ પરંતુ જમીનદારી કચેરીમા તે કોઈ પુણ્યપર્વણી જેવુ બની ગયું હતું. બધા ખુશખુશાલ હતા—પૈસા ભરનારા, અને પૈસા વસુલ કરનારા બન્ને. એમા હિસાબ મેળવી જોવાની

કોઈને પડી નહોતી. ખૂબ ધામધૂમ ચાલી રહી હતી, શરણાઈઓના મધુરા અવાજથી ગામડાગામનું આકાશ ભરાઈ ગયું હતું. નવાં કપડાં પહેરીને લોકો કચેરીમાં સલામ કરવા આવતા હતા.

એવા એ પવિત્ર દિવસે ઢોલનગારાં અને શરણાઈઓના અવાજથી મેનેજર બાબુ જાગી ઊઠ્યા. જાગતાં જ તેમણે નક્કી કર્યું, કે આજે હું દૂધમાં સ્નાન કરીશ. ચારે તરફ ધામધૂમ જોઈ એકાએક એમને મનમાં થઈ ગયું કે, હું કંઈ સાધારણ માણસ નથી; માટે સામાન્ય જળથી મારો અભિષેક થઇ શકે નહિ. વસ્તીના ગોવાળો ઘડેઘડા દૂધ લઈને આવ્યા. એ દૂધે એમણે સ્નાન કર્યું. ચારે તરફ એમનો ડંકો વાગી ગયો.

તે દિવસે સાંજે તેઓ ખુશખુશાલ ચિત્તે ઘરના આંગણામાં બેસીને હુક્કો ગગડાવતા હતા, એવામાં મિહિર સરદાર–(એ બ્રાહ્મણના છોકરાએ લાઠીબાજીમાં સારું નામ કાઢ્યું હતું) આવીને બોલ્યો: ‘હજૂર, ઘણા દિવસ બેઠાં બેઠાં મેં આપનું નિમક ખાધું છે, પણ આપે મને કંઈ કામ સોંપ્યું નથી, જો કંઈ હોય તો ફરમાવો.’

મેનેજર હુક્કો ગગડાવતા રહ્યા. એટલામાં એમને એક કામ યાદ આવી ગયું. જસીમ મંડલ પોતાની રૈયત હતો; તેનું ખેતર બાજુના જમીનદારની સરહદને અડીને આવેલું હતું. પાક થતાં જ એ જમીનદાર સિપાઈઓ મોકલીને ખેતર પર પહેરો બેસાડતો. આથી નછૂટકે

જસીમ બને જમીનદારોના ચોપડે નામ રાખીને, બને જગાએ વિઘોટી ભરી પોતાનો પાક બચાવતો હવે દૂધ-સ્નાન કરનારા મેનેજરને આ કેમ ગમે? આ વરસનો વધારાનો પાક લેવાનો વખત આવ્યો હતો નદીના ભાઠામાંથી પાણી ઊતરી જતાં જ ખેડૂતો કાપમાં બી વેરી દેતા, અને શ્રાવણ ભાદરવામાં તો અનાજ કોઠીએ ભેગું કરતા આ વરસ સારું હતું, અનાજના ફૂંડાથી આખું ખેતર હિલોળા લેતું હતું આ વખતનો પાક હાથમાંથી જાય તો બહુ નુકસાન હતું

મેનેજરે કહ્યું 'સરદાર, એક કામ છે જસીમના ખેતરની તારે ચોકી કરવાની છે તારા એકલાની ઉપર બધો ભાર છે જોઉં છું હું કેવો મરદ છે તે'

દૂધમાં સ્નાન કર્યાની ખુમારી હજી મેનેજરના મગજમાં એવી ને એવી હતી મિશિરને આવો હુકમ કરી એમણે હુકાની નળી મોમાં ઘાલી

પાકનો સમય આવ્યો રાત ને દિવસ મિશિરે જસીમના ખેતરની ચોકી કરવા માંડી

એક દિવસ ભર્યાં ભાદર્યાં ખેતર ઉપર સામા પક્ષના લોકોએ હલ્લો કર્યો મિશિરે છાતી કુહાડીને પડકાર કર્યો 'બચ્ચાઓ, હું જીવતો છું ત્યાં લગી આમાંનો એક દાણો પણ તમે ઉપાડી શકવાના નથી' 'માટે સલામ ભરીને ઘરને પડો'

મિશિર ગમે તેવો લડવૈયો હોય, પણ તે દિવસે તે

એક રાજા હતો.
એને રાણી નહોતી.

રાજકન્યાની શોધમાં દૂતો દેશવિદેશ ફરવા લાગ્યા—કોઈ અંગ ગયા, કોઈ બંગ ગયા, કોઈ કલિંગ ગયા, કોઈ મગધ ગયા, કોઈ કોશલ ગયા, કોઇ કાંચી ગયા. બધાએ આવીને ખબર આપ્યા કે, 'મહારાજ! શું વખાણ કરીએ! ફલાણી રાજકુમારીનાં આંસુમાં મોતી ઝરે છે, ફલાણી રાજકુમારીનાં હાસ્યમાં માણેક વેરાય છે. ફલાણીનું રૂપ ચાંદરણાંનું ઘડેલું છે, જાણે પૂનમની રાતનું સ્વપ્ન!'

આ સાંભળીને રાજા સમજી ગયો કે, આ લોકો રજનું ગજ કરીને બોલે છે. રાજાના નસીબમાં નોકરોના મુખથી સાંચી વાત સાંભળવાનું લખેલું નથી.

તેણે કહ્યું: 'હું જાતે કન્યાની પસંદગી કરવા જઈશ.'

સેનાપતિએ કહ્યું: 'તો હું ફોજ બોલાવું?'

રાજાએ કહ્યું: 'હું કંઈ લડાઈ કરવા નથી જતો.'

પ્રધાને કહ્યું: 'તો સંગી સાથીદારોને ખબર આપું?'

રાજાએ કહ્યું: 'સંગી સાથીદારોની પસંદગી ઉપર કન્યાની પસંદગીનો આધાર નથી.'

'તો રાજહાથી તૈયાર કરવાનું કહી દઉં?'

રાજાએ કહ્યું: 'ભગવાને મને બે પગ દીધા છે!

'તો સાથે કંઈ નોકર ચાકર?'

[illegible] છાયા!'

'ઠીક, તો રાજવેશ ધારણ કરો; હીરામોતીના હાર, માણેકનો મુગટ, હીરાના બાજુબંધ અને ગજમુક્તાના કુંડળ!'

રાજાએ કહ્યુ 'રાજવેશ તો રોજ ધારણ કરું છુ, આ વખતે હું સન્યાસીનો વેશ ધારણ કરવાનો છુ'

એણે માથે ચડાવી જટા, પહેરી કફની, શરીરે ચોળી રાખ, કપાળે કર્યું તિલક અને હાથમા દંડ-કમંડળ લીધુ

'બોમ બોમ મહાદેવ!' કરતો એ રસ્તે ફરવા નીકળી પડ્યો

દેશ દેશ વાત ફેલાઈ ગઈ કે એકસો પચીસ વરસની તપસ્યા પૂરી કરીને ભગવાન શંકર પોતે હિમાલયની ગુફામાથી ઊતરી આવ્યા છે

રાજા પહેલો અંગ દેશમા ગયો

રાજકન્યાને ખબર મળતા એણે કહ્યુ 'મારી પાસે બોલાવી લાવો.'

કન્યાના શરીરનો રંગ ઊજળો શ્યામ હતો વાળનો રંગ અને આંખો હરણના જેવી ચંચળ હતી

એક દાસી સુવર્ણચંદનનો વાટકો લઈને આવી એ લગાડવાથી મોનો રંગ ચંપાકળી જેવો બની ગયો બીજી ગણી ભૃંગતાઈન તેલ લઈને આવી એ લગાડવાથી માથાના કેશમા જાણે પંપા સરોવરના મોજા રમવા માંડ્યા ત્રીજી દાસી રંગી હંસ જેવુ હલકુ ઓઢણુ લઈને આવી

આમ સાજ સજવામા રાજ દિવસના ત્રણ પ્રહર વીતી જતા તોયે કશુ મનપસંદ થતું નહિ

એકલો હતો. એ લોકોએ તેને ઘેરી લીધો, એટલે તેણે સામા થઈ તેમને રોકવા માંડયા.

સામા પક્ષના લોકોએ કહ્યું: 'દાદા, જવા દો, શું કરવા જીવ દવ લો કરો છો?'

મિશિરે કહ્યુ: 'નિમક ખાધું છે, જીવ જવાનો હોય તો ભલે જાય હું નિમકહરામ નહિ બનું.'

ઝપાઝપી થઈ એકલો લાઠીનો માર હોત તો મિશિર એનો સામનો કરી શકત. પણ સામા પક્ષે ભાલાં ચલાવ્યા. એક ભાલાથી મિશિરનો પગ વીંધાઈ ગયો.

સામા પક્ષે ફરી મિશિરને ચેતવણી આપી: 'હજી સમજી જા, ને ડાહ્યો થઈને ખસી જા.'

મિશિરે કહ્યુ: 'મિશિર સરદાર મોતથી બીતો નથી બેઈમાનીથી બીએ છે' છેવટે એક ભાલો આવીને એના પેટમા વાગ્યો. એ માર મરણતોલ નીવડયો. પોલિસના હાથમા પડવાની બીકે સામો પક્ષ નાસી ગયો. મિશિરે ભાલો ખેંચી કાઢી, પેટ ઉપર ચાદર કસીને બાંધી, એણે નાસનારાઓની પૂંઠ પકડી. પણ એ બહુ દૂર જઈ શકયો નહિ; જમીન પર પડી ગયો.

પોલિસ આવી. મિશિરે જમીનદારને બચાવી લીધા—તેણે તેમનું નામ સુદ્ધા દીધું નહિ. તે બોલ્યો: 'હું જર્મીમની નોકરીમા રહી તેનો પાક સાચવતો હતો.'

મેનેજરને બધા સમાચાર મળ્યા. તેમણે તો હુકો જ ગગડાવ્યા કર્યો

દૂધમા સ્નાન કરીને એમણે કીર્તિ મેળવી હતી – એ કાંઈ સાધારણ માણસનુ કામ નહોતું!

મિચિરે જીવ આપ્યો એમા કઇ નવાઈ પામવા જેવુ નહોતુ – કારણ કે એણે નિમક ખાધુ હતુ! એ તો હમેશ થયા જ કરે છે પણ દૂધમા સ્નાન? એ તો ખરેખર દુર્લભ છે!

★

## રાજાની રાણી

'કાલે મે ચકોરના ભૂલ કાઢી એ તને ગમી નહી. પણ એ કેવળ એક ચિત્ર હતુ એની રેખાઓ કઠોર હતી એમા રસ નહોતો આજે હુ તને સાચેસાચી વાર્તા કહીશ

કુસુમી એકદમ ખુશ ખુશ બની ગઈ તે બોલી હા, હા, એમ કહો! તમે તો પેલે દિવસ કહેતા હતા કે માણસ હમેશા સાચી હકીકત વાર્તામા લપેટીને કહેતો આ યો છે મોદીની દુકાન જેવુ કરી નાખ્યુ છે, પેડા એમા કંઈ ચાલ્યા જાય કે

દાદા મશાયે કહ્યુ 'અનુ ન હોત તો માણસને જીવવુ ભાર પડી જાત, કઈ કેટલી અન્ગણનાની વાતો, ઈશાની વાતો, પચતત્ર વગેરે તૈયાર કરવામા આ યા છે બસ, વધારે ભૂમિકાની જરૂર નથી હવે શરૂ કરી દઉ'

એકલો હતો. એ લોકોએ તેને ઘેરી લીધા, એટલે તેણે સામા થઈ તેમને રોકવા માંડ્યા

સામા પક્ષના લોકોએ કહ્યું: 'દાદા, જવા દો, શું કરવા જીવ દવ લો કરો છો?'

મિશિરે કહ્યું: 'નિમક ખાધું છે, જીવ જવાનો હોય તો ભલે જાય હું નિમકહરામ નહિ બનું.'

ઝપાઝપી થઈ એકલો લાઠીનો માર હોત તો મિશિર એનો સામનો કરી શકત. પણ સામા પક્ષે ભાલાં ચલાવ્યા એક ભાલાથી મિશિરનો પગ વીંધાઈ ગયો.

સામા પક્ષે ફરી મિશિરને ચેતવણી આપી: 'હજી સમજી જા, ને ડાહ્યો થઈને ખસી જા.'

મિશિરે કહ્યુ: 'મિશિર સરદાર મોતથી બીતો નથી બેઈમાનીથી બીએ છે' છેવટે એક ભાલો આવીને એના પેટમા વાગ્યો. એ માર અમણતોલ નીવડ્યો. પોલિસના હાથમા પડવાની બીકે સામો પક્ષ નાસી ગયો. મિશિરે ભાલો ખેંચી કાઢી, પેટ ઉપર ચાદર કસીને બાંધી, એણે નાસનારાઓની પૂંઠ પકડી. પણ એ બહુ દૂર જઈ શક્યો નહિ; જમીન પર પડી ગયો

પોલિસ આવી. મિશિરે જમીનદારને બચાવી લીધા—તેણે તેમનું નામ સુદ્ધા દીધું નહિ. તે બોલ્યો: 'હું જસીમની નોકરીમા રહી તેનો પાક સાચવતો હતો.'

મેનેજરને બધા સમાચાર મળ્યા. તેમણે તો ફક્ત જ ગભડાવ્યા કર્યો

દૂધમા સ્નાન કરીને એમણે કીર્તિ મેળવી હતી – એ કાંઈ સાધારણ માણસનું કામ નહોતું !

મિશિરે જીવ આપ્યો એમાં કંઇ નવાઈ પામવા જેવું નહોતું–કારણ કે એણે નિમક ખાધું હતું ! એ તો હમેશ. થયા જ કરે છે. પણ દૂધમા સ્નાન ? એ તો ખરેખર દુર્લભ છે !

*

## રાજાની રાણી

'કાલે મેં ચંડીની ભૂલ કાઢી એ તને ગમી નહી. પણ એ કેવળ એક ચિત્ર હતું. એની રેખાઓ કઠોર હતી; એમા રસ નહોતો. આજે હું તને સાચેસાચી વાર્તા કહીશ.

કુસુમી એકદમ ખુશ ખુશ બની ગઈ તે બોલી 'હા, હા, એ કહો ! તમે તો પેલે દિવસ કહેતા હતા કે માણસ હમેશાં સાચી હકીકત વાર્તામા લપેટીને કહેતો આવ્યો છે. મોદીની દુકાન જેવું કરી નાખ્યું છે, પેંડા ભેગા ઈંડા ચાલ્યા જાય છે '

દાદા મથાળે કહ્યું 'એવું ન હોત તો માણસને જીવવુ ભારે પડી જાત, કઈ કેટલી અરબસ્તાનની વાતો, ઈરાની વાતો, પંચતંત્ર વગેરે તૈયાર કરવામા આવ્યા છે બસ, વધારે ભૂમિકાની જરૂર નથી હવે શરૂ કરી દઉં.'

તેણે સન્યાસીને કહ્યું 'મહારાજ! મને એવો જાદુઇ પોશાક બનાવો, જેથી રાજરાજેશ્વર પણ ગાંડા બની જાય, રાજકાજ ભૂલી જાય અને કેવળ મારું મોં જોઇને રાતદિવસ બેસી રહે!'

સન્યાસીએ કહ્યું 'આ સિવાય બીજું કંઇ જોઇએ?'

રાજકન્યાએ કહ્યું 'ના, બીજું કંઇ ન જોઇએ'

સન્યાસીએ કહ્યું 'ઠીક, તો હું જાઉં છું. તમે કહો છો એવું મગશે તો ફરી દેખા દઇશ'

રાજા ત્યાંથી બંગ દેશમાં ગયો

રાજકન્યાએ સન્યાસીની ખ્યાતિ સાંભળી હતી તેણે પ્રણામ કરી કહ્યું 'મહારાજ! મને એવો કંઠ આપો કે મારી વાણીથી રાજરાજેશ્વરના કાન ભરાઇ જાય માથું ભમી જાય અને મન મરત બની જાય મારા સિવાય બીજા કોઇનું કહેવું એ કાને ધરે નહિ હું જેમ કહું તેમ એ કરે'

સન્યાસીએ કહ્યું 'ઠીક હું' એના મનની તપાસમાં રહું છું જો મગશે તો ફરી દેખા દઇશ.'

આમ કહી એ ત્યાંથી ચાલ્યો ગયો

પછી રાજા ગયો કલિંગ દેશમાં ત્યાંના અંતપુરની હવા જુદી જ હતી કેવી રીતે મારો સેનાપતિ કાન્ચી જીતીને ત્યાંની રાણીનું માથું મારા પગમાં નમાવે અને કોશલનો અહંકાર ભાગીને ભુક્કા કરે તેનો જ રાજકન્યા વિચાર કર્યા કરતી—કોશલની રાજલક્ષ્મીને બાંદી બનાવી તેની પાસે પોતાના પગ તળાસાવવાનું એને મન હતું

તેથી સન્યાસીના ખબર મળતા તેણે તેમને બોલાવ્યા ને કહ્યુ ' મહારાજ ! કહે છે કે શ્વેત દ્વીપમા સહસ્રધ્ની નામનુ એક અસ્ત્ર છે એના તેજમા આખા શહેરના શહેર બળીને ખાખ થઇ જાય છે હુ જેને પરણુ એના પગમા મોટા મોટા રાજાઓ કેદી બનીને હાથ જોડી ઊભા રહે, અને તેમની દીકરીઓ બાદી બને, કોઇ ચામર ઢોળે, કોઇ છત્ર ધરે તો કોઇ પાનની પેટી પકડીને ઊભી રહે—આવુ મારે જોઇએ '

સન્યાસીએ કહ્યુ - ' બીજુ કઇ જોઈતુ નથી તમારે ? '

રાજકન્યાએ કહ્યુ , ' ના બીજુ કઈ નહિ '

સન્યાસીએ કહ્યુ - ' ઠીક, એ દેશભસ્મ કરનાર અસ્ત્રની શોધ કરતો રહીશ

સન્યાસી ચાલ્યો ગયો તે મનમા બોલ્યો ' ધિક્ ! '

ચાલતો ચાલતો તે એક વનમા આવી પહોચ્યો જટા ઉતારી નાખી નદીમા નહાઈને રાખ ધોઈ નાખી. તે વખતે ત્રીજો પ્રહર થવા આવ્યો હતો તાપ ચડતો હતો, શરીર થાકી ગયુ હતુ, ભૂખ ખૂબ લાગી હતી

વિસામો શોધતા શોધતા એને નદીના કિનારે એક છાયા દેખાઈ ત્યા એક નાનકડો ચૂલો બનાવી એક છોકરીએ ખીચડી રાધવા મૂકી હતી છોકરી વનમા બકરા ચરાવતી, અને મધ ભેગુ કરી રાજભવનમા પહોચાડતી આ ગામમા બપોર ચડી ગયા હતા. એટલે હવે લાકડા સળગાવી તે રાધવા બેઠી હતી

તેનાં કપડાં ફાટેલાં હતાં, એના બે હાથમાં બે બલૈયાં હતાં, કાનમાં અનાજનું ડૂંડું હતું. એની આંખો ભમરાના જેવી કાળા હતી. નહાઇને ભીના વાળ, વાદળ વિનાની રાત જેવા, પીઠ ઉપર પાથર્યા હતા.

રાજાએ કહ્યું: 'બહુ ભૂખ લાગી છે.'

છોકરીએ કહ્યું: 'જરા ખમો. હમણાં ખીચડી ઉતારું એટલી વાર છે.'

રાજાએ કહ્યું: 'પછી તું શું ખાશે?'

તેણે કહ્યું: 'હું વનવગડામાં રહેનારી. ગમે ત્યાંથી ફળફૂલ પાડી ખાઇશ. મારું પેટ ભરાઈ જશે. પણ અતિથિને અન્ન દેવાનું પુણ્ય મારા ગરીબના નસીબમાં ક્યાંથી?'

રાજાએ કહ્યું: 'તારું કોઈ સગું વહાલું?'

છોકરીએ કહ્યું: 'સગાંવહાલાંમાં એક ઘરડો બાપ છે. વનની બહાર એમની ઝુંપડી છે. મારા સિવાય એમનું બીજું કોઈ નથી, એટલે કામકાજ પૂરું કરી, હવે કંઇક ખાવાનું લઈને એમની પાસે જાઉં છું. બિચારા મારી રાહ જોઇને બેસી રહ્યા હશે.'

રાજાએ કહ્યું: 'ખાવાનું તું એમને માટે લઈ જા, અને તું જે ફળફૂલ છે એ મને બતાવી દે!'

કન્યાએ કહ્યું: "એ તો મેં પાપ કર્યું" કહેવાય.'

રાજાએ કહ્યું: 'ના, ભગવાન તને આશીર્વાદ દેશે. તું જરાયે બી મા. તું મને રસ્તો બતાવતી લઈ જા!'

બાપને માટે રાંધેના ભાગકની થાળી માથા પર મૂકીને છોકરી આગળ ચાલી

રસ્તામા બંને જણે ફળફૂલ ભેગા કરીને ખાઈ લીધા

રાજાએ જઈને જોયુ તો છોકરીનો ઘરડો બાપ ઝુંપડીના બારણામા જ દીકરીની રાહ જોતો બેઠેલો હતો

'તેણે કહ્યુ: 'બેટા, આજે કેમ મોડુ થયુ?'

કન્યાએ કહ્યુ: 'આપણે ઘેર અતિથિ આવ્યા છે'

ડોસાએ ગભગાઇને કહ્યુ: 'મારા ગરીબના ઘર આગળ એમની અતિથિસેવા શી રીતે થશે?'

રાજાએ કહ્યુ: 'મારે કશુ જોઈતું નથી. તમારી દીકરીના હાથની મેંમાનો લાભ મળ્યો છે. હવે હુ જાઉં છું. વળી કોઈ દિવસ આવીશ.'

*

સાત દિવસ અને સાત રાત વીતી.

આ વખતે રાજા રાજવેશ ધારણ કરીને આવ્યા. તેના ઘોડા ને રથ વનની બહાર રહ્યા

આવીને તેણે વૃદ્ધના પગમા માથુ મૂકી પ્રણામ કરી કહ્યુ. 'હુ વિજયપત્તનનો રાજા છુ રાણી શોધવા દેશવિદેશ ફરતો હતો પણ આટલે દિવસે મારી શોધ પૂરી થાય છે—તમે જો મને કન્યા દો, અને તમારી કન્યાને એ ગમે તો!'

વૃદ્ધની આંખોમા પાણી ભરાઈ આવ્યા

પછી આવ્યો રાજાનો હાથી—લાકડાં વીણતી છોકરીને પડખે બેસાડી રાજા પાછો ફર્યો—રાજધાનીમાં.

અંગ બંગ અને કલિંગની રાજકન્યાઓએ આ વાત સાંભળીને કહ્યું: 'છિ!'

*

## મોટા સમાચાર

કુસુમીએ કહ્યું: 'દાદા મશાય, તમે તો મને આજના જમાનાના બધા મોટા મોટા સમાચાર કહેવાનું કહેતા હતા ને? નહીં તો પછી મને શિક્ષણ કેવી રીતે મળવાનું?'

દાદા મશાયે કહ્યું: 'પણ એ મોટા મોટા સમાચારનો ચેલો ઉપાડીને ફરશે કોણ? એમાં કેટલો બધો કચરો હોય છે તેની તને ખબર છે?'

'તો એ કચરો કાઢી નાખો ને!'

'કચરો કાઢી નાખું તો પછી બહુ થોડું બાકી રહે છે; પછી તને થશે કે આ તો સાવ ટૂંકા ટૂંકા સમાચાર છે. પણ ખરી વાત તો એ છે કે સાચા સમાચાર એટલા જ હોય છે!'

'તો મને એ સાચા જ સમાચાર કહો!'

'કહું. તારે જો બી. એ. થવું પડત તો કેટલો બધો કચરો તારા મેજ ઉપર ખડકાયેલો રહેત. કેટલીયે જુદી

વાતોનો અને કેટલીયે નકામી વાતોનો બોજો નોટ-બૂકોમા ભરી ભરીને તારે માથે વેંઢારવો પડત.'

કુસુમીએ કહ્યું: 'વારુ, તો દાદા મશાય, આજના જમાનાના એક ખૂબ મોટા સમાચારને ખૂબ ટૂંકા બનાવીને તમે કહો જોઉં, તમને કેવુક આવડે છે એ તો હુ જોઉં!'

'ઠીક તો સાભળ! શાતિથી કામ ચાલી જતુ હતું. એવામા એક નૌકાના સઢ અને હલેસાંની વચ્ચે ભારે ઝઘડો થઈ ગયો. હલેસા બધા ભેગા થઈને ઠકઠક કરતા, ખલાસીઓની કચેરીમા આવી પહોચ્યા, ને બોલ્યા: હવે આ નથી ખમાતુ. આ તમારો અહંકારી સઢ ગરવમા છાતી ફુલાવીને અમને નીચ જાત કહે છે.

કારણ?

કારણ એ, કે અમે રાત ને દિવસ નીચલા પાટિયા સાથે બધાઇને પાણીમાથી રસ્તો કરતા કરતા આગળ જઈએ છીએ, અને એ પોતે પોતાની મરજીથી ચાલે છે, કોઈના હાથે ધકેલાવાની એ પરવા કરતો નથી. આથી એ પોતાને મોટો માણસ ગણે છે. માટે હવે તમે નક્કી કરી આપો કે કોનુ માન વધારે છે. અમે જો નીચ જાત હોઈએ તો અમારે આ નોકરી કરવી નથી; અમે બધા એક સાથે નોકરી છોડી દઈએ છીએ, પછી તમારી નૌકા તમે કેવી રીતે ચલાવો છો એ જોશુ!'

ખલાસીઓએ જોયું કે આ તો મુસ્કેલી ઊભી થઈ. તેથી તેમણે હલેસાંને એક ખૂણે બોલાવીને કાનમાં કહ્યું: 'એના બોલવા સામું જોશો નહિ, ભાઈ! એને બોલતાં આવડતું નથી; એ ખાલી બોલે એટલું. બાકી તમે જવાનડાઓ છાતી પર આવી વૈતરું ન કરો તો નૌકા એક તસુયે ખસે નહિ. એ સઢ કરે છે શું? બસ મેડા પર બેઠો બેઠો બાબુગીરી કરે છે. પવન બંધ પડ્યો કે એ સાહેબ કામકાજ બંધ કરી, ટૂંકડું વળીને નૌકાના છાપરા પર પડી રહે છે. તે વખતે એમનો ફફડાટ બંધ થઈ જાય છે, અને કંઈ પૂછો તો જવાબ મળતો નથી. પરંતુ સુખમાં, દુઃખમાં કાળે દુકાળે, વારે ને ઘારે તમે જ મારો આધાર છો. આ નવાબીના ભારને જ્યારે ત્યારે તમે ખેંચી જાઓ છો. તમને નીચ જાત કોણ કહે?'

ખલાસીને બીક લાગી કે આ શબ્દો સઢને કાને પડ્યા છે. એટલે એણે સઢની પાસે જઈ એના કાનમાં કહ્યું: 'સઢ મહાશય, તમારી સાથે કોની સરખામણી થઈ શકે? નૌકા ખેંચવાનું કામ મજુરનું છે, તમે જેવું કામ કરો છો એવું કોણ કરી શકે? તમે તો તમારા મનની સ્ફુર્તિ પ્રમાણે ચાલો છો, અને બીજા તમારી પાછળ પાછળ ચાલે છે. થોડું ચાલ્યા પછી જરા આરામ લેવો હોય તો ફરી તમે લેટી પડો છો. આ હલેસાંના બબડાટ તરફ કાન ધરશો નહિ. એમને તો મેં એવાં કરીને બાંધી રાખ્યાં છે કે ગમે એટલા ધમપછાડા કરે, પણ કામ કર્યા વગર એમનો છુટકો થવાનો નથી.'

આ સાભળી સદ કુલાઈ ગયો વાદળા સામે નજર માડી એણે જોરથી શ્વાસ લેવા માડયો પણ આ લક્ષણ સારા નથી. હવેસાના હાડ મજબૂત છે, અત્યારે ભલે બાજુએ પડયા, પણ વખત આવ્યે ખડા થઈ જશે, ઝપાટો લગાવશે અને સદનો અહંકાર છુદાઈ જશે. તે વખતે સાબિત થઈ જશે કે વા હોય, વટોળ ટોય, ભરતી હોય, ઓટ ટોય કે પવન બધ હોય, પણ હવેસા જ નૌકા ચલાવે છે.'

કુસુમીએ કહ્યુ: 'તમારા મોટા સમાચાર બસ આવડા જ ને? ના, તમે મશ્કરી કરો છો.'

દાદા મશાયએ કહ્યુ: 'અત્યારે તને મશ્કરી જેવુ લાગતુ હશે. પણ જોતજોતામા એક દિવસ મોટા સમાચાર મોટા જ સાબિત થશે.'

'તે વખતે?'

'તે વખતે તારા દાદા મશાય એ હવેસાની સાથે તાલ મેળવવા બેસી જશે.'

'અને હુ?'

'તુ તેને પૂછજે, જ્યા હવેસા બહુ કચકચ કરતા હોય ત્યા.' દાદા મશાયે કહ્યુ . 'સમાચાર બીજની પેઠે ટચૂકડા થઈને જ રહે છે ડાળપાંદડાવાળુ ઝાડ તો પાછળથી આવે છે, હવે સમજ પડી?'

કુસુમીએ કહ્યુ: 'હા, પડી'

પોતે ગરીબ હતા, ધંધા વ્યાપારમાં હોંશિયાર નહોતા. જે એમનાં કામના વખાણ કરતું, તેને ગમે તેવો કીમતી માલ પણ તેઓ મફતમાં આપી દેતા.

માલ લઈને પૈસા ન આપવા હોય તે આવીને કહેતોઃ 'આહા! આપના આ ઝાડ પર કેવાં સુંદર ફૂલ ખીલ્યાં છે! ચારે તરફથી લોકો એ જોવા આવે છે. ને મોમાં આંગળાં ઘાલી જોઈ રહે છે!'

બસ, આ સાંભળી તેઓ પૈસા માગવાનું ભૂલી જતા!

તેમને એક દીકરી હતી. તે તેમને ખૂબજ વહાલી હતી. તેનું નામ કેમિલ. પિતાના તમામ કામકાજમાં એ સાથે રહેતી, તેમના રાતદિવસનો એ આનંદ હતી. પિતાએ તેને બગીચાના તમામ કામકાજમાં પાવરધી કરી દીધી હતી. બુદ્ધિ દોડાવી ઝાડને કલમ કરવામાં તે બાપના જેવી હોશિયાર હતી.

બગીચામાં તે માળી રાખવા દેતી નહિ. તે પોતાને હાથે જ જમીન ખોદતી, બી વાવતી, અને નકામા છોડવા ઉખાડતી, બાપની જોડાજોડ મહેનત કરતી.

આ ઉપરાત રાંધી કરી બાપને ખવડાવવાનો, કપડાં સીવવા સાધવાનો, તેમની વતી કાગળોના જવાબ દેવાનો ભાર પણ તેના માથે હતો.

ચેસ્ટનટ ઝાડની છાયામાં ઊભેલું તેમનું નાનકડું ઘર સેવા અને શાંતિનું મધુર ધામ હતુંઃ એમના

બગીચાની છાયામા ચા પીતા પીતા ગામના માણસો એવુ કહેતા.

બાપદીકરી કહેતાઃ ' અમારુ આ ઘર ઘણુ કીમતી છે, રાજાના હીરામાણેક વડે એ બનાવેલુ નથી, પણ –મે જીવેએ સ્નેહથી એ ઘડેલુ છે. બીજે ક્યાયે એની જોડ નહિ મળે '

જે છોકરાની સાથે આ છોકરીના વિવાહની વાત થઈ હતી, તેનુ નામ જેક તે કોઈ કોઈ વખત તેમના કામમા મદદ કરવા આવતો. અને છોકરીના કાનમા પૂછતોઃ 'લગ્નનો દિવસ ક્યારે આવશે?'

જવાબમા કેમિલ કેવળ એ દિવસને આઘો ઠેલતી.

બાપને છોડીને પરણવાનુયે એને ગમતુ નહોતુ.

એવામા જર્મનીની સાથે ફ્રાન્સને લડાઈ થઈ. ગાજ્યનો કઠોર નિયમ પિયેરને લડાઈમા ખેંચી ગયો કેમિને આખના આસુ છુપાવીને બાપને કહ્યુ· 'કઈ ચિતા ન કરશો, બાપુ! આપણા આ બગીચાને હુ જીવ સાટે સાચવીશ '

છોકરી તે વખતે પીળી રજનીગધા બનાવવાનો પ્રયોગ કરતી હતી બાપ કહેતો હતો કે, એ નહિ બને; અને છોકરી કહેતી હતી કે બનશે 'મારી વાત જો સાચી પડે તો લડાઈમાથી પાછા આવશો ત્યારે હુ તમને દગ કરી નાખીશ ' દીકરીએ બાપને એવો કોલ દીધો હતો

જોકે બે દિવસની રજા લઈને રણમેદાનમાથી સમાચાર કહેવા આવ્યો કે પિયેરને સેનાનાયકની પદવી મળી છે. પોતે ન આવી શકવાથી પિયરે એને એ ખબર કહેવા મોકલ્યો હતો

પણ જોકે આવીને જોયુ તો એ જ દિવસે સવારે -- એક તોપગોળો બગીચામા આવી પડયો હતો. બગીચો ખાખ થઈ ગયો હતો, અને જીવ સાટે એનુ જતન કરનારીનો એણે જીવ લીધો હતો. એમા દયાનો અંશ એટલો કે કેમિલ મૃત્યુ પામી હતી !

મજબૂતાના બળનો હિસાબ કરનારા બધા નવાઈ પામી ગયા લાખી ફાળ ભરીને તોપનો ગોળો પચીસ માઈલ દૂરથી અહી આવી પડયો હતો.

આનુ નામ કાળની પ્રગતિ !

સભ્યતાનુ જોર કેટલુ છે, તેની પરીક્ષા એક બીજા દેશમા, પણ એક બીજી વખતે થઈ ગઈ છે. તેનુ પ્રમાણ બીજે કયાય નહિ, ધૂળમા રહી ગયુ છે!

હુ ચીન દેશની વાત કરુ છુ

તેને બે જબરદસ્ત સભ્ય જાતિઓની સામે પડવુ પડયુ હતુ પેકિન શહેરમા એક અદ્ભુત રાજમહેલ હતો. તેમા ઘણા યુગોથી સઘરેલુ, મનને મસ્ત કરે એવુ શિલ્પકામ હતુ.

માણસના હાથે એવી કારીગરી કદી થઈ નથી, અને થવાની નથી. પણ લડાઈમાં ચીનની હાર થઈ. હાર થાય એમાં કંઈ નવાઈની વાત નથી. કારણ કે મારકાપ અને જખમના કારસ્તાનમાં આજની સભ્યતા અદ્દભુત બહાદુરી બતાવે છે!

પરંતુ હાય! એ અદ્દભુત શિલ્પ, અનેક યુગોના કલાકારોના ધ્યાનનું એ ધન, સભ્યતાનો જરાક આંચકો લાગતાં છિન્નભિન્ન થઈ ગયું.

હું પેકિન ગયો, ત્યારે મારી સગી આંખે આ જોઈને આવ્યો છું; વધારે કંઈ કહેવાનું મન થતું નથી.



## જન્મકથા

દીકરો માને સાદ કરી પૂછે છે—
'માડી! હું ક્યાથી આવ્યો?
તું મને ક્યાથી ખોળી લાવી?'
આ સાભળી હસતી ને રડતી માએ દીકરાને છાતી-
સરસો ચાંપી કહ્યું—
બેટા! મારા મનમા તું 'ઇચ્છા' રૂપે વસતો.
હું ઢીંગલે પોતિયે રમતી,
તે વખતે મારી રમતોમાં તું હતો.
શિવજીનું પૂજન કરતા, પ્રભાત વેળાએ રોજ
મેં કંઈ કેટલીય વાર તને ભાગ્યો હતો ને ફરી ફરી ઘડ્યો હતો.
તું જ મારા ઠાકોરજીની મૂર્તિને પડખે,
પૂજાના એમના સિંહાસને બિરાજતો,
એમની પૂજા થકી મેં તારી જ પૂજા કરેલી.
મારી ચિરકાળની આશા આકાંક્ષાઓમા,
મારા સમસ્ત પ્રેમમા,
મારી મા ને દાદીમાના પ્રાણમા,
અમારા આ પુરાણા ઘરમાં,
અમારી કુળદેવીને ખોળે,

બાળ રે, મારા બાળ!
ધૂળના ઢેફા ને ઘાસ તણખલા જોડે રમતાં હું ભૂલી ગઈ છું.
'ક્યાં ગયે રમકડાં જડે?'
એની જ ફિકરમાં સમય કાઢું છું,
ને સોના રૂપાના ઢેફા ખોળતી, સંઘરતી ફરું છું.

તું તો તારી ચોફેર જે કંઈ જડે,
એમાંથી જ તારા મનનું સુખ ઘડી લે છે,
(ત્યારે) હું, 'જે નથી જડયું' એની જ ખેવના કરતી
મારો સમય કાપી નાખું છું,
આશાથી અતીત એવી વસ્તુને ઝંખતી
મારા જીવનનું ગાડું રોડવ્યે જાઉં છું.

*

શિશુ ] [૧૯૦૩

## સમદુખિયો

મા! (ધાર કે) તારો દીકરો થવાને બદલે
હું કુરકુરિયું થયો હોત તો?
અને તારા ભાણામાં પીરસેલા ભાતમાં
હું મોઢું ઘાલું, એ બીકે શું તું મને હડ હડ કરત?
સાચેસાચું કહેજે, મા!
તું મને પટાવવાની વાત ન કરતી

તું શું મને એમ કહેતે કે:
"હડે હડે, આ કૂતરું વળી અહીં ક્યાંથી આવી ચડ્યું?"
તો...જા, મા, જા. તું જા.
મને તારા ખોળામાથી ઉતારી મૂક.
હું તારા હાથે ભાત નહિ ખાઉં,
હું તારા ભાણામાથી કોળિયો નહિ ભરું.
પાડ, તો મા, તારો દીકરો ન થઈને
હું જો તારું પોપટ પંખી થઈને આવ્યો હોત તો?
રખે ને હું ઊડી જાઉં, એ બીકે,
તુ શું મને પગે સાંકળ બાધીને રાખત?
સાચેસાચું કહેજે મા!
મને છેતરવાની વાત ન કરતી તું.
તું શું મને એમ કહેત કે,
"ઓ અભાગિયા પંખી! સાકળ તોડીને, મને બનાવીને
ઊડી જવું છે, તારે કેમ?"
(જો એમ જ કહેવાની હોય)
તો પછી મને ઉતારી મૂક મા!
મારા પર તુ વ્હાલ ન કરીશ.
હું તારી ગોદમા નહિ રહેવાનો,
હું તો મારે વનમા જ ચાલ્યો જઈશ.

## મનની સાધ

આપણી ગલીમાં થઈને, હું નિશાળે જાઉં છું,
ત્યારે, રોજ દસ વાગે જોઉં છું તો
ફેરીવાળો ફેરી કરતો,
'ચૂડી લ્યો રે, કોઈ ચૂડી લ્યો...'
એવો સાદ પાડતો જાય છે.
ચીનાઈ માટીની પુતળીઓ એની ટોપલીમાં હોય છે.
એને મન ફાવે તે રસ્તે એ ફરે છે.
ને મરજીમા આવે ત્યારે ઘેર જઈને ખાય છે.
દસ વાગે કે સાડા દસ વાગે–
એને કશી ઉતાવળ નહિ, કે મોડું થવાની ફિકરે ય નહિ.
મને મન થઈ આવે છે કે,
હું ય સલેટ નાખી દઈને આમ ફેરી કરવા નીકળી પડું.
સાડા ચાર વાગે, શાહી ખરડેલા હાથ લઈ,
નિશાળેથી હુ ઘેર પાછો આવું છું.
એ વખતે બાબુલોકની ફૂલવાડીમા, પેલો માળી
હાથમા કોદાળી લઈને માટી ખોદતો હોય છે.
એને કોદાળી પગ પર પડે (ને વાગી જાય)
એ બીકે એને તો કોઈ એમ કરતા રોકતું નથી!
એના શરીર પર ને માથામા કેટલી ધૂળ લાગે છે!
પણ એ માટે કોઈ એને વઢતું ય નથી!
નથી એની મા એને સાફ જામો પહેરાવતી,
કે નથી એના ધૂળ રેતી ધોઈ આપવાની ઈચ્છા કરતી.

મને થાય છે કે,
હું ય જો બાબુલોકની ફૂલવાડીનો માળી હોત તો કેવું !
હજી તો રાત પડી ન પડી ત્યાં મા મને
ઉંઘાડી દેવા માગે છે.
બારી બહાર નજર નાખું છું,
ત્યાં પાઘડીવાળો પહેરેગીર
રસ્તે થઈ ચાલ્યો જતો દેખાય છે.
અંધારી ગલી, લોકની અવરજવર નહિ જેવી.
ગેસની બત્તી મિટમિટ બળતી હોય છે.
ને હાથે ફાનસ ઝુલાવતો, એ અમારા
દરવાજા આગળ ઊભો હોય છે.
રાતના દસે ય વાગે, ને અગિયારે ય થાય.
(પણ) એ માટે એને તો કોઈ કશું કહેતું નથી !
મને મન થાય છે કે,
હું ય પહેરેગીર બનીને, ગલીની ધારે
મન ફાવે ત્યા લગી જાગતો રહું !

શિશુ ]                                                            [ ૧૯૦૩

## જાણકાર !

આ દીકરી તારી કશું સમજતી નથી, મા !
દીકરી તારી ભારે નાદાન માણસ.

અમે ગણારા ઉડાડતા હતા,
ત્યારે એ જાણે કે, 'તારા ઊગ્યા છે!'
અમે 'ખાવું ખાવું' રમતા'તા,
રમવાના થાળમાં કાંકરા પીરશી સજાવેલા,
એ જાણે કે 'ખરેખર, આ ખાવું પડશે.'
ને મા, મૂઠી ભરીને એ તો મોમાં જ ઓરવા માંડે!
એના મોં આગળ બાળપોથી ઉઘાડીને
મેં કહ્યું, 'બચ્ચિ! હવે ભણો જોઉં.'
ત્યારે બેઉ હાથે એ પાના ફાડવા બેસે!
તારી દીકરીનું આ ભણવાનું તે કેવું!

મોઢે માથે કપડું ઓઢીને, હું આન્તે આન્તે
શુરૂ શુરૂ કરતો આવું, ત્યાં
તારી દીકરી એવી તો રડી પડે, જાણે
ખરે જ ડાકણ આવી!
ને હું જો કદિક ગુસ્સે થઈને, આંખ રાતી કરી,
માથું હલાવી, એને વઢું,
તો તારી દીકરી ખિલખિલાટી હસે!
એને મન જાણે, હું રમત કરું છું!

સૌ જાણે છે કે, બાપુ પરદેશ ગયા છે.
તો ય જો હું એને કહું. 'એય, જો બાપુ આવ્યા!'
તો એ ચોમેર આંખો ફેરવે!
તારી દીકરી સાવ બાઘી છે, મા!

આપણો ધોબી આવે છે, ત્યારે એના
ગધેડાના ખોલકાને પાસે ખેંચી
હું એને કહું, ‘ હું તારો માસ્તર છું.’
તે જ વેળાએ ‘ મોટાભાઈ’ કરીને એ મને બૂમ પાડે !
ઓ મા, તારી દીકરી ચાટો ઝાલવા જાય,
એ ગણેશને કહેશે, ‘ ગાણુશ !’
તારી દીકરી કંઈ સમજતી નથી, મા !
આ, તારી દીકરી સાવ નાદાન માણસ !

[શિશુ] [ ૧૫૦૩

## વ્યાકુળ

મા, તું આજે આમ થ ને શું બેઠી છો?
તારા દીકરાને ખોળામાં નહિ લેવાની કે?
પગ લંબાવીને, ઘરને ખૂણે,
એકની બેઠી બેઠી, તું શા નિચાર કરે છે તે?
હજી વાળ પણ ઓળ્યા નથી !
આમ બારી ઉઘાડીને બહાર શું જુએ છે તે?
વરસાદે માથું ભીંજાશે,
ધૂળ કાદવે લુગડાં ખરડાશે તે
આમ ..જો, આ ચાર તો વાગ્યા !
નિશાળ છૂટી, મોટા ભાઈ હમણાં ઘેર આવશે.

એની રીટી નાગી ગઈ, એનુ ય ભાન નથી તને ?
વખત બધો આમ ને આમ વહી ગયો

તુ આમ કેમ થઈ ગઈ છે આજે ?
આજે બાપુને કાગળ નથી આવ્યો એટલે ?
— ટપાલી એની ઝોળીમાથી બધાના કાગળ કાઢીને તો
આપી ગયો
તો બાપુનો કાગળ, રોજ એ શુ કામ ન આપી જાય ?
'હુ વાચીશ' કરીને પોતાની પાસે જ રાખી લઈ,
ઝોળી કાધે ઝુલાવતો એ ચાલ્યો ગયો !
ટપાલી ભારે લુચ્ચો માણસ લાગે છે
મા, એ મા તુ મારી વાત તો સાભળ !
આખો વખત આમ ફિકર ન કર્યા કર
કાને તો હાટ બજારનો વાર છે
નદી કિનારે દાસીને હાટિયાણુ ખરીદવા મોકલે, ત્યારે
એને એક કાગળ ને કલમ લઈ આવવાનુ કહેજે
જોજે ને, હુ એકે ય ભૂલ નહિ કરૂ
'ક,ખ' થી માડીને તે મૂર્ધન્ય 'ણ' સુધી
બાપુનો કાગળ આખો હુ જ લખી આપીશ

હે મા, પણ તુ હસી કેમ ?
બાપુ જેવુ સરસ લખતા મને નહિ આવડે, એમ
લાગે છે તને ?
પણ લીટી દોરીને, મોટા મોટા, આખા આખા અક્ષર

પાડી હું લખું, ત્યારે તું જોજે.
શું કાગળ લખાઈ ગયા પછી
બાપુ જેવી અક્કલ વાપરીને હું એને (ટપાલીની)
ઝોળીમાં નાખી આવીશ, એમ માને છે તું?
કદાપિ નહિ.
હું તો જાતે જ એ લઈને આવીશ, ને તને વંચાવી જઈશ.
(કારણ) સારા કાગળ એમના હાથમાં આવે કે, એ લોકો કદી આપતા જ નથી.

શિશુ ] [ ૧૯૦૩

## સમાલોચક

કહે છે કે, બાપુ ચોપડીઓ લખે છે.
બધી પોતે ને પોતે જ...
મને તો કંઈ સમજાતું નથી, એ શું લખતા હશે તે!
પેલે દિવસે એ તને વાંચી સંભળાવતા હતા,
તું કંઈ સમજી'તી?
કહે જોઉં મા, ખરેખરું કહેજે.
(બસ ત્યારે,) એવું લખવાથી શો લાભ
કહે જોઉં મને?
તારે મોઢેથી સાંભળું છું, એવી વાતો એ કેમ નહિ

લખતા હોય?
દાદીમાએ શુ બાપુને રાજાની વાત કોઈ દિ' નહિ
સભળાવી હોય?
(પણ.) એ બધી વાતો એ ભૂલી ગયા હશે કદાચ.
નાહવાનો વખત થઈ ગયો હોય,
ને મા તુ એમને સાદ દીધા જ કરે,
ખાવાની થાળી પીરસીને તુ એમની રાહ જોયા જ કરે,
પણ એમને તો એ વાતની કઈ પડી જ ન હોય જાણે!
બસ, એમને તો આખો વખત, લખ, લખ ને લખની
જ રમત
બાપુના ઓરડામા રમવા જાઉ,
તો તુ મને કહેશે, 'તોફાની છોકરા!'
જરા ઘોંઘાટ કરુ તો તુ મને વઢે
'જોતો નથી, બાપુ અહી લખે છે તે!'
બોલ મા બોલ, તુ ખરેખર કહી નાખ,
આવુ લખ્યાનુ ફળ શુ?
બાપુની નોટબુક ખેંચી લઈ,
ખડિયા કલમ લઈ હુ ય લખવા બેઠુ
હુ ક ખ ગ ઘ ડ ઙ ચ વ ર
તો—મારે વખતે તુ શાને ગુસ્સો કરે છે મા?
બાપુને લખતા જુએ છે,
કે તુ બોલવાનુ ય બધ કરી દે છે!
મોટા મોટા, લીટી દોરેલા કાગળ

બાપુ રોજના રોજ કેટલા બગાડે છે!
પણ હું જો એકાદો કાગળ દોરી કરવા માગું,
તો તું કહેશે, 'ના, કાગળ બગાડાય નહિ!'
ત્યારે હવે તું જ કહે કે,
ધોળા કાગળને કાળા કરીએ તે શું સારું?

ગિજુ ] [ ૧૯૦૩

## વિજ્ઞાની!

જેવો વાદળ ગાજવાનો ગડગડાટ સંભળાયો,
જેવો અષાઢ માગે મેહુલો વરસ્યો,
જેવી હવા છૂટી; ને ઉગમણી દિશાના મેદાન વટાવની
સોંપા...સૌંપ કરની પાસ વાડીના વાસની
બજી બજી ગઈ કે—

બંધ બારણાંવાળા ઓરડે બેઠાં બેઠાં એ ભણે છે.
રમવાની ઇચ્છા કરે
તો ગુરુજી એમને ઊભાં કરી રાખે છે!

વૈશાખ જેઠ માસે એમની બપોર-વેળા થાય.
અષાઢ બેસતાં અંધારું થવા લાગે કે એમની સાંજ પડે.
ગાઢ જંગલમાં ડાળ પાંદડાં અવાજ કરી ઊઠે,
ને મેઘનું ગર્જન થાય, ત્યારે એમના સાડા ચાર વાગે.
જેવી રજા પડી, કે એ બધા દોટ મૂકતાકને છૂટે...
કોઈ પીળાં, કોઈ લાલ, કોઈ લીલા, તો કોઈ સફેદ ..
તરેહતરેહના કેટકેટલા રંગના સાજ સજી નીકળી પડે છો
ને મા, તું જાણે છે, ઘર એમનું આકાશમા છે,
રાતે થોકબંધ તારા ઊગી નીકળે છે ને ત્યાં.
તેં એ જોયું, મા!
કે આપણો બાગ છાઈને ઊગી નીકળેના
આ બધા ફૂલ કેટલા ધમાલમા છે તે?
તું જાણે છે આટલી ધાધલ ને આટલી ઉતાવળ
એમને શેની છે તે?
તું મને કહીશ કે, એ લોકો આમ
કોના ભણી હાથ લંબાવી રહ્યા છે તે?
તું શું એમ માને છે કે, એમને ય મારી મા જેવી
કોઈ મા નહિ હોય?

## મા–લક્ષ્મી

આ કરુણ આંખો માડી,
આમ કોની સામે જોઈ રહ્યા છો, મા!
ફૂલની પાદડીઓ કોણે પીંખી રે?
વનના પંખેરુ કોણે ઝાલ્યા?
કોણે, કોને, શું બોલ માર્યાં,
ને કોને હૈયે જઈ વાગ્યા એના બાણ?
કે કરુણાથી તારી આ બે આંખની પાંખડીઓ
આમ છનકાઈ આવી છે, મા?
રમતા રમતા એવું તે શું થયું કે માનડી મારી રમત
છાંડીને બેસી ગઈ!
ફૂલનો ગુચ્છ તારા ખોળામાં પડ્યો રહ્યો,
ને રીસભરી આ ની ફેંકાફેંકી!

પાર વગરના દુઃખ છે અહીં, મા!
આ જગત દુઃખ ભરપૂર છે.
(પણ) તારી આ બે સુધાઝરતી આંખડીને કારણે જ
તો (દુઃખ તમ) ધરતીનું હૈયું હસ્યું છે.
લક્ષ્મી માગી, મોક્ષ તો માડી
આજલગી તું ક્યા સાગરે સંતાઈ રહી હતી?
સહસા કોના પુણ્ય આજ અમારે ગૃહે તારો ઉદય થયો!
તારી હૈયા–કટોરી–ભરી સ્નેહ સુધા લઈ તું અવતરી છો
ને તારું એ હૈયું રેડી દઈ, આ જગતની

પ્રેમ તૃષા મીટાવી જશે તું !

રહો રહો, એની આગળ કઠોર વચન
કોઈ બોલશો નહિ
એની કરુણ આંખડીની વ્યથા વહોરીને,
કોઈ કોઈને ય દુઃખ આપનારું કરશો નહિ.
એનાથી જો એ નહિ સહ્યું જાય,
તો રડી રડીને એ ચાલી જશે.
આ ધરણીના પત્થર શા પ્રાણ પર ફૂલની
માફક ઝરી જશે—
એ તો મારી વિભિખ્નણા છે,
મારી સખ્યાતાગ છે
ક્યારે આવી ને ક્યારે ચાલી જશે,
એ ભયે જ તો હું મરું મરું છું.

શિશુ ] [ ૧૯૦૩

## શિશુનું મૃત્યુ

જીવતું હતું,
હસતું, રમતું ફર્યા કરતું હતું એ.
હે પ્રકૃતિ ! એને જોઈને તને શું થઈ ગયું રે ?
સેંકડો રંગબેરંગી પંખી તારી કને નહોતાં શું ?
કેટકેટના તારા, વન, સિન્ધુ, આકાશ, અપાર !

ને તે છતા—
જનનીની ગોદમાથી તે શાને એને ઝૂટની લીધુ,
ને છાનુ માનુ ધરતીને ખોળે ઘાલી,
ફૂલ વડે ઢાકી દીધુ એને ?
શત શત તારા–પુષ્પમયી, ઓ મહતિ પ્રકૃતિ !
કંઈ નહિં ને એક શિશુની ચોરી કરી તે ?
આ તારૂ અસીમ ઐશ્વર્ય !
એથી એમા કઈ વધારો થયો ખરો ?
નૂતન આનદનો એક કણ સરખો એમા ઉમેરાયો ખરો ?
ઉલ્ટાનુ, તારા જ સમુ વિશાળ એવુ એક માનવીનુ
હૈયુ સાવ શૂન્ય બની ગયુ
એક માત્ર એ શિશુ જતા—

શિશુ ] [ ૧૯૦૩

## ફૂલનો ઈતિહાસ

માલતીનુ એક ફૂલ
વસન્તની પ્રભાતે એણે પ્રથમ પ્રથમ આખ ઉઘાડી
ને પહેલી જ વાર ચોમેર નજર ફેરવી
મધુકર ગીત ગૂજતો આ વ્યો, કહે
'મધુ કયા ? મધુ દે, મધુ દે !'
હરખે હૈયુ ફાટી જતા, ફૂલ બોલ્યુ, 'આ લે, લઈ લે'

પ્રેમ તૃષા મીટાવી જશે તુ !

રહો રહો, એની આગળ કઠોર વચન
કોઈ બોલશો નહિ.
એની કરુણ આંખડીની ભલા વહોરીને,
કોઈ કોઈને ય દુઃખ આપવાનું કરશો નહિ.
એનાથી જો એ નહિ સહ્યું જાય,
તો રડી રડીને એ ચાલી જશે.
આ ધરણીના પત્થર શા પ્રાણ પર ફૂલની
માફક ઝરી જશે—
એ તો મારી શિશિરકણા છે,
મારી સંધ્યાતારા છે.
ક્યારે આવી ને ક્યારે ચાલી જશે,
એ ભયે જ તો હું મરું મરું છું.

શિશુ ] [ ૧૯૦૩

## શિશુનું મૃત્યુ

જીવતું હતું,
હસતું, રમતું, ફર્યા કરતું હતું એ.
હે પ્રકૃતિ ! એને જોઈને તને શું થઈ ગયું રે !
સેંકડો રંગબેરંગી પંખી તારી કને નહોતાં શું ?
કેટકેટલા તારા, વન, સિન્ધુ, આકાશ...અપાર !

ને તે છતાં—
જનનીની ગોદમાંથી તે શાને એને ઝૂંટવી લીધું,
ને છાનું માનું ધરતીને ખોળે ઘાલી,
ફૂલ વડે ઢાંકી દીધું એને ?
શત શત તારા-પુષ્પમયી, ઓ મહતિ પ્રકૃતિ !
કંઈ નહિ ને એક શિશુની ચોરી કરી તેં !
આ તારું અસીમ ઐશ્વર્ય !
એથી એમાં કંઈ વધારો થયો ખરો ?
નૂતન આનંદનો એક કણ સરખો એમાં ઉમેરાયો ખરો ?
ઉલ્ટાનું તારા જ સમું વિશાળ એવું એક માનવીનું
હૈયું સાવ શૂન્ય બની ગયું
એક માત્ર એ શિશુ જતાં—

[શિશુ] [૧૯૦૩

## ફૂલનો ઇતિહાસ

માનતીનું એક ફૂલ
વસન્તની પ્રભાતે એણે પ્રથમ પ્રથમ આંખ ઉઘાડી
ને પહેલી જ વાર ચોમેર નજર ફેરવી
મધુકર ગીત ગૂંજતો આવ્યો, કહે
'મધુ ક્યાં ? મધુ દે, મધુ દે!'
હરખે હૈયું ફાટી જતાં, ફૂલ બોલ્યું, 'આ લે, લઈ લે'

વાયરાએ આવી કાનમાં કહ્યું,
'ફૂલબાલા! પરિમલ દે.'
આનંદે રડી ઊઠી ફૂલ કહે,
'આ લે, જે છે, તે બધુ લઈ જા.'
ડીંટડીમાંથી છૂટું પડી,
ઝાડ હેઠળ ઝરી પડેલું માલતીનું એ ફૂલ,
બીડાવા લાગી છે આંખ એની,
ત્યાં ફરી એકવાર ચોમેર નજર નાખી એણે.
મધુકર કને આવી કહે,
'મધુ ક્યાં? મધુ ક્યાં? મધુ લાવ.'
ધીમો નિશ્વાસ નાખી,
ફૂલ કહે, 'કંઈ નથી રે કંઈ નથી!'
વાયરો નજીક આવી કાનમાં કહે,
'ફૂલબાલા! પરિમલ દે.'
મલિન વદન ફેરવી લઈ,
ફૂલ કહે, 'હવે શું રહ્યું છે રે!'

શિશુ] [૧૯

## મનને થતું—

કેટલાય દિવસથી ફૂલને થતું—
ક્યારે હું ઊડું, મન ફાવે ત્યાં ફરું, તો ભારે મઝા પ

એટલે જ તો ફૂલને એક દિવસ પાંખો ઊગી,
ને એ પતંગિયું બની ગયું.
હવે એને ઊડવાની કોણ ના પાડવાનું હતું?
દીવાની જ્યોત બેઠી બેઠી રોજ વિચાર કરે,
જો મારાથી ઉડાતું હોત તો કેવું રૂડું!
આમ વિચાર કરતાં કરતાં જ અચાનક એક દિવસ
એને પાંખો મળી ગઈ,
ને એ આગિયો બની ગઈ.
હવે ઘરમાં બાંધી રાખી એ રહે ખરી કે?
તળાવના પાણીને થયું,
મારે મૂંગા બેસી રહેવાનું, ને
હાય પેલાં પંખી કેવાં લ્હેરથી ઊડતાં ફરે છે!
એથી જ મને લાગે છે કે
ધુમાડિયા રંગની પાંખો ફૂટી,
ને વાદળું બનીને અનાયાસે એ આકાશમાં ઊડી ગયું.[15]
મને એમ થાય છે કે,
ઘોડો બનીને આ મેદાનો કુદાવી જાઉં.
કોક વાર થાય છે કે,
માછલી બનીને પાણીમા તર્યા કરું.
વળી મન કહે છે,
પંખી બનીને આકાશે ઊડી જાઉં.
મને જે મન થાય છે,
એવું શું કોઈ દહાડો કશું નહિ બને?

# આ તે કેવું...!

દહાડે હું એક હોઉં છું,
ને રાતે વળી બીજો જ બની જાઉં છું,
એમ ન હોય તો—રાતે જે સપના જોઉં છુ એનો શું અ
નાના કાકા જેવા મને પકડવા આવ્યા,
કે પાપો ફફડાવતોકને હું સપનામા ઊડી ગયો,
એ હાથ ઊંચા કરીને કાકા કહે,
'અરે, ઘોભ જગ ,થોભ,
નિશાળે જવાનુ છે તારે,
અત્તરઘડી નીચે આવતો રહે જોઉં!'
મેં કહ્યું, 'કાકા તમે નાહકના બૂમાબૂમ કરો છો
હું તો આકાશે ચઢીને વાદળું બની ગયો છું.
હવે આ પવનની જોડે જોડે ઘુમીશ,
મેઘધનુષને ઓળીશ,
તેજના અશોક ફૂલ વાળમા ગૂંથીશ,
ને મન થશે ત્યારે,
સાત સાગરને પેલે પાર
પારિજાતનું વન છે, એને જળ સીંચવા દોડ્યો જ
પણ જેવી આ વાત કરું છું, ત્યા એકાએક,
કચડ, કચડ, બાજપંખીએ દાત કચકચાવ્યા,
મને બીક લાગી ગઈ—
અરે, મા તો ક્યાય નથી અહીં મારી પાસે।
ને મારી આખ ઉઘડી ગઈ.
જોઉં તો પથારીમાં પડ્યો છુ—

સહજ પાઠ : પ્રથમ ભાગ ]

## કલકત્તા ચાલ્યું ...!

એક દિવસ રાતે મે સપનુ જોયુ.
ીનુ જાણે બોલી ઊઠ્યો, 'જુઓ તો, જુઓ તો !'
જોઉં છુ તો, ઘગના છાપરા જડેલા તે મોભ કાઢીને
ફ્રૂ ફૂક કરતુ, હાલતું ને ડોલતુ
લકત્તા-ક્યાક ચાલી નીકળ્યુ છે,
ઈંટના બનાવેલા ઘર મકાનોની હારની હાર
સ ચાલી નીકળી છે।
ારણા ને બારીઓ ફડાફડ
ણે હના એટલા અજગર ને સાપ બધા
સ્તે નીકળી પડયા છે.
ને એમની પીઠ પર ધૂપધાપ કરતી
દી પડે છે, ટ્રામગાડી।
દુકાનો ને બજાર આખા ઊંચા નીચા થાય છે।
એક અગાસીની પીઠ પર બીજી અગાસી
માથુ ફૂટી મરે છે.
હાવરાનો પૂલ તો જાણે મસ્ત બડો વીંછી ચાલ્યો।
હેરિસન રોડ એની પૂઠે પૂઠે પળ્યો છે.
મોન્યુમેન્ટનાળો ફિચડો તો જાણે ગાંડો હાથી,
મત્ત બની, આકાશે સૂંઢ ઉલાળતો ચાલતો ન હોય।
ને અમારી નિશાળે
પણ જાણે હન હન કરતી દોટ મૂકી છે.
એની પછવાડે, ગણિત ને વ્યાકરણની પોથીઓ—
ને બિચારા નકશા। પંખી પાંખ ફફડાવતું હોય,
એમ દિવાલે જડાઈ રહેલા,—ફટપટ કરે છે। ને ઘટ!

એ તો આમથી તેમ બસ ઝૂલ્યા જ કરે છે.
ગમે તે ટાઈમ થયો હોય,
એ વાગ્યા જ કરે છે, અટકતો જ નથી.
લાખ લાખ માણસો, બધા કહે છે,
'અરે, થોભો તો, થોભો તો ! આમ તો ક્યાં થઈ
ક્યાં જશો ?...
આ તે કેવું ગાંડપણ !'
પણ કલકત્તા તો બસ
એની ચાલવાની ધૂનમાં જ મગ્ન છે.
કોઈનું કશું સાંભળે તો કે ?
એના થાંભલે થાંભલાને, દિવાલે દિવાલને
નાચવાનો નશો ચડી ગયો છે.
'મનમાં મનમાં હું બોલ્યો:
આપણે શી ફિકર છે ?
કલકત્તા ભલેને સીધું પહોંચી જતું મુંબઈ,
ને ત્યાં નહિ, તો જાય ભલે દિલ્હી, લાહોર,
નહિ તો છોને જતું આગ્રે—
ત્યાં માથે મૂકશું પાઘડી ને પગે નાગરાં જૂતા.
જો એમ નહિ, ને એ સીધું વિલાયત ભણી
દોટ મૂકે તોય આપણે શું વાંધો ?
બુટ-હેટ-કોટ ચડાવીને બધાં અંગ્રેજ બની જઈશું.
—પણ ત્યાં તો કશો ખખડાટ થયો,
મારી ઊંઘ ભાગી ગઈ.
આંખ ઉઘાડીને જોઉં છું,
તો કલકત્તા કલકત્તામાં જ છે !

સાડજ પાઠ : બીજો ભાગ] [ ૧૯૩૦

# શુદ્ધિપત્રક

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૭ | ૬ | विनिष्टः | विनष्टिः |
| ૦૮ | નીચેથી ૮ | મશીનરી | મિશનરી |
| ૭૧ | ૧ | ગૂંથવાની | ગુંથાવાની |
| ૭૯ | ૧૨–૧૩ | સ્થિતિ, સુસ્તામાંથી | સ્થિતિસુસ્તતામાંથી |
| ૧૪ | ૫ | નવમો દીકરો | ૮મો દીકરો |
| ૧૯ | ૨ | ભારતીય સંસ્કૃતિ ઉપરનું લાંબું કાવ્ય | ભારતીય સંસ્કૃતિ વિશેનાં કાવ્યો |
| ૦ | ૫ | સમાસ્યા | સમાલોચના |
| ૧ | ૬ | લખાણથી | વાર્તાથી |
| ૨ | ૧૦ | નાટ્યકાર | કવિ-દાર્શનિક |
| ૪અ | ૬ | જન્મશતાબ્દી | મૃત્યુશતાબ્દી |
| ૯ | સંસ્કૃત | यच्य | यच्च |
| ૦ | ” | मागा | मा मा |
| ૫ | છેલ્લી ( શ્લોક ) | ‘ મિલન ’ | ‘ મિલાન ’ |
| ૯ | સંસ્કૃત | स्वाद्वत्यन्त-मन्योऽलि | स्वाद्वत्यन्त-मन्योऽमि |
| ૧ | ” | कवो | को |
| ૨ | ૧૪ | ચાલ્યા | ચાલ્યાં જાય |
| ૪ | ૬ | તૃપ્ત થશે જીવન કેરી | તૃપ્ત થશે અનેક જીવનકેરી |
|  | ૧૨ | હાસ્યમુખે | હાસ્યમુખે |

| | | | |
|---|---|---|---|
| ૪૩૯ | ૧૨ | આટલે સુકાઈ ગયાં | આટલે દિને સુકાઈ ગયં |
| ૪૫૬ | ૮ | આ શાનો | આશાનો |
| ૪૬૧ | ‘ વૈતાલિક ’–૨ | દિશે | દિને |
| ૪૬૨ | ,, –૩ | પિપાસાત | પિપાસાર્ત |
| ૪૬૨ | ‘ પ્રભુ મારા ’–૭ | ગતિમાં ગતિ | ગતિના ગતિ |
| ૪૬૩ | ‘અગન સ્પર્શમણિ’–૬ | રૂદે | રૂડે |
| ૪૬૩ | ‘હૈયામાં છૂપો’–૪ | હુ રહ્યો’તો | તું રહ્યો’તો |
| ૪૮૬ | ૧૪ | ધન | ધાન |